# અકબર–બીરબલની વિનોદી વાર્તાઓ.

કર્તા

મરહુમ પેસ્તનજી જમશેદજી સેઠ.

સુધારેલી વધારેલી

૨ જી આવૃત્તિ.

પ્રકાશક

ફીરોઝ પેસ્તનજી સેઠ.

૨૫૮, બેસતું ઘર, બજારગેટ, કોટ, મુંબઈ.

# અકબર—બીરબલની વિનોદી વાર્તાઓ.

(જેમાં હિન્દના બીજા રાજાઓના હાજરજવાબી દીવાનોની તેવીજ વિનોદી વાર્તાઓનો સંગ્રહ પણ કરેલો છે.)

લેખક

**પેસ્તનજી જમશેદજી સેઠ,**

તે "ચાંદબીબી," "હાજી બાબાનાં સાહસ કર્મો," "જનાનખાનાની બીબીઓ," "અરાઢમી સદીનું હિંદુસ્તાન," "શાહજાદો અને ભીખારી," "ચમત્કાર મયુખ યાને ત્રિકાલદર્શી આયના," "સ્વપ્નાની તાસીર—(તાસીરે ખ્વાબ) અને લોકપ્રિય નજુમ સંગ્રહ," "તમામ ખોરદેહ અવસ્તા," "રાજ્યરત્ન બીરબલનો હાસ્યભંડાર," "અન્કલ ટોમ્સ કેબીન" "યાને ગુલામી બાજાર અને તવંગરની તલ્વાર"—વગેરેના કર્તા.

પ્રકાશક

**ફીરોઝ પેસ્તનજી સેઠ.**

**મોદી પ્રિન્ટીંગ પ્રેસ,**

૨૩૭—૨૩૯, બજારગેટ સ્ટ્રીટ, કોટ,—મુંબઈ.

**આવૃત્તિ બીજી.**

સં. ૧૯૮૭ ઈ. સ. ૧૯૩૧

**કિંમત રૂ. ૨—૪—૦.**

પ્રકાશક
**ફીરોઝ પેસ્તનજી સઠા,**
નંબર ૨૫૯, વોરાનું ઘર, બજારગેટ સ્ટ્રીટ, કોટ, **મુંબઈ.**

**મોદી પ્રિન્ટીંગ પ્રેસમાં**
ફ્રામજી બેરામજી મોદીએ
૨૩૭-૨૩૯, બજારગેટ, સ્ટ્રીટ, કોટ, **મુંબઈ**
છાપ્યું છે.

મળવાનાં ઠેકાણાંઃ—
પ્રકાશક—**ફીરોઝ પેસ્તનજી સઠા,**
નં० ૨૫૯, વોરાનું ઘર, બજારગેટ, કોટ, **મુંબઈ**
તથા
દરેક પ્રસિદ્ધ બુકસેલરો.
તથા
એ. એચ. વ્હીલરના
દરેક બુકસ્ટોલ પર મળશે.

# ખુલાસો—બે બોલ

આ પુસ્તકને પ્રસ્તાવનાની તો જરૂર જ શી હોય? પણ માત્ર ખુલાસા-રૂપે બે શબ્દ કહેવાની આવશ્યકતા લાગે છે. આ પુસ્તક તૈયાર કરવામાં માત્ર, છુટાછવાયા અને વિખરાયલા સંગ્રહને એકઠો કરી તેને વાંચકવર્ગ હજુર રજુ કરવાની તક હાથ ધરવામાં આવી છે. એ વિષયને લગતાં ઘણાંક ગુજરાતી, ઇંગ્રેજી તથા હિન્દી વગેરે લખાણોને સામટાં મુકવાની એમાં માત્ર કોશેષ કરવામાં આવી છે; પણ તેમ કરતાં મૂળ અડચણ તો એજ જણાઈ આવી કે એકની એક વાર્તા, જુદાં જુદાં પુસ્તકોમાં જુદી જુદી રીતે આપેલી જોવામાં આવી. એક વાર્તાનું ધડ–પૂછડું એક પુસ્તકમાં એક રીતે આપેલું, તો બીજામાં તેથી જુદી જ રીતે આપેલું જોવામાં આવ્યું, અને વળી ત્રીજામાં ત્રીજી જ રીતે અપાયલું જણાયું. માટે તે સઘળાંઓને એકઠાં કરી, વાર્તાનું અંદરનું રહસ્ય કે તાત્પર્ય ચુંથાઈ જવા કે ફેરફાર થવા નહી પામે તેવી રીતે તેને વ્યવસ્થાપૂર્વક ગોઠવી, વાંચનારા-ઓને તત્કાળ સમજણમાં ઉતરી જાય, અને કશો ગુંચવાડો ઉભો થવા ન પામે તેની સંભાળ રાખી, વાર્તાઓનો ક્રમ અને સીલસીલો ઉભો કરવાની બહુ જ કાળજી રાખવામાં આવી છે; જેથી ઘણીખરી વાર્તાઓ અસલ કરતાં, ભેગાં મિશ્રણથી તદ્દન નવાં જ અને તેના અસલ ખરેખરાં રૂપરંગમાં બદલાઈ જવા પામી છે. આ સંગ્રહમાં આવેલી વાર્તાઓ, જેમ બે ઘડી મનરંજન કરનારી, તેમ તે આનન્દ આપનારી, અને અનેક મુશ્કેલીઓમાંથી છટકવાને કેવી સમયસૂચકતા વાપરવી, તેનું જ્ઞાન આપનારી છે. એક વાર વાંચ્યા છતાં તે ફરી ફરી, જ્યારે પણ બેઘડી ફુરસદ મળી હોય તે વેળા તે પાછી વાંચી જવાથી મન કંટાળતું નથી, પણ ઓર તેમાંથી કાંઇક નવનવુંજ મળી આવે છે.

પ્રસિદ્ધકર્તા.

# આમુખ

આજે હિંદી પ્રજા વિદેશી સત્તાથી મોકળી થવાને ખળભળી રહી છે અને દેશમાં બ્રીટીશ રાજ્યને બદલે સ્વરાજ સ્થાપવાને તલપી અને પ્રયત્ન કરી રહી છે. તેવે સમયે મુગલ શહેનશાહ અકબરની દરબારને દીપાવનાર રાજય રત્ન બીરબલની વિનોદી વાર્તાઓનું આ પુસ્તક આપણને તે પ્રતાપી પાદશાહની ઉમદા રાજ્યનીતિની યાદ આપે છે.

મુગલ શહેનશાહતની આગળ થઇ ગયલા ગીઝનવી, ઘોરી, ગુલામ, ખીલજી વગેરે ધર્માંધ ઇસલામી રાજાઓ હિંદુઓને હિણુતા અને હેરાન કરતા. પરંતુ અકબરે ન્યાત જાતનો કશોએ ભેદ ન રાખતાં શું હિંદુ કે મુસલમાન, પઠાણ કે બ્રાહ્મણ, મુગલ કે રજપુત, સર્વને એકસરખા ગણી તેમના ગુણ પ્રમાણે રાજકાજમાં લાયક સ્થાન આપ્યું. તેજ પ્રમાણે વેપારના છુટાપણાંમાં, કરવેરામાં, ઇનસાફમાં કે બીજી હરેક બાબતમાં તેમણે સરખા ગણ્યા. કહો કે તેણે ઇસલામી રાજય ફેરવી નાંખીને હિંદી રાજ્ય સ્થાપ્યું.

આ ઉત્તમ રાજ્યનીતિના પ્રતાપથી અકબરશાહની દરબાર હિંદુ વિદ્વાનો તથા કવિઓથી સુશોભિત બની. કવિઓમાં બ્રહમદાસ ભાટ હિંદી કાવ્ય રચવામાં કુશળ અને પાદશાહનો માનીતો હતો. જેમ કાવ્ય શક્તિમાં તે એકકો હતો તેમ બુધ્ધિબળમાં પૂરો અને યુધ્ધમાં શૂરો હતો. વળી રાજ-કારભારમાં ચપળ અને ચતુર હતો. આથી તેને અકબર પાદશાહે "કવિરાય" નો તેમજ "રાજા બીરબલ"નો ખેતાબ આપ્યો હતો. ધર્મ સંબંધી બાબ-તોમાં પણ બીરબલ રસ લેતો હતો. અકબરે "દિને ઈલાહી" પંથ સ્થાપ્યો અને જુદી જુદી કોમોને એક કરી નાંખવાની કોશેષ કીધી તેમાં જે હિંદુ મુસલમાન ઉમરાવો શામેલ થયા તેમાં બીરબલ પણ એક હતો.

બીરબલની વાર્તાઓને હાલના જમાનાને રૂચે એવી રીતે રજુ કરનાર ઉત્સાહી લેખક પેસ્તનજી જમશેદજી સઠ્ઠા લખે છે તેમ દક્ષિણ તેમજ ઉત્તર હિંદુસ્તાનમાં બીરબલનું નામ ઘરેઘર મ્હોડે રમી રહેલું જણાય છે. આ

ભાગ્યશાળી પુરૂષ ઉપર કુદરતે મીઠી વાણી તેમજ મધુર સ્વભાવની નવાજેશ કીધી હતી. તેની વકતાબાજી, ટકોરબાજી અને ઠઠ્ઠાબાજી સાથે હાજરજવાબીથી અકબરશાહ ખુબ પ્રસન્ન હતા. પણ એટલામાંજ તેના ગુણોનો સરવાળો પૂરો થતો નથી. કેટલાક ઇતિહાસકારોએ તેને એક માત્ર મશ્કેરા તરીકેજ વર્ણવીને તેને મોટો અન્યાય કર્યો છે. ઉપર જણાવ્યું છે તેમ ટકોરબાજી સાથે તેનામાં દરબારને દીપાવે એવી કુશળતા હતી અને જેઓએ શાહ અકબરના રાજ્યનો સંપૂર્ણ હેવાલ વાંચ્યો છે તેઓ બીરબલને એક મહાન કવિરાજ, શૂરા સેનાપતિ અને શ્યાણા રાજદરબારી તરીકે ઉંચ સ્થળ આપે છે. પરંતુ આ પણ ખરી વાત છે કે જ્યારે તેની રાજકારભારની ખબરદારી અને ચાલાકી કે રણક્ષેત્રની બહાદુરી આજે કોઇ ભાગ્યેજ યાદ કરે છે, ત્યારે તેનાં કાવ્ય અને તેની મોહપમાડનારી વાર્તાઓ આજ દીન સુધી લોકના હૃદયમાં રમી રહ્યાં છે. તેના ટુચકાઓમાં માત્ર વિનોદ ને હાસ્યજ નથી; તેમાં ઉંચ મનોબળ, કુશળતા અને ચતુરાઇ, હાજરજવાબી તથા અક્કલમંદી પણ મળી આવે છે. આથી વાંચકને આનંદ મળવા ઉપરાંત એક રીતનું દુનિયાદારીનું જ્ઞાન તથા શિક્ષણ પણ મળે છે. એ ધોરણે આ વાર્તાઓના પુસ્તકની કિંમત આંકતાં આપણે તેના મરહુમ ઉદ્યોગી તથા ઉમંગી લેખકનાં ઘણાં આભારી છિયે અને એ વાર્તાઓનો સંગ્રહ કરવામાં તેઓએ લીધેલા શ્રમની પિછાણ કરિયે છિયે. એમના બેટા ભાઇ ફીરોઝ પેસ્તનજી સઠ્ઠાએ એ પુસ્તકની બીજી આવૃતી બહાર પાડી છે તે માટે એમને પણ ધન્યવાદ ઘટે છે. આજે કેટલા લેખકોના બેટાઓ પોતાના પિતાની સાહિત્યની સેવામાં ઉલટ લે છે? કેટલાઓ તેમની યાદ તાજી રાખવાની કાળજી બતાવે છે? ભાગ્યશાળી તે લેખક કે જેનાં ફરજંદો તેણે સાહિત્યની ફુલવાડીમાં રોપેલાં ઝાડોને તાજગી આપી સુકાવા દેતાં નથી.

આ મનોરંજક તેમજ બોધક પુસ્તકને ઘરેઘર આવકાર આપવામાં આવશે અને તેને પ્રગટ કરવામાં ભાઇ ફીરોઝ સઠ્ઠાએ જે મેહેનત લીધી છે તેના પુરતી કદર કરવામાં આવશે એવી ખાતરી રાખી શકાય.

તા૦ ૫ મી જુલાઈ, ૧૯૩૧. **રૂસ્તમ પેસ્તનજી મસાની.**

# આભાર પત્રીકા

આ પુસ્તકને પ્રજા સમક્ષ રજુ કરતા સર્વથી પહેલાં મારે બે બોલ આ પુસ્તકને પોતાના સુંદર દીબાચાથી દીપાવનારા એક વેળાના મુંબઇની મ્યુનીસીપાલીટીના સવથી પહેલા નામીચા હિંદી કમીશનર અને આપણા શહેરી સમાજમાં લાગવગભર્યો અને સંગીન ભાગ લેનારા સાક્ષરરત્ન શ્રીયુત રૂસ્તમ પેસ્તનજી મસાની, એમ. એ., જે. પી., માટે લખવા છે. શેઠ રૂસ્તમ મસાની એક ઉદ્યોગી શહેરી તરીકે, એક ધુંધી કારોબારી તરીકે, એક કુશળ વેપારી તરીકે અને એક નામીચા નાણાશાસ્ત્રી તરીકે આપણા શહેરમાં અત્યાર અગાઉના ઘણા પંકાયલા છે. સમાજે તેમજ સરકારે તેની કદર કરી છે એટલે તે વિષે જાસ્તી બોલવું એ સોના ઉપર ઘોળ ચઢાવવા બરાબર છે. પરંતુ આ બધી તેમની લાયકાતો માટે નહિ પણ એક સાક્ષર તરીકેની તેમની યોગ્યતા અને વિદ્વતા તરફજ નજર રાખીને મેં મારા મરહુમ પિતાશ્રીની આ કેતાબનો દીબાચો લખવાને એમને આગ્રહપુર્વક નોતર્યા છે અને એ મારાં આમંત્રણનો સ્વીકાર કરીને એ ભલા ભાઇએ આ પુસ્તકને એક કીંમતી દીબાચાથી નવાજીને મને ઘણો આભારી કર્યો છે. શેઠ રૂસ્તમ મસાની એક અવ્વલ દરજ્જેના લેખક છે, જેઓએ એમની કલમથી લખાયલી વાર્તાઓ કે આરટીકલો વાંચી છે તેઓ સર્વે એમ એકામતીથી કબુલે છે. અને એવા એક શીખેલા, વખણાયલા અને પ્રજાપ્રીય બનેલા કલમકશ તરફનો દીબાચો મારા પિતાશ્રી જેવા ગુર્જર સાહિત્યની સતત્ સેવા બજાવી જનારા એક મરહુમ કલમકશને માટે તદ્દન યોગ્ય છે. શેઠ રૂસ્તમ મસાનીએ હાલમાં ઇન્ડીયન બેંકીગ ઇન્કવાયરી કમીટીના સેક્રેટરી તરીકેના અતી મહત્વના અને જંજાલભર્યાં કામમાં રોકાયલા હોવા છતાં પોતાના કીંમતી વખતને ભોગે આ બે બોલ લખી આપ્યા છે તે માટે એ વિદ્વાન સાક્ષરનો હું ખચ્ચીત કરીને વધતો હેશાનમંદ છું.

ફીરોઝ પેસ્તનજી સડા,
પ્રકાશક.

# પ્રકાશક તરફના બે બોલ

આ પુસ્તક વિષે મારા પ્રસ્તાવનાની કાંઈ જરૂર હોય એમ હું માનતો નથી છતાં પણ જો હું બે બોલ લખવાની કોષેષ કરીશ તો ખોટો ગણાઈશ નહિં. આ પુસ્તકની પહેલી આવૃતી મારા મરહુમ પીતાજી પેસ્તનજી જમશેદજી સઠાએ ૧૯૨૮ ના સાલમાં છાપી હતી અને તેની ૧૫૦૦ નકલ આટલા ટુંક વખતમાં ખપી જશે એવો સ્વપ્ને પણ ખ્યાલ હતો નહિ, અને તેની ૨ જી આવૃતી ઘણાક સુધારા વધારા સાથે આટલી ટુંક મુદતમાં ૧૫૦૦ કોપી બહાર પડે છે તેજ બતાવી આપે છે કે લોકોમાં આ ચોપડી બહુજ લોકપ્રીય થઇ ગઇ છે.

આ પુસ્તક વાંચવાથી કેટલાક પ્રસ્તાવના લખનારના બોલમાં બોલું તો "આ પુસ્તક રડતાંને હસાવે છે, મૂર્ખને પંડીત બનાવે છે, કાયરને મરદ અને મુંગાને સભાજીત બનાવે છે, જે વાંચવાથી વાક્ચાતુરી વધે છે, વ્યવહારૂ જ્ઞાન વધે છે. હાજરજવાબી થવાય છે અને સાહિત્યના નહિ શોખીનો પણ આ પુસ્તક બહુજ હોંશથી જ્યાં જાય ત્યાં સાથે લઈ જઈ વાંચે છે." છેવટે હું આશા રાખું છું કે જે પ્રમાણે વાંચક વર્ગ મારા મરહુમ પીતાજીના પુસ્તકો ખરીદી તેમને ઉત્તેજન આપતા હતા તેજ પ્રમાણે મને પણ આપશે તો મારી ઇચ્છા પાર પડેલી ગણાશે અને ભવિષમાં બીજાં સારાં પુસ્તકો પ્રસિધ્ધ કરવાને મને ઉલટ છુટશે.

આ ટકે આ ચોપડી છાપનાર મોદી પ્રિન્ટીંગ પ્રેસના લાયકીવાલા માલેક ભાઇ ફરામજી બેરામજી મોદીએ છાપવાની જે મન માંગતી સવળતા કરી આપી છે, સંભાળભર્યું પ્રિન્ટીંગ, નવા ટાઇપ અને ઘણીજ ટુંક મુદતમાં છાપી આપ્યું છે તે માટે હું તેમનો ઘણો આભારી થયો છું.

ફીરોઝ પેસ્તનજી સઠા,
પ્રકાશક.



મરહુમ પીતાજી પેસ્તનજી જમશેદજી સેઠના.

# અર્પણ.

રગે રગે ગંઠાયલા એક લેખક—સાહિત્યના અનુભવી અભ્યાસી—કાબેલ વારતાનવેશ અને જરનાલિસ્ટ. તમો તરફના મારા અનહદ માન અને પ્યારની નિશાન તરીકે તમોએ લખેલું આ લોકપ્રીય પુસ્તક તમારાં મરણની ગંભીર યાદમાં હું તમારો દાસાનુંદાસ અર્પણ કરૂં છું.

ફીરોઝ પેસ્તનજી સઠા.

# સાંકળિયું.

## બીરબલ (ભાગ ૧ લો.)

પૃષ્ઠ

પૃષ્ટ

## તેનાલીરામ (ભાગ ૨ જો.)

## રમણ.

## આપાજી.



## કોમાટી.

## જમાઇજી.



## પરચુરણ.

# ગોદરેજના ચરબી વીનાના નાહવાના સાબુ.

**ડા. એની બીઝાન્ટ કહે છે કેઃ—** ગોદરેજના સાબુ બીજા સઘલા સાબુઓ કરતાં ચઢીયાતા છે, અને તે વાપરવાને મારા સર્વ મીત્રોને હું ભલામણ કરૂં છું.

**કવી રબીન્દ્રનાથ ટાગોર—**ગોદરેજના સાબુઓ સર્વ પરદેશી સાબુઓ કરતાં ચઢીયાતા છે અને હવે પછી હંમેશ એજ સાબુ મારા વપરાસમાં લઇશ.

**મુંબઇના બે ઇસ્પીટાલોના એમ. ડી. હીંદુ ડાકટરોના મત—**હમો ગોદરેજના સાબુઓ વરસોથી વાપડતા આવ્યા છૈયે. અને હમો તેના ઉત્તમ ગુણો માટે તેના બનાવનારને શાબાશી આપ્યે છૈયે.

**ડા. શઠ, મુંબઇ—**મુબઇના બજારમાં ગોદરેજના સાબુઓ વેચાવા મુકયા તે દીવસથી હું ગોદરેજના સાબુ સીવાએ બીજો કોઇબી વાપડતો નથી.

**ડા. દારા દસ્તુર—**ગોદરેજના સાબુ જેટલો કોઇ પણ બીજો સાબુ ચામડીના દરદોપર ફાયદાકારક નથી.

**સર દીનશા અને લેડી પીટીટ—**હમો ગોદરેજના સાબુ ઘણા પસંદ કરીયે છઇયે અને રોજ હમો તે વાપડયે છઇયે.

**સર ફીરોઝ સી. શેઠના—**હું એથી ત્રણ વરસ થયા ગોદરેજનાજ સાબુ વાપરૂ છું અને હું તેથી ઘણો સંતોશ પામ્યો છું.

**સર ફાઝલભાઇ કરીમભાઇ—**હું અને મારા કુટુંબીઓ ગોદરેજના સાબુઓ લાંબો વખત થયો ખુશીથી વાપડયે છઇએ.

**સર પરશોતમદાસ ઠાકોરદાસ—**હું ઘણા વરસ થયાં ગોદરેજનાજ સાબુ વાપરૂં છું, અને મારા મત પ્રમાણે તે એક સંપુર્ણ બનાવટ છે.

**સર કાવસજી જાંગીર** (જુનીયર)—ગોદરેજના સાબુઓ કરતાં વધુ સારા સાબુઓ મેં જોયા નથી. ઉત્તમ બનાવટના છે.

**મોન જોસફ વાન પ્રેગ—**(મુંબઇ તથા પેરીસનો લખોપતી મોતીનો વેપારી) મારી ચામડી ઘણીજ નરમ છે. મે ઘણા પરદેશી તથા અમેરીકન સાબુઓ વાપડયા છે પણ તે સર્વમાં ગોદરેજના સાબુઓ સારા છે, અને મારી યુરોપની મુસાફરીમાં મારી સાથે ગોદરેજનાજ સાબુ લઇ જઉં છું.

**મેજર ડીકીનસન—**(ગવરમેન્ટ કેમીકલ એનેલાઇઝર) ગોદરેજના સાબુઓ સર્વ રીતે ઉત્તમ છે.

સોલ એજન્ટસ—**નાદીરશાહ, પ્રીટર અને કંપની,**

**૧૨૫, એસપ્લેનેડ રોડ, કોટ, મુંબઇ. કલકત્તા અને લાહોર.**

# અકબર–બીરબલની વિનોદી વાર્તાઓ.



## બીરબલની ઓળખ.

બીરબલ નામ એટલું બધું પ્રસિદ્ધ છે કે કોઇજ તેનાથી અજાણ્યું હશે. છતાં તે ક્યાંથી આવ્યો, તેના માતાપિતા કોણ, તે જાતનો કોણ, તેની વિદ્વતા શી, તે કયા શેહેરનો રહીશ, તેનું મુળ નામ શું, એ વગેરેથી ઘણા જ થોડાઓ માહીતગાર હશે. આવતાં પ્રકરણોમાં બીરબલ અને અકબરની ઘણીક રમુજી ટુચકા ટાહુકાઓ ભરેલી વાર્તાઓ. જેમાં તે વિદ્વાનની હાજરજવાબી અને વાકચાતુરિ વગેરેની તરેહવાર ચમત્કારિક પ્રસાદી વર્ણવવામાં આવી છે તે વાંચવાથી વાંચકોને તે માણસની ઉંચ પ્રકારની કુશળતા માટે ઘણાક વિચારો ઉત્પન્ન થવાનો સંભવ છે. તેને ખાતરજ તેવા એક વિદ્વાનની થોડીઘણી ઓળખ અત્રે આપેલી નકામી થઇ પડશે નહી. કેનેરીસ, તામીલ, તેલંગુ, કે મલાયલમ ભાષા જાણનારા કે બોલનારાઓમાં બીરબલનું નામ તદ્દનજ નવું જણાશે. પણ દક્ષિણ હિંદુસ્તાનમાં જેના તેના ઘરમાં તેમ ઉત્તર હિંદુસ્તાનમાં બીરબલનું નામ તો બાળકને મ્હોડે પણ રમી રહેલું જણાય છે. તેનાલીરામ તેમ બીરબલ બંને બહુ વિદ્વાન માણસો હતા, અને મહાન રાજકર્તાઓની દરબારમાં માનીતા હતા. તેનાલીરામ કૃષ્ણા જીલ્લામાં આવેલાં તેનાલી ગામનો રહીશ અને વિજયનગરીના રાજા કૃષ્ણદેવરાયના વખતમાં તેલંગુમાં જાણીતો અને માનીતો હતો. બીરબલનું કેટલુંક જન્મવૃતાંત, અબુલફઝલકૃત આઇને અકબરી નામના ગ્રંથમાં આપવામાં આવેલું છે. બીરબલ અથવા બીરબર જાતે બ્રાહ્મણ હતો. અબુલ–ફાઝલના લખવા પ્રમાણે તેનું અસલ નામ "મહેશદાસ" એવું હતું, પણ બડાઉનીના લેખ પ્રમાણે તે નામ બ્રહ્મદાસ એવું હતું. તે જાતે ભાટ અને ગવૈયો હતો. ભાટોને ઇરાનીઓમાં 'બદફ્રોશ' અથવા વખાણ પીરસનાર તરીકે ઓળખતા હતા. તે જાતે બહુ ગરીબ હતો; પણ ખુલ્લાં ભેજાનો અને તીવ્ર મનશક્તિ-

વાળો માણસ હતો. બડાઉનીના લેખ મુજબ તે, શાહ અકબર ગાદીએ આવ્યા પછી તુરતજ કાલપીથી શાહની દરબારમાં દાખલ થવા પામ્યો હતો, જ્યાં તે પોતાના રમુજી ટુચકા ટાહુકા અને હાજરજવાબીથી માનીતો થઇ પડયો હતો. તેનાં હિંદી કવેતો બહુ વખણાતાં હતાં; અને શાહ અકબરે તેથી તેને "કવિરાજ" અથવા રાજકવિનો ખેતાબ આપ્યો હતો, અને હમેશાં તેને પોતાની હાજરીમાં રાખતો હતો. અકબરના રાજ્યના ૧૮ માં વર્ષમાં નગરકોટનો રાજા જયચંદ જે દરબારમાં દાખલ થયલો હતો તેના ઉપર શાહની કાંઇક ઇતરાજી થવા પામી હતી, અને તે કારણે તેને કેદમાં નાંખવામાં આવ્યો હતો. નગરકોટ તે પછી બીરબલને જાગીર તરીકે આપવામાં આવ્યું હતું, અને તે પછી બીરબલને શાહે "રાજા"નો ઇલ્કાબ પણ આપ્યો હતો. નગરકોટ તેને મળવા છતાં કેટલાક મતફેરોની ગરબડને લીધે તે જાગીર મેળવી શક્યો ન હતો. પાટણ અને અમદાવાદ ઉપર અકબર હલ્લા લઇ ગયો ત્યારે બીરબલ પણ તેની સ્વારીમાં તેની જોડે હતો. ઘણીક વેળા તેને એલચીખાતાનું કામ પણ સોંપવામાં આવતું. તેજ મુજબ ૨૧ મા વર્ષમાં રાય લોન કરણ જોડે તેને ડુંગરપુર મોકલવામાં આવ્યો હતો, જ્યાંનો રાજા પોતાની દીકરીને અકબરના જનાનામાં દાખલ કરવાની ઇચ્છા રાખતો હતો. ૨૮ મા વર્ષમાં તે "જૈન કોકા" જોડે મળીને રાજા રામચંદને દરબારમાં લઇ આવ્યો હતો.

બીરબલ પોતાનો સઘળો વખત દરબારમાંજ પસાર કરતો હતો. ૩૪ મા વર્ષે ઝૈનખાન કોકા, બીજોર અને સા વાદમાં યુસુફજાઇ તાયફા સામે ચઢાઇ લઇ ગયો હતો, તે વેળા તેને વધુ મદદની જરૂર પડવાથી તે લેવાને બીરબલને હકીમ અબદુલ ફાથ સાથે ત્યાં મોકલવામાં આવ્યો હતો. અકબરે ચીઠી નાખી અબુલફઝલને મોકલવો કે બીરબલને મોકલવો તે નકકી કર્યું હતું; અને તેમાં બીરબલનું નામ નીકલ્યું; પણ અકબરને તેનાથી છુટો પડવા ભાવતું નહતું. પણ ચીઠીમાં નામ તેનું નીકળવાથી તેનેજ મોકલવાની ફરજ પડી. આ લડાઇનું છેવટ બહુ નીરાશાભરેલું આવ્યું. એ

લડાઇમાં બીરબલ ૮૦૦૦ માણસના લશ્કર જોડે મરાયો ગયો. આવી મોટી હાર અકબરે કોઇ દિવસ અનુભવી નહતી. સર્વે કરતાં અકબરને બીરબલનાં મરણનો બહુ ખેદ થયો, અને જણાવ્યા મુજબ અકબરે અતિઘણો અફસોસ કીધો કેમકે તે બાપડાનું શબ પણ હાથ લાગ્યું નહી. જો લાગ્યું હોતે તો ઘટતી ધામધુમ સાથે તેની દહનક્રિયા કરી શકતે, છતાં પણ એકજ વિચારથી તેણે દીલાસો લીધો કે બાપડો દુનિયાની જંજાલથી છુટો છે; અને દહન-ક્રિયાને બદલે સૂર્યના તાપથી તેનું બદન સફા થઇ ગયું હોવું જોઇએ. તેનાં મરણ પછી તેના હૈયાત હોવા વિષે, અને નગરકોટના પહાડોમાં જોગી અને સન્યાસીઓ જોડે જોગીના વેષે જીવતો હોવાની ગપો ઉરાડવામાં આવી હતી, અને અડાવવામાં પણ આવ્યું કે પોતાની હાર થવાથી શરમનો મારેલો તેણે આ અવતાર લીધો છે. પણ તપાસ કરતાં તે ગપ ખોટી ઠરી હતી. એક વેળા એવી પણ ગપ ફેલાઇ કે કલીન્જર કે જ્યાં તેની જાગીર હતી ત્યાં તે એક દિવસે એક હજામ પાસે ચંપી કરાવતાં ઓળખાઇ આવ્યો હતો. તે હજામને પકડી હાજર કરવાનો હુકમ ત્યાંના તેહસીલદાર ઉપર મોકલ્યો. તેહસીલદાર કોઇને મોકલી શકયો નહી, તેથી શાહે તેને કોર્ટમાં બોલાવ્યો અને તપાસ કરી તેને સખત સજા કરી.

બીરબલ જેવી પોતાની કવિત્વશકિત અને ગાયક તરીકે પ્રસિદ્ધ હતો, તેવોજ જાતે તે બહુજ ઉદાર વૃતિનો હતો. તેનાં ટુકાં કવેતો, ટાહુકા ટુચકા, મસ્કરીઠઠ્ઠા પણ એટલા જગજાહેર થઈ ગયા હતા કે તે આખા હિંદુસ્તાનના લોકોને જાણે મોઢેજ ચઢી ગયા છે. બીરબલે, અકબરને ઇસ્લામ ધર્મ તજી દેવાને સમજાવ્યો છે એવી અફવા ઉપરથી બદાઉની તથા બીજા ચુસ્ત મુસલમાનો તેના પ્રત્યે બહુ તિરસ્કારની લાગણી દર્શાવતા હતા. એ બાબતમાં બીરબલ ખરેખરો કેટલી હદ સુધી અપરાધી ગણાય તે કેહેવું સેહેલ નથી. પણ એટલું તો ખરૂં છે કે સૂર્યની પૂજા કરવાનું અકબરને બીરબલે શીખાડયું હતું, તેનીજ સમજાવટથી કપાળે તિલક કરવાનું અને જનોઇનો દોરો ઘાલવાનું પણ શીખ્યો હતો. ગૌમાંસ ખાવું હરામ છે એ ફરમાન પણ તેણે બીરબલની સમજાવટથીજ બાહાર પાડેલું મનાય છે.

આથી ધર્મચુસ્ત મુસલમાનો તેના તરફ ઇર્ષા ધરાવે એ માની શકાય તેવું છે. એકવાર દરબારમાં કાંઇ ધર્મ સંબંધી વાદવિવાદ ચાલતાં બીરબલે મોસલેમ ધર્મ પ્રત્યે કાંઇક ટીકા કરી. તે ઉપર શાહબાઝ અને તેના વચ્ચે એટલો ઝઘડો ચાલ્યો કે જો શાહ અકબરે વચ્ચે પડી સમાધાન કર્યું નહતે તો શાહબાઝ કદાચ બીરબલને ઠાર કરી નાખવાને પણ ચુકતે નહી.

બદાઉની અને અબુલ ફાઝલ એ બંનેએ તો બાદશાહની દરબારમાં બીરબલે ભોગવેલી ઝાહોઝલાલીના સંબંધમાં ટુંક ટુંક વિવેચનો આપ્યાં છે, પણ મૌલાના આઝાથે રાજા બીરબલની જીંદગીનું વૃતાંત કાંઇક વિગતે લખ્યું છે. તે ઉપરથી જણાય છે કે બીરબલનો જન્મ, ગોદાવરી નદીના કીનારા ઉપર આવેલા માર્જલ નામનાં નાનાં ગામડાંમાં ઇ. સ. ૧૫૪૦ માં થયો હતો. સરબર જાતના ચુસ્ત બ્રાહ્મણ કુટુંબમાં તેનો જન્મ થયો હતો બીરબલ ચાર વરસનો થયો; ત્યારે તેનો પિતા મરણ પામ્યો. તેની શરૂઆતની જીંદગીના સંબંધમાં જુદા જુદા હેવાલો મળે છે. પણ મૌલાના આઝાથ પ્રમાણે તેનું મૂળ નામ હેરાદાસ હતું અને તે જાતે ભાટ, અને અબદુલ કાદર પ્રમાણે તેનું નામ બ્રહ્મદાસ હતું અને કાલ્પીમાં તેનો જન્મ થયો હતો. તેનો પિતા કાલીદાસ નામનો હતો. તે મરણ પામવાથી તેની માને ભારે ખેદ થયો હતો. અને તે પણ દુખી થઇ તેની પાછળ મરણ પામી. બીરબલને બે ભાઇ હતા, તેમાં વડાનું નામ મોહનરામ હતું તે બચપણમાંજ મરી ગયો હતો. નાનાનું નામ ગંગારામ હતું; પણ તે આ સંસાર ત્યાગ કરી નેપાલનાં જંગલમાં એકાંતવાસમાં પડ્યો હતો. એટલે બીરબલની સંભાળ તેના સગાંવાહલાંઓને માથે પડી હતી. પણ તેનો નસીબો જુદાજ પ્રકારે પ્રકાસ્યો. કલીન્જરના પંડિતે પોતાની દીકરી તેને પરણાવી એટલે તેણે પોતાના સાસરાના ઘરમાં ઠીકઠાક જીંદગી ગુજારવા માંડી. થોડેક વખતે તેનો સસરો પણ મરણ પામ્યો, એટલે બીરબલને તેની જગા ઉપર પંડિત તરીકે મુકરર કરવામાં આવ્યો. તેણે તે જગા એટલી બાહોશીથી ચલાવા માંડી કે થોડાજ વખતમાં તેની કીર્તિ ફેલાઇ ગઇ, અને તે પછી તે પાણીના રેલાની માફક પ્રસિદ્ધિને પામ્યો.

## અકબરની દરબારમાં બીરબલની આમદ કેમ થઈ?

અકબરની દરબારમાં બીરબલ કેમ દાખલ થવા પામ્યો તે માટે અનેક વાર્તાઓ ચાલે છે. એક લખનારના જણાવ્યા મુજબ કલીન્જરમાંનો પોતાનો ઓદ્ધો છોડયા પછી કેટલેક વખતે તે દિલ્લીમાં તેની વિદ્વતા અને ભક્તિ-પરાયણતા જોઇ ત્યાંના એક ઘણાજ તવંગર માણસને ત્યાંનો પુરોહિત (કુટુંબી ધર્મગુરૂ) બન્યો. તે માણસનું નામ રામચંદ્ર હતું. બીરબલની ચાતુરિ અને હાજરજવાબી છુપી રહે તેવી નહતી, અને આખાં દિલ્લી શહેરમાં તેનાં તે બુદ્ધિબળની વાત થોડાજ વખતમાં ફેલાઈ ગઇ. જ્યાંથી તે અકબરના કાન ઉપર ગઈ. તેની દરબારમાં તે વખતે ઘણાક વિદ્વાન માણસો હતા, પણ એક દરબારી મશ્કેરાની ખરેખરી ખોટ હતી. તે ખોટ પૂરી કરવાને આયંદે બીરબલને બાદશાહની દરબારમાં ઘુસાડવામાં આવ્યો. મૌલાના આઝાદના જણાવ્યા મુજબ અકબર અને બીરબલનો એક પ્રસંગે ભેટો થયો, અને તેમાંથી તેઓ વચ્ચે મિત્રાચારી બાઝી. બદાઉની લખે છે કે, અકબરને શરૂઆતથીજ હિંદુઓ માટે કાંઇક સારી લાગણી હતી. એક દિવસે દિલ્લીના મોહલ્લાઓમાં ભિક્ષા માટે બીરબલ—કાલ્પીનો આ બ્રાહ્મણ ધર્મગુરૂ બ્રહ્મદાસ–ભજનકિર્તન કરતો રખડતો હતો. તે વેળા અકબરના દીઠામાં આવ્યો. તેણે તેના ઉપર દયા કરી અને તેના ગાયનના લલકાર માટે તેના તરફ ખેંચાણ બતાવ્યું. કહે છે કે અકબર ગાયનનો શોખીન હતો એટલુંજ નહી પણ પોતે જાતે ગાયન લલકારતો હતો. કુશળ ગવૈયાઓ જે ગાયનશાસ્ત્રનો અભ્યાસ નહી ધરાવતા તે અભ્યાસ ખુદ અકબર ધરાવતો હતો. દરરોજ દરબારમાં જ્યારે ગાયનનો લલકાર ચાલતો ત્યારે આખી દરબાર થરથરી રહેતી હતી. બજારમાં પડેલી ઓળખાણ આગળ વધવા લાગી અને મિત્રાઈ બાઝી. બીજી પણ એક વાત બીરબલના દિલ્લી દરબારમાં પ્રવેશ થવાના સંબંધમાં જણાવવામાં આવે છે. કહે છે કે એક દિવસે બાદશાહના એક નોકરે બાદશાહને પાનબીડું આપ્યું. તેમાં કાંઇ ગફલતથી ચુનાનો ભાગ વધારે આવી ગયો હશે, તેથી રાજાનું મોઢું છોલાઇ

ગયું. આથી તે ગુસ્સે થયો અને તેના આવેશમાં નોકરને બજારમાંથી ચુનાનો સારો જેવો જથો ખરીદ કરી લાવવાને હુકમ કીધો. આ નોકર જ્યારે ચુનો ખરીદવા બજારમાં આવ્યો ત્યારે ત્યાં તેને બીરબલ સામો ભેગો થયો. બીરબલે એટલો બધો જથો શા માટે ખરીદ કરવામાં આવે છે તેનું કારણ જાણવા માંગ્યું; એટલે પેલા નોકરે બધી બનેલી વાત બીરબલને કહી. બીરબલે તેને હસીને તેનો ખુલાસો કરી તે નોકરને ચેતાવ્યો કે આટલો બધો ચુનો ખરીદવાનો હેતુ તેનો ઘાણ કહાડવા હોવો જોઇએ, તેથી તેણે તે નોકરને સૂચના કીધી કે, રાજા જો તેને આ બધો ચુનો ખાવાને હુકમ કરે તો તેણે એમ કરવું કે જેટલો ચુનો ખાવો પડે તેટલુંજ ઘી તેની પાછળ ચાટી જવું. પેલો નોકર તે ચુનો લઇને બાદશાહની હજુર રજુ થયો. રાજાએ તે ચુનાને પાણીમાં પલાળી તે ચાટી જવાને તે બાપડાને હુકમ કીધો. નોકર તે હુકમને તાબે થયો, પણ બીરબલની સૂચના પ્રમાણે તે ચુનો ખાઇ ઉપરથી ઘી પી ગયો. એટલે તે નોકરને રાજાએ ધારવા જેટલી ઈજા થવા પામી નહી; અને તે સાજોતાજો રાજાની હજુર હાજર થયો. તે જોઇને બાદશાહ અજાયબ થયો અને તેમ થવાનું કારણ તે નોકર પાસે જાણવા માંગ્યું. નોકરે બીરબલની સૂચના મુજબ કામ લેવાથી એ બનાવ બનેલો જાહેર કીધો. અકબર બહુજ આશ્ચર્ય પામ્યો, અને તેણે તુરંતજ બીરબલને તેડાવી મંગાવ્યો. બીરબલ દરબારમાં આવી કુરનસ બજાવી ઉભો. તે જોઈ બાદશાહ ખુશ થયો, અને તે દિવસથી તેને દરબારમાં રાખ્યો. કુદરતે બીરબલ ઉપર જે નવાજેશ કરી હતી તેને લીધે તે દરબારમાં પોતાનો વગવસીલો જલદીથી વધારવા પામ્યો. બીરબલ સાહિત્યનું પણ બહુ સારૂં જ્ઞાન ધરાવતો હોવાથી અકબરે તે જોઈ તેને રાજ્યકવિ બનાવ્યો અને તે બદલ તેને માસિક બે હજાર સોનામહોરનો લવાજમ બાંધી આપ્યો. એ પછી બાદશાહે તેને તેના જ્ઞાનબળ જોઇને એટલા બધા ખેતાબો આપ્યા કે તેનું આખું નામ લખતાં આખી બે લીટી રોકાતી હતી. તે ઉપરાંત તેને રાજાનો ખેતાબ પણ આપવામાં આવ્યો; ખરૂં જોતાં અકબરની દરબારમાં અને ખુદ શાહની નજરમાં બીરબલ

એટલો તો માનીતો થઇ પડયો કે કોઇ કોઇવાર તેને તેની હાજરજવાબીની કુશળતા માટે શયનગૃહમાં પણ દાખલ કરવામાં આવતો હતો. આવી રીતે બીરબલ રાજા અકબરની દરબારમાં દાખલ થઇ ચૂકયો.

## બીરબલની બાળચેષ્ટા.

બીરબલ ઉપર કુદરતનીજ બક્ષેસ હતી એમ કહીયે તો તે ખોટું કહેવાય નહી. બાળપણથીજ તેનામાં ચેષ્ટા કરવાનો ગુણ હતો. છ વરસની વયનો થયો ત્યારે તેને એક તોફાની મુસલમાન છોકરા સાથે દોસ્તી બાઝી હતી. એક દિવસે બે કુતરાઓ એક બીજા જોડે ગેલ કરતા તેમના જોવામાં આવ્યા. તેમાં એક કુતરી અને એક કુતરો હતો. કુતરીનો રંગ કાળો હતો, જેથી ઉર્દુ ભાષામાં તેને "કાલી" અથવા કાળા રંગની તરીકે પીછાણવામાં આવતી. બીરબલની માનું નામ પણ "કાલી" હતું. તે જોઇને પેલા મુસલમાન પોટાએ મશ્કેરી કીધી કે "જો જો, બીરબલ જો, પેલી કાળી કેવી પેલા કુતરા જોડે ગેલ કરે છે?" બીરબલ જો કે ઉંમરે નાનો હતો છતાં તેનામાં હાજર જવાબી ત્યારથીજ હતી. મુસલમાન છોકરાનું બોલવું સાંભળી તેણે વળતો ટાણો માર્યો કે તારી આંખમાં કુતરી કાલી લાગે છે પણ કુતરાને કહે કે "એ કુતરી "નેમથ" (આશીર્વાદ) સમાન છે." હવે તે મુસલમાન છોકરાની માનું નામ "નેમથ" હતું એટલે વ્યંગમાં બીરબલે તેને વલતો ટાણો માર્યો.

## 'લીટી ટુંકી કરો.'

એક દિવસને સમયે તે દરબારમાં દરબારીઓ વચ્ચે તરેહવાર ટાહુકા ટુચકા અને તરેહવાર વિષયો ઉપર ગરમાગરમ તકરાર ચાલતી હતી. રાજાએ બધી ગરબડ શાંત કરવા માટે એક ટુચકો શોધી કહાડયો, લાકડાની ફરસબંદી ઉપર તેણે ચાક વડે એક લાંબી લીટી દોરી. દરબારીઓને તેણે હસીને કહ્યું કે આ લીટીને હાથ લગાડયા વગર જે કોઇ ટુંકી કરી આપે તે ખરો હુંશીયાર. સઘળાઓ વિચારમાં પડયા કે લીટીને હાથ લગાડયા વગર તેને

કેમ ટુંકી કરી શકાય. હાથ લગાડવાની રજા હોય તો તેને આ છેડેથી કે પેલે છેડેથી જરા ભુસીને ટુંકી કરી શકાય, પણ જ્યાં તેને હાથ લગાડવાનીજ મનાઇ ત્યાં તેને ભુંસી તે કેમ શકાય અને ટુંકી કેમ થાય. સઘળાઓ તરેહવાર જાતના વિમાસણમાં પડયા અને કોઇ કાંઇ કરી શકયું નહીં. તે જોઇ બીરબલ ખોંખાર મારતો ઉભો થયો, અને રાજા આગળ પડેલો ચાકનો ગાંગડો લઇ તેણે રાજાએ દોરેલી લીટીની નીચેજ; તે લીટીથી સેહજ લાંબી બીજી દોરી કહાડી; અને બતાવ્યું કે પરવર, આ તમારી લીટી ટુંકી થઈ ખરી કે? રાજા તો શું પણ આખી દરબાર બીરબલની આ ફત્તેહ જોઇ આશ્ચર્ય પામી.

## બાદશાહનો જમાઇ સરસ કે કુતરો?

એક દિવસે બાદશાહે હુકમ કીધો કે મારા પોતાનાજ સગામાં હોય એવા એક નીમકહરામ સખસને અને સગપણમાં નહી હોય એવા પણ તે નીમકહલાલ હોય તેને, મારા હજુર રજુ કર. બધા દરબારીઓ વિસ્મય પામ્યા અને ઇંતેજાર થયા કે આ બીનાનો કેવો ખુલાસો બીરબલ કરે છે. પણ બીરબલ તો તુરત તે બંનેને ઘટતા સમયમાં રજુ કરવાની કબુલાત આપી ત્યાંથી ગયો. થોડાજ વખતમાં, તે બાદશાહના જમાઇ અને એક કુતરાને લઇને દરબારમાં હાજર થયો. આ જોઇને બધા દંગ થઇ ગયા કે આ બીરબલીઓ શું કરવા ધારે છે? દરબારીઓ વિસ્મય થયા કે એક કુતરાને બાદશાહી દરબારમાં રજુ કરવાનું કામ મુસલમાની ધર્મફરમાનથી ઉલટું છે. મુસલમાનો કુતરાને અપવિત્ર માને છે, પણ અકબર તેને પવિત્ર માનતો હતો, જો કે આ બધું તેમની લાગણીની વિરૂદ્ધ થતું હતું, છતાં બીરબલને વારવાની કોઇ દરબારીની હિંમત ચાલી નહી. તે બંનેને લઇને બાદશાહ હજુર સિધો ચાલ્યો અને બોલ્યો કે, હજુરના હુકમ મુજબ આપના રૂબરૂ એને હાજર કર્યા છે. બાદશાહે પણ વિસ્મય પામી ખુલાસો માગ્યો. બીરબલે સમજાવવા માંડયું કે હજુર, આ "નીમકહરામ" તમારો સગો અને જમાઇ પોતે છે. તમે જો કે તેને તમારી દીકરી આપી છે, અને ઉપરથી લાખો

રૂપિયા આપ્યા છે, છતાં તે અસંતોષી છે અને તમારી પાછળ તે તમારૂં ભુંડું બોલે છે. હવે બીજો આ કુતરો છે. તે તમારા સગપણમાં નથી છતાં તે નીમકહલાલ છે. તેને રોટીનો એક ટુકડો મળ્યો તો તેનાથી સંતોષ પામી તમારા દરવાજા આગળ બેસી રાતદિવસ ચોકી કરે છે. ધણી ઉંઘે છે ત્યારે તે જાગૃત રહી ધણીને કશું નુકશાન નહી થાય તેની તકેદારી રાખે છે. આ જોઈ સર્વ કોઈ આશ્ચર્ય પામ્યા અને બીરબલની હુશિયારી ઉપર આફ્રિન પોકારવા લાગ્યા.

## બીરબલની બેઅદબી.

બાદશાહ અકબરની દરબારમાં જ્યારે દરબારીઓ ગરમાગરમ તકરાર ઉપર ચઢતા ત્યારે બીરબલ કોઇ કોઇ વેળા ચુપ બેસતો, છતાં કોઇ કોઈ વેળા એટલી ઝુમમાં આવી જતો કે બાદશાહને પણ ગમે તે બોલી ઉભો રહેતો. તે બોલતો તો ખરો, પણ તેના બોલવામાં એવો છૂપો ભાવાર્થ રહેતો કે ઘડીભર તેવા બેઅદબ બોલવાથી બાદશાહ ગુસ્સે પણ થતો, છતાં જ્યારે બોલવાનો ભેદ ખુલ્લો કરવામાં આવતો ત્યારે બાદશાહનો ગુસ્સો ઉતરી જતો, ને સામો તેના પ્રત્યે ખુશમીજાજી બનતો. એકવાર દરબારમાં કાંઇ ભલતીસલતી બાબતો ઉપર ગરબડસરબડ ચાલતી હતી, તેટલામાં બાદશાહે બીરબલને સવાલ કીધો કે, બીરબલ હું તારા ચિરંજીવીને જોવા માંગું છું, માટે તેને એક દિવસ દરબારમાં લાવજે. બીરબલે જવાબ દીધો. જહાંપનાહનો હુકમ માથે ચઢાઉં છું. બીરબલ ઘરે ગયો અને પોતાના દીકરાને પોતાની આગળ બોલાવ્યો, અને તેને બાદશાહનો હુકમ કહી સંભળાવ્યો. મકદુર કોણુની કે બાદશાહનો એકવાર એક હુકમ થતો તે કોઇ ગમે તેવો હોવા છતાં પણ તે હુકમનો અનાદર કરી શકે? તે જુવાને બીરબલનો હુકમ માથે ચઢાવ્યો, અને જ્યારે તેડી જાય ત્યારે બાપ જોડે દરબારમાં જવાને તેણે કબુલ કીધું. તે જોઇ બીરબલે તેને ચેતાવી દીધો કે તું આવે તો ખરો, પણ બાદશાહ ગમે તે સવાલ પૂછે તો તેના એક પણ સવાલનો જવાબ આપવો નહી, અને મુંગા પુતળાં માફક ઉભા રહેવું. બીજે દિવસે તે છોકરો

દરબારમાં ગયો અને કુરનસ બજાવી અદબથી બાદશાહ હજુર ઉભો રહ્યો. બાદશાહે વિચાર્યું કે આ જુવાન છોકરો પણ તેના બાપના જેવોજ ચમત્કારિક હશે. એમ ધારી તેને કેટલાક સવાલો પૂછ્યા. છોકરો તો બાપના ભણાવ્યા મુજબ મુંગો મંત્ર થાંભલા સરખો ઉભો, બાદશાહના અનેક સવાલો થયા પણ તેમાંના એકનો પણ તેણે જવાબ આપવાને મોઢુંજ નહી ઉઘાડયું. આમ જોઇને બાદશાહનું મગજ પાકી આવ્યું એટલે તેણે તેને રૂખસદ આપી, એટલે છોકરો તો ચાલતો થયો. બીજે દિવસે જ્યારે બીરબલ દરબારમાં ગયો ત્યારે બાદશાહે પહેલો સવાલ તેને એ કર્યો કે કોઈ મૂર્ખાને સવાલો ઉપર સવાલ કરવામાં આવે અને તેના સમૂળોજ ઉત્તર નહી આપે અને ભીતની માફક તારા આગળ ઉભો રહે તો તું શું કરે? બીરબલે ઠાવકેપણે જવાબ દીધો. જહાંપનાહ જો કે તમારા સાથે તેણે પોતાનું મોઢુંજ બંધ રાખ્યું તો બહેતર કે તમારે પણ તેને વટારવાનું માંડી વાળી સવાલ પૂછવાથી હાથ ખાંચવો. બાદશાહે જોયું કે બીરબલીઓ તો સામો મારોજ વાંક કહાડે છે એટલે તે જવાબ સાંભળી લઈ બાદશાહ ચૂપજ રહ્યો.

## બાદશાહને ગધેડો બનાવ્યો!

કોઇ કોઇ વેળા બાદશાહ જોડે રમુજ કરતાં બીરબલ એટલી હદ સુધી આગળ વધતો કે ભરમમાં તેને તરેહવાર ખરાબ વિશેષણો લાગુ પાડવાને પણ ચુકતો નહી, અને તે સમજવા છતાં બાદશાહ તેને કશું કહી શકતો નહી, કેમકે તે વિશેષણો એવાં તો સાકરમાં લપેટીને વાપરતો કે બાદશાહ તે મુંગે મોઢે સાંભળી શાંખી પણ જતો. એક દિવસ અવકાશની વેળાએ બાદશાહ અને બીરબલ મહેલની અગાસી ઉપર બેસી ટોલટપા કરતા હતા. મુલ્લાં દોપીઆજા પણ એ સમયે બીરબલની પેઠેજ બાદશાહની દરબારમાં એક મશ્કેરો ગણાતો અને તે પણ વિદ્વાન ગણાતો હતો. બંને ટોલટપામાં એક બીજાથી ઉતરે તેવા ન હતા, છતાં બીરબલ તરફ બાદશાહની એટલી બધી મહેરબાની હતી કે તે તેને મુલ્લાં કરતાં પણ હદ બાહેર છુટ લેવા દેતો હતો. ઉપર પ્રમાણે બાદશાહ અને બીરબલ ટોલટપા કરતા બેઠા છે તેવામાં સામી બાજુએ

તંબાકુનું એક ખેતર હતું તેમાં એક ગધેડું ઉભેલું હતું. બીરબલને તંબાકુ ખાવાનો તથા તેમજ પીવાનો અતિઘણો શોખ હતો. તેમ જાણી બાદશાહને બીરબલની ટકોર કરવાનું મન થયું. એટલે પોતાની વાત દરમ્યાન બાદશાહે બીરબલનું લક્ષ તે ગધેડા તરફ ખેંચ્યું અને બોલ્યા કે તંબાકુ, એ એક એવી ખરાબ ચીજ છે કે ગધેડાં પણ તેને હાથ લગાડતાં નથી. બીરબલે જોઈ લીધું કે બાદશાહે તેને સજ્જડ થપડાક લગાવી પણ તે ક્યાં તેનાથી ખાંડયો જાય તેવો હતો. એટલે હસતું મોઢું કરી બોલ્યો, જહાંપનાહ જે માણસો ગધેડા સરખા હોય છે તેઓજ માત્ર આ સુગંધી પાંદડાંઓની અવગણના કરે છે. આ ટોણો સાંભળી બાદશાહને ઝાઝ તો ચઢી કે નખોદ ગયાએ મને વ્યંગમાં ગધેડો બનાવ્યો, પણ પોતે પહેલ કરેલી હોવાથી તેને તે સાંખી જવા શિવાય છૂટકોજ ન હતો.

## પાન બડા હુયે માન!

એક વેળા દરબારમાં મોટું ખાણું થયું. તે થઇ રહ્યા પછી હાજર થયલા સઘળા દરબારીઓ વગેરે મોંહ મટમટાવતા બાદશાહની આસપાસ વીટળાઈ વળ્યા. તેમને જોઇને બાદશાહને એક સવાલ પૂછવાનો કીડો સળવળી આવ્યો. તેણે સવાલ કીધો કે સર્વથી અગત્યનું પાંદડું કયું? કોઇએ કાંઇ ઠોકયું, કોઇએ કાંઈ ઠોકયું. પછી બધાઓએ એકમત થઇ જવાબ દીધો કે કેળનું પાદડું અગત્યનું છે કેમકે તે બધાં કરતાં મોટું અને ઘણાક કામમાં આવે છે. બાદશાહના દીલમાં આ જવાબ ઉતર્યો નહી, એટલે બીરબલ જે તખત આગળ પલાંઠો વાળી બેઠો હતો તેના તરફ ફરી તેનો જવાબ માંગ્યો. તે બોલ્યો; બાદશાહ સલામત, સર્વમાં સૌથી અગત્યનું પાંદડું ખાવાનું પાન છે કેમકે તે ખાધાથી સર્વના જીવ ખુશ થાય છે. બાદશાહને આ જવાબ બંધબેસ્તો લાગ્યો; એટલુંજ નહી પણ બધા દરબારીઓ વટીક તે જવાબથી રાજી થયા.

## અપ-શુકનિયો કોણ?

પોતાના ગમે તેટલા મૂળ વિચારો, મોકળું મન અને ઔદાર્યતા છતાં અકબર વહેમથી નીરાળો ન હતો, એમ કહેવામાં આવે છે. એક દિવસે તેણે

બીરબલને પૂછ્યું કે દિલ્લીમાં કોઈ અપસુકનિયો માણસ છે ખરો? બીરબલે જવાબ દીધો, જહાંપનાહ, મેં એક એવા અપસુકાનિયા માણસની હસ્તી વિષે સાંભળ્યું છે કે, સવારના પોહોરમાં જો તેનું મોઢું જોયું હોય તો જોનારને આખો દિવસ પૂરૂં ખાવાનું પણ નહીં મળે. બાદશાહે કહ્યું કે તેના ઉપર એક દિવસ કંઈ લાગ જોઇ આપણો અખ્તરો અજમાવી જોઇએ. ઠીક છે, કરીને બીરબલ ગયો. બીજે દિવસે સવારના પોહોરમાં બીછાનેથી ઉઠતાંને વાર તે માણસને બીરબલે, બાદશાહની સામે ખડો કીધો. બાદશાહે ધારેલા અખ્તરાની અજમાયશ લેવાના ઠરાવથી તેના મોઢા સામે જોઇ લીધું. બનાવ એવો બન્યો કે તે દિવસે બાદશાહ એક પછી એક દરબારી કામમાં એવો ગુંથાયો કે છેક રાત્રી થવા આવી ત્યાં સુધી તેને ખાધાનો કે પીધાનો સુદ્ધાં અવકાશજ નહીં મળ્યો. એમ જોઈ તેણે બીરબલને તેડાવી મંગાવ્યો અને કહ્યું કે પેલો માણસ ખરેખરજ અવદશા છે, માટે તેને ફાંસી દેવો લાયક છે. બીરબલ પોકારી ઉઠયો, ઓ બાદશાહોના બાદશાહ! તે માણસનો ચેહેરો સહવારના પોહોરમાં જોવાથી તમો નામવરને તો ખાવાનુંજ નહીં મળ્યું, પણ સહવારના પોહોરમાં તેણે તમારૂં મોઢું જોવાથી તેને ફાંસી ચઢવાનો વખત આવ્યો માટે મને જણાવો કે ખરેખરો અવદશા કોણ? તે કે આપ નામવર? અકબરે જોયું કે બાપડાને ફાંસી લટકાવવાનો હુકમ કરવામાં કાચું કપાયું છે એટલે હુકમ માંડી વાળ્યો.

## કોણ ફસ્યો—બીરબલ કે બાદશાહ?

અકબરના શોખ અને ફાંટા ઘડી ઘડી બદલાયા કરતા હતા. પોતાના અંતકાળના દિવસોમાં તેને ઈંગ્લીશ પોશાકનો ભારે મોહ લાગ્યો હતો, અને તેથી તે ગોરા સાહેબની માફક પોશાક સજવા લાગ્યો. મોતીનો તે ઘણો શોખીન હતો અને તેથી મૂલ્યવાન મોતીનો એક કંઠો હમેશાં તે ગળામાં પહેરતો હતો. એક સાંજે બંને દરિયા કિનારે ફરતા હતા, તે વેળાએ તેણે તે કંઠો કહાડી મોજાઓ ઉપર ફેંકી દીધો. એક તરફથી તે ફેંકયો અને બીજી તરફથી તેણે બીરબલને હુકમ કીધો કે તે હાર મોજામાંથી કહાડી લાવ. બીરબલ

બોલ્યો, જહાંપનાહ, મને માફ કરો, તેને મોજાઓ ઉપર સફર કરવા દેવો, કે તે ગોરાઓના મુલકમાં જઇ તમારી કિર્તી ત્યાં પોકારે. આ સાંભળી બાદશાહ ચુપ થઈ ગયો.

## બીરબલને બનાવતાં બાદશાહ કુતરો બન્યો!

બાદશાહ અકબર હમેશાં કાંઈ કાંઈ ટુચકા ટાહુકાના સવાલો બીરબલને કરતો અને તેમાં તેને કોઇ પણ ત્રાહિત રૂપ આપી ફસાવવાનો પ્રયત્ન કરતો. પણ ડાવકો બીરબલ તેના એવા તો ભેદભરેલા ઉત્તર વાળતો કે તેમાં ખુદ બાદશાહને પોતાને નીચું જોવું પડતું, અને તેમ છતાં પહેલ તેની પોતાની હોવાથી તેનાથી મુગે મોઢે સમજી લીધા વગર રહેવાતું નહી. એક દિવસે બાદશાહે બીરબલને બનાવવા માંડયો. તે બીરબલ તરફ ફરીને કહેવા લાગ્યો કે, બીરબલ, ગઇ રાત્રે મેં એક સ્વપ્નુ જોયું કે હું જાણે ગુલાબજળમાં સ્નાન કરૂં છું અને તું પોતે સંડાસમાં આળોટીયાં ખાય છે. બીરબલ ખાંડયો જાય તેવો નહતો. તે બોલ્યો જહાંપનાહ, મેં પોતે પણ એક અજાયબ સ્વપ્નું રાત્રે જોયું પણ તે તમો નામવર હજુર કહેવાને મને ભય લાગે છે. બાદશાહ બોલ્યો, બીરબલ કાંઇ બીહ ના, મારા ફરમાનદારો તરફ મારી મેહરબાની અને દયાશીલતા હદવગરની છે. બીરબલ બોલ્યો–આલમ પરવર, ત્યારે તે સાંભળો, મેં એવું સ્વપ્નું દીઠું કે તમો નામવર જ્યારે ગુલાબજળમાં સ્નાન કરો છો, ત્યારે હું તમારા પગ ચાટતો હતો, પણ અજાયબી વચ્ચે જોઉં શું કે તમો નામવર એકદમ ફરી ગયા અને મારી પીઠ ચાટવા લાગ્યા. મતલબ કે બાદશાહને કુતરાનો અવતાર આપ્યો અને મુસલમાની ધર્મમાં એક મુસલમાનને કુતરાની ઉપમા આપવી એ તેને અપમાન સરખું ગણાય છે. એટલે બીરબલે બાદશાહને કુતરો બનાવ્યો પણ તેથી અપમાન માની ગુસ્સે થવાને બદલે, પેહેલ પોતાની એટલે ગુપચુપ સાંખી ગયો.

## બીરબલ, બળદનું દુધ લાવ!

બાદશાહે એક સમયે બીરબલને ફરમાવ્યું કે મારે માટે બળદનું દુધ લાવ. આ સાંભળી બીરબલનાં તો મોતિયાં મરી ગયાં. જો કાંઇ આનાકાની

કરે છે તો બાદશાહનો ખોફ ખેંચી લેવાનો સંભવ છે, અને હા પાડે તો તે કેમ મેળવવું તેના વિમાસણમાં પડ્યો. છતાં બીરબલે એક અઠવાડિયાંની મહેતલ માંગી, અને બાદશાહે તે બક્ષી. બીરબલ ગમગીન થઇને ઘેર ગયો. સર્વ દરબારીઓ પણ અશ્ચર્ય પામ્યા અને હવે બીરબલ આ ફાંદામાંથી કેમ છટકે છે તે જોવા-જાણવાને ઇંતેજાર થઇ રહ્યા. તેની સ્ત્રી પણ ઘણી હુશિયાર અને શાણી સ્ત્રી હતી તે બીરબલને ઉદાસ જોઈ સમજી ગઇ કે આજે બાદશાહે કાંઇ મુશ્કેલ ઉખાણું આપી ખુલાસો માંગ્યો હશે, અને તે નહીં આપી શકાયાથી બીરબલ શોકાતુર થયો છે. તેણી પોતાના પતિ આગળ ગઇ અને વિનયપૂર્વક તેને શોકાતુર થવાનું કારણ પૂછ્યું. બીરબલે કહ્યું કે બાદશાહે બળદનું દૂધ મેળવી લાવવા હુકમ કીધો છે, અને હું વિચારમાં પડયો છું કે તેનું કેમ કરવું. પેલી સ્ત્રી આ સાંભળી હસી પડી અને બોલવા લાગી કે એમાં તે શું મોટું ભારે કામ છે, એ કામ હું બજાવી આપીશ. પણ તેને માટે એવી શરત કરવા માંગી કે બીરબલે એક અઠવાડિયું સુધી ઘરમાંથી બાહાર જવું નહીં, અને હું જ્યાં કહું ત્યાં મારી જોડે ચાલવું. બીરબલ કબુલ થયો. સાતમે દિવસે તેણીએ સોળ સણગાર સજ્યા, અને મેલાં કપડાંનો એક ગાંસડો બાંધી લઇ બાદશાહી મેહેલ નજીક આવેલા તળાવે ગઈ. તળાવની પાળ ઉપર તેણીએ કપડાં ધોવા માંડયાં. બાદશાહે બારીએથી જોયું કે આ કોઇ ખુબસુરત સ્ત્રી, સોળ સણગાર સજી મેલાં કપડાં ધોય છે, એમાં કાંઈ પણ ભેદ હોવો જોઇએ. એમ જાણી બાદશાહે તેણીને તેડી મંગાવી. બાઇ બાદશાહની હજુરમાં આવી ખડી થઇ. તેને જોઇ બાદશાહે સવાલ કીધો કે બાઇ, સત્ય બોલ કે તને શા સબબથી આવું હલકું કામ કરવાની ફરજ પડી છે? આયુષમાન થાજો તમો નામવર, બાઇએ ઉત્તર વાળતાં જણાવ્યું, હમારો નોકર ભાગી ગયો છે, અને મારા ધણીએ એક છોકરાને જન્મ આપ્યો છે, તેથી મને લુગડાં ધોવા નીકળવાની ફરજ પડી છે. બાદશાહ પોકારી ઉઠયો, યા અલ્લાહ, આ દુન્યામાં શું થવા બેઠું છે? શું ખરેખર કોઇ મરદે બાળકને જન્મ આપ્યો છે? બાઇએ આ લાગ જોઇને ઉત્તર આપ્યો, કે હા, નામવર દુનિયા એવીજ રીતે ફેરવાઈ ગઇ છે; કેમકે શહેરનો હાક। તેના

પ્રધાનો પાસે બળદનું દુધ હાજર કરવા ફરમાવે છે, ત્યારે મરદને પ્રસુતિ ક્યાં નહી થાય? અકબર આ જવાબથી સમજી ગયો કે આ બીજું કોઇ નહી પણ બીરબલની સ્ત્રી છે, એટલે તેણીને સારી રીતે નવાજી ઘેરે મોકલી. બીરબલજી બાદશાહને તેના હુકમનો ખુલાસો થઇ ચૂકેલો સમજી, બીજે દિવસથી નિર્ભય થઇ દરબારમાં જવા લાગ્યો.

## ઉત્તમ શું?

ઘણીક વેળા જ્યારે બાદશાહ અને બીરબલ ભેગા ફરવા નિકળતા ત્યારે તેઓ કોઇ દિવસ ગુપચુપ તો ચાલતાજ નહી, પણ કાંઇને કાંઇ દૂનિયાની, કે કુદરતી ચીજો જોઇ તરેહવાર વાતોના તડાકા ચલાવી ગમ્મત સાથે જ્ઞાન અને રમુજ વટીક મેળવતા. એક દિવસ એક ખુશનુમાં સંધ્યાકાળ સમયે તેઓ બંને જણ શહેરમાં ગીચ ઝાડોની ઘટામાંથી, ખુશ લેહકી ભોગવતા ફરવા નીકળ્યા હતા. તે વેળા ઘણીક બાબતો ઉપર તેમના વચ્ચે વાતચીત ચાલી રહી હતી, આકાશની સૂર્યાસ્તના સમયની, ઝાડોની ગીચ ઘટાથી તેના ઉપર પોકાર કરતા તરેહવાર પખેરાઓની, વગેરે વાતચીત કરતા જતા હતા. તેમ કરી એ સઘળાની ઉત્પત્તિ કરનાર સૃષ્ટિ સૃજનહારની પણ સ્તુતિ કરતા જતા હતા. જેમ જેમ આગળ વધતા ગયા તેમતેમ પાણીથી ખળખળતા એક ઝરા તરફ તેમનું ધ્યાન ખેંચાયું. ઝરા પાસે જતાં તેના પાણીમાં પડેલા આકાશના દેખાવ, વાદળાની દોડમદોડ, ઝાડોની છાયાંના પડછાયા વગેરેના મનને આકર્ષિ ખુશ કરે એવા દેખાવો નજરે પડયા. આજુબાજુ કાંઇ હજારો જાત જાતનાં અને રંગરંગના જંગલી ફૂળફુલોની સુગંધી આવ્યાથી તેઓ ઝરાના કિનારા ઉપર થોભ્યા. ઘણીકવાર ત્યાં બેઠા પછી બાદશાહે મ્હોં ઉઘાડયું અને બીરબલને છ સવાલો પૂછ્યા:– ૧. ઉત્તમમાં ઉત્તમ દૂધ કયું? ૨. ઉત્તમમાં ઉત્તમ પાંદડું કયું? ૩. ઉત્તમમાં ઉત્તમ ફુલ કયું? ૪. ઉત્તમમાં ઉત્તમ ફળ કયું? ૫. ઉત્તમમાં ઉત્તમ રાજા કયો? ૬. ઉત્તમમાં ઉત્તમ મીઠાશ કઈ? બીરબલ આ સવાલોથી કંઇ પણ ગુંચવાયા કે મુંઝાયા વગર જવાબ આપવા લાગ્યો. પહેલા સવાલના જવાબમાં જણાવ્યું કે ઉત્તમમાં ઉત્તમ દૂધ 'માતા'નું

છે, કે જે પાધાથી બાળક તેની મોટાઇએ પહોંચે છે. બીજા સવાલના જવાબમાં કહ્યું કે ઉત્તમમાં ઉત્તમ પાંદડું તે ખાવાનું 'પાન' છે કેમકે તે દરેક જણ સ્વાદ લઇને ખાય છે. ત્રીજા સવાલના જવાબમાં જણાવ્યું કે 'કપાસનું ફુલ' ઉત્તમમાં ઉત્તમ છે, કેમકે તે ફુલ આપણ દરેકને ખાસ ઉપયોગી છે. ચોથા સવાલના જવાબમાં જણાવ્યું કે ઉત્તમમાં ઉત્તમ ફળ 'તાબેદાર દીકરો' છે, કેમકે તેના ઉપરજ તેના વડાઓની કીર્તિનો કોટ રચાય છે. પાંચમા સવાલના જવાબમાં કહ્યું કે ઉત્તમમાં ઉત્તમ રાજા તે 'ઇંદ્રિરાજા' છે, કેમકે તે વરસાદ વરસાવી સર્વત્ર આબાદી ફેલાવે છે. છઠ્ઠા સવાલના જવાબમાં જણાવ્યું કે ઉત્તમમાં ઉત્તમ મીઠાશ 'વાણી'ની છે કે તેની મીઠાશથી એક માણસ વગર ખરચે દુનિયાનો પ્યાર જીતી શકે છે. બાદશાહ આ સાંભળી ખુશ થયો.

## હું તો છું તારે માથેનો! ત્રણ મુશ્કેલ સવાલો અને તેના જવાબ.

બીરબલને તેની હાજરજવાબીથી બાદશાહની દરબારમાં આગળ વધેલો જાણી ઘણાખરા દરબારીઓ તેના ઉપર જબરા બળતા હતા, અને કેટલીક વેળા ઇર્ષાના ભરેલા તેને હેરાનગતીમાં ઉતારવાની તજવીજ પણ કરતા. એક વેળા ખાજેસરાએ તેની ચડતી દેખી નહી શકાયાથી બાદશાહને ભંભેર્યો કે મારા નીચલા ત્રણ સવાલોના ખુલાસા બીરબલ પાસે માંગવા. તે શું સવાલ છે તે જાણવા માંગતાં ખાજેસરા બોલ્યા કે, ૧ લો—પૃથ્વીનું મધ્યબિંદુ કયાં છે? ૨ જો—આસ્માન ઉપર તારાની સંખ્યા કેટલી છે, અને ૩ જો—દુનિયામાં સ્ત્રી, અને પુરૂષની સંખ્યા કેટલી છે? બાદશાહે બીરબલને તેડાવી મંગાવ્યો અને ત્રણે સવાલોના જવાબ તેની પાસે માંગ્યા. બીરબલ ઝટ તૈયાર થઇ ગયો. અને મનમાં બડબડયો કે "તું છે ભાડેનો તો હું છું તારે માથેનો." બીરબલે એક લાકડી મંગાવી અને તે આજુબાજુ જોઈ જમીનમાં દાટી, અને જણાવ્યું કે લાકડી જ્યાં દટાઇ છે ત્યાં પૃથ્વીનું મધ્યબિંદુ જાણી લેવું. ખાજેસરા બોલ્યા કે મારી પાસે માપ નથી એટલે હું માપી શકતો નથી, એટલે એ જવાબથી સંતોષ મળતો નથી. બીજા સવાલનો જવાબ દેવા માટે એક મેંઢો મંગાવ્યો અને કહ્યું કે આ મેંઢાના શરીર ઉપર જેટલા વાળ છે

તેટલા આકાશના તારા સમજી લેવા, અને કહ્યું કે ખાજેસરા સાહેબે જોઇએ તો ગણી લેવા; ત્રીજા સવાલનો જવાબ આપતાં બીરબલ બોલ્યો કે તેનો ચોક્કસ જવાબ મળવો મુશ્કેલ છે; પણ સઘળા મરદ અને સ્ત્રીઓને કતલ કરો તો તે સંખ્યા નક્કી ગણી શકાશે. આ જવાબો સાંભળીને ખાજેસરા ઝાંખા પડી ગયા અને મનમાં તો સમજ્યા કે બીરબલે તેમને સજ્જડ બનાવી કહાડયા છે.

## હિમ્મત બડી કે હથિયાર-એક કસોટી.

એક દિવસે શાહ અકબર અને બીરબલ વચ્ચે એક વિચિત્ર તકરાર ઝામી. 'હિમ્મત બડી કે હથિયાર' એ બાબત ઉપર જબરી ઝુંબેશ લાગી. બાદશાહ કહે કે હથિયાર સરસ અને બીરબલ કહે કે હિમ્મત. બાદશાહ કહે કે ઓચિંતી કાંઇ લડાઇ કે ઝપાઝપી થાય તો જેટલો બચાવ હથિયારથી થઇ શકે તેટલો બીજા કશાંથી થઈ શકે નહી. દરબારીઓ પણ મીયાંભાઇના ચાંદેચાંદ કરીને શાહનો પક્ષ પકડી બેઠા. જ્યારે બીરબલે બધાથી જુદોજ વિચાર દેખાડયો. તે બોલ્યો કે એવી વેળાએ જેટલી હિમ્મત કામ કરે છે તેટલું હથિયારથી થઇ શકતું નથી. શાહ ગુસ્સે થઈ બોલવા લાગ્યો કે બીરબલ તું કેવો મૂર્ખ છે? હથિયાર આગળ હિમ્મત શી; બીસાદમાં છે! જો તું જે બોલે છે તે સત્ય હોય તો તે પુરવાર કરી બતાવ. બીરબલે ખુશીથી તેમ કરવાની હા પાડી. બીજેજ દિવસે બીરબલને તેવી સુંદર તક કુદરતીજ હાથ લાગી ગઇ. બન્યું એમ કે રાજાનાં હાથીખાનાંમાંથી એક મસ્ત હાથી છુટો થઇને ગમે તેમ દોડવા લાગ્યો અને તેમ કરતાં તે ફુંફાડા મારતો ખુદ બીરબલની સામા આવ્યો. આ વેળા બચાવને માટે બીરબલ પાસે કોઇ હથિયાર નહી હતું, એટલુંજ નહી પણ સાધારણ લાકડી વટીક નહતી. પણ તેણે હિમ્મત રાખી બાજુમાં એક મુવેલાં કુતરાંને પડેલું જોયું. તુરત તેણે ભોંયપરથી તે ઉપાડી હાથીની સામા જોરથી ફેંકયું. આથી હાથી ભડકીને અને પીઠ ફેરવી પાછો નાહાસ્વા લાગ્યો, એટલે બીરબલ સલામત બચી ગયો. તેજ સમયે બાદશાહ ત્યાં

આવી લાગ્યો. બીરબલે હાથી જોડેની પોતાની લડાઇની વાત તેના આગળ કરી અને જણાવ્યું કે તે ગાંડા થયલા હાથીના સપાટામાંથી વગર હથિયારે હિમ્મતથી કેવી રીતે સલામત બચી ગયો. બીરબલનાં બુદ્ધિબળ જોઇ બાદશાહના મ્હોંમાંથી આફ્રિનના ઉદ્દગારો નિકળી પડયા. છેવટે બીરબલે પુરવાર કરી બતાવ્યું કે અકસ્માતિક જરૂર પ્રસંગે હિમ્મત જે કામ કરી બજાવે છે તે હથિયારથી થતું નથીજ.

## ગંગાજીમાં તો અમૃત ભરેલું છે?

એકવાર બાદશાહે બીરબલને પૂછ્યું કે કઇ નદીમાં ઉત્તમ પાણી છે? ગંગા કે જમના? બીરબલે ઉતર આપ્યો કે જમના નદીમાંનું પાણી બહુ ઉત્તમ છે. શાહે ઠપકો આપતો હોય તેવી ઢબે કહ્યું કે ધૂળ તારે મોઢે, ગંગાજીનાં પાણી સર્વોતમ ગણાય છે. તને તારા હિંદુ શાસ્ત્રની પણ પુરી પાધરી ખાત્રી નથી તો પછી બીજું શું ઉકાળવાનો છે? બાદશાહ સલામત, બીરબલે ઠાવકેપણે જવાબ દીધો, કે ગંગાજીમાં જે છે તે પાણી નહી પણ તેમાં તો અમૃત ભરેલું છે.

## બીરબલ પ્રત્યે દરબારીઓની ઈર્ષા–"પગ જોઇને પાથરણું તાણવું."

જેમ જેમ બીરબલનો સેતારો ચઢતો ગયો, અને જેમ જેમ તે બાદશાહની વધુ ને વધુ મેહરબાનીમાં ઉતરતો ગયો, તેમ તેમ દરબારીઓની ઇર્ષા પણ તેના તરફ વધવા લાગી, અને કોઇ પણ પ્રકારે તેને બાદશાહના અણગમામાં લાવી નાંખી દરબારમાંથી હાંકી કહાડવાની યુક્તિઓ તેઓ રચવા લાગ્યા. કેટલાક બાદશાહના માનીતાઓએ તો ખુલ્લે ખુલ્લું બાદશાહને જણાવવા માંડયું કે બીરબલમાં એવા તે શા ખાસ ગુણો છે કે તેના તરફ શાહ પણ આટલી હદ સુધી રીઝાગીરી બતાવે? બીજા દરબારીઓ જેટલું એનામાં સત્વ પણ નથી. એવી રીતે બાદશાહના કાન ભંભેરી, એવા એક નકામા અને ખોટી પતરાજીખોર માણસને દરબારમાં આવા મોટા દરજ્જા ઉપર રાખવાની કાંઇ જરૂર નથી, એમ બાદશાહને સમજાવતા. બાદશાહ દરબારીઓની આ ગુમાની સમજી જતો, અને તેઓને તેઓના આ વિચા-

રમાં તોડી પાડતો કે, બીરબલ જે કામ બજાવે છે તે બજાવવાની બીજા કોઈ પણ દરબારીમાં શક્તિ છેજ નહી. આ સાંભળી તેઓ ચુપ થઇ જતા. એમ જોઇ તેઓએ તેને એક એવું કામ સોંપવાની બાદશાહને એલતેમાશ કરી કે જે માટે તેઓ સમજ્યા કે બીરબલથી તે કદી બનનાર નથી, અને તે વેળા તેનો રકાશ થશે. બાદશાહે તે શખુન કબુલ રાખ્યો, પણ તેણે કહ્યું કે પેહેલાં તેજ કામ હું સઘળા દરબારીઓને સોંપું અને પછી બીરબલને સોંપું. જો બીરબલ તે નહી બજાવે તો તેને દરબારમાં વધુવાર પેસવા દેઇશ નહી. આ બનાવ બન્યા પછી બે ત્રણ દિવસે તેણે સઘળાઓને હુકમ કીધો કે ૪ ફીટ લાંબી અને ૩ ફીટ પોહોળી એક "રજાઇ"–ચાદર–તૈયાર કરી લાવવી. હુકમ થતાંની સાથે સઘળાઓ થોડાજ કલાકમાં રજાઇ તૈયાર કરી લાવ્યા. બાદશાહે તે જોઇ દરબારીઓને ફરમાવ્યું કે, હું સુઈ જાવું છું અને મારૂં આખું શરીર ઢંકાય તેમ મને આ રજાઇ હોરાડવી. દરેક જણે વારા ફરતી તે કોશેશ કરી પણ ફોકટ; બાદશાહની લંબાઇ જેટલી રજાઇ ન હોવાથી તેનું આખુ શરીર ઢાંકી શકાય કયાંથી ? અંતે હવે બીરબલની વારી આવી. તેને ઉપલું કામ સોંપવામાં આવ્યું. બાદશાહ સુતો હતો ત્યાં જઇ તેના લાંબા પગ જરા વાળ્યા, અને તે પછી રજાઇ તેના દીલ ઉપર હોરાડી તો તે બરાબર આવી રહી. આ જોઇ બધા દરબારીઓ વિસ્મય પામ્યા. પણ તેઓએ વાંધો ઉઠાવ્યો કે બાદશાહના પગ વાળવાની બીરબલે બેઅદબી કીધી છે અને તેથીજ રજાઇ આખે ડીલે આવી છે. આ સાંભળી બીરબલે એક કહેવતની તેમને યાદ દેવાડી કે 'રજાઇની લંબાઈની બાહેર કોઇના પગ ખેંચવા જોઇતા નથી' અથવા 'પગ જોઇને પાથરણું તાણવું.' આ સાંભળી સઘળાઓ ચુપજ થઇ ગવા.

## બીરબલના હાથ ઉપર ફસેલો દ્વારપાલ–ઈનામને બદલે જુતીનો માર.

બીરબલ ઘણીક વેળા પોતાની માર્મિક અને દ્વિઅર્થિ બોલીથી ઘણાકોને કેમ સેહેલથી ફસાવી દેતો તેનો એક રમુજી બનાવ બનેલો નોંધ ઉપર

છે. એક દિવસે રાજા બીરબલે બાદશાહના મેહેલના દરવાજા આગળ આવી અંદર ઘુસવાની તજવીજ કીધી. હુકમ મુજબ ચોપદાર-દ્વારપાલે તેને તેમ કરતાં અટકાવ્યો. બીરબલે પ્રતિજ્ઞા લીધી કે હું અંદર કામ બજાવી બાહેર આવીશ ત્યારે મને જે ઇનામ મળશે તેનો અરધો ભાગ પેહેલાને અને ચોથો ભાગ બીજાને એમ બે જણને આપી દઇશ. આ લાલચથી અંજાઇ બંને જણે બીરબલને અંદર દાખલ કીધો. અંદર બાદશાહ હજુર હાજર થઇ તરેહવાર રમુજી વાતોથી તેને ખૂબ હસાવ્યો અને તે પછી રાજાએ બીરબલને કહ્યું કે તુંને જે પસંદ પડે તે ઇનામ માંગી લે. બાદશાહની અજાયબી વચ્ચે. બીરબલે જવાબ દીધો કે મને એક હજાર જુતીઓનો માર મારવો. બાદશાહ આશ્ચર્ય તો પામ્યો પણ સમજ્યો કે આમાં કાંઇ પણ ભેદ અને હિકમત હશે. એટલે તેણે હજુરિયાઓને હુકમ કીધો કે બીરબલ જેમ કહે તેમ તેને એક હજાર જુતીઓ મારવી. બીરબલ બાહાર નિકળ્યો અને એક ચોપદારને બતાવી કહ્યું કે આ માણસને પાંચસો જુતીઓ મારવી અને બીજાને અઢીસો જુતી મારવી. બંને જણ વિસ્મય પામ્યા કે ઇનામને બદલે આ તો જુતીઓના માર પડે છે! બીરબલે ખુલાસો કીધો કે મને જે ઇનામ મલ્યું છે તેમાંથી તમોને કબુલાત મુજબ હિસ્સો આપું છું અને બાકીના અઢીસો ઉપલગ રાખવા હુકમ કીધો.

## દાઢીમૂછ બોડાવવાની રમૂજી ઝુંબેશ.

એક દિવસે શાહ અકબર દરબાર ભરીને બેઠો છે, તે વેળા એકાએક દરબારીઓમાં દાઢીમૂછ મુડાવવી કે લાંબી વધારવી તે બાબત રમુજી તકરાર નીકળી. મોહમેદન ધર્મ પુસ્તકોના અભ્યાસીઓએ ધર્મના સિધ્ધાંતો આપી જણાવ્યું કે કોઈ પણ મુસલમાને દાઢીમૂછ મુડાવવી હરામ છે. તેઓએ પોતાના કહેવાના ટેકામાં કુરાનમાંના ટાંચણો કહાડી બતાવ્યાં અને જણાવ્યું કે દાઢીમૂછ મુડાવવી એ મોટું પાપનું કામ છે. દરબારમાં કેટલાક ધર્મચુસ્ત બ્રાહ્મણો હતા તેઓએ પણ દાઢીમૂછ રાખવાની તરફેણમાં તકરારો ચલાવી, અને સઘળા શાસ્ત્રકારોનાં એ ફરમાનની ખુબી સમજાવતાં જણાવ્યું કે

દાઢીમૂછ રાખવી ઘણી જરૂરની છે. દાખલા તરીકે તેઓએ કહ્યું કે અરબસ્તાનના મુલકમાં ૠતુનું પ્રમાણ સરખું નથી. ગરમી જેમ સખત પડે છે તેમ થંડી પણ અતિ સખત પડે છે; અને શિયાળામાં સખત પવનના ઝપાટાઓ ફુંકે છે. પયગમ્બરે, પોતાના અનુયાયીની તન્દોરસ્તીના ફાયદાને કાજે, દહાડી વધારવાનું ફરમાન કાહાડયું કે વાળથી ગળાં વગેરેનું રક્ષણ થાય. આટલી આટલી તકરારો છતાં તેનો નિર્ણય કશો થયો નહી, અને બહુ વખત તેમાં નિકળી ગયો. બીરબલ આ બધું સમજી ગયો અને તકરારનો છેડો આણવાને બાદશાહને સંબોધીને તે બોલ્યો કે જહાંપનાહ, એક સોજો અસ્ત્રો મને મંગાવી આપો કે હું અહીં બીરાજમાન થયેલા સઘળા આલેમો અને ફાઝેલોની દાઢીમૂછ બોડી નાખું, એટલે દાઢીમૂછ રાખવી કે નહી તેની ખટપટજ નહી થાય. આ સાંભળી સઘળા ગભરાઇ ગયા. અને વિચારમાં પડયા કે રખેને બાદશાહ આ સૂચના ઉપાડી લે ને બીરબલીઓ બધાને બાંડાબોરા કરી નાંખે!

અકબરે પોતાના રાજઅમલના છેલ્લા ભાગમાં દાઢી બોડાવવાનો હુકમ કહાડયો હતો. હિન્દુસ્તાન સરખા ગરમ દેશમાં અસ્ત્રાના ઉપયોગના ફાયદા–ગેરફાયદા ખુલ્લા છે, એટલી હદ સુધી કે તે બાબત ઉપર વધુ તકરારની જરૂર નથી. જો કે આ ફરમાન ફરજીયાત નહતું, છતાં તે હોકમ પળાયો કે નહી પળાયો, એ જાણવાનું શાહી દરબારમાં જાણવાજોગ થઈ પડયું હતું. શાહના આ હુકમથી ઘણીક અરજી અને ઘણો છુપો અસંતોષ પેદા થયો હતો. આઇને અકબરી પ્રમાણે ઇ. સ. ૧૫૯૨ માં પોતાના દરબારીઓને દાઢી મુંડાવવાનો હુકમ અકબરે કાહાડયો હતો.

## અકબરે બીરબલને કેમ શોધી કહાડયો?—સમુદ્રનાં લગ્ન.

એક દિવસે બીરબલ અને બાદશાહ વચ્ચે કંઇ બોલાચાલી ઉપરથી જબરી ઠેરી ગઈ, અને પરિણામમાં બીરબલ શહેર છોડીને ચાલી ગયો. એકાદ બે દિવસ તો ચલાવી લીધું પણ પછી તેને બીરબલ વગર ચેન પડયું નહી; અને બીરબલ કયાં ગયો હશે તે જાણવાને ઇંતેજાર બની ગયો, અને

જ્યાં ત્યાં તેની શોધ કરવા લાગ્યો. તેણે તેને ઢુંડવાને એક જુક્તિ શોધી કહાડી. તમામ ખંડિયા રાજા ઉપર કહેણુ મોકલ્યું કે હમારા સમુદ્રો પરણવાના છે માટે લગ્ન પ્રસંગે તમારા સમુદ્રોને હમારા ત્યાંના મંડપમાં હાજર કરશો. જે રાજાઓ વગેરેને આ સંદેશો મળ્યો તેઓ વિમાસણમાં પડયા કે આ વિચિત્ર આમંત્રણનું શું કરવું અને તેનો શું ઉત્તર મોકલવો? જે શહેરમાં બીરબલ હતો, તે શહેરના રાજાને સમજાવી તેણે ઉત્તર મોકલ્યો કે, હમારા સમુદ્રો તમારે ત્યાં તમારાં તેડાં મુજબ હાજર થશે, પણ તેમને એસ્તેકબાળ લેવાને તમારા કુવાઓને તૈયાર કરી રાખજો. અકબ્બરને જ્યારે આ જવાબ મળ્યો ત્યારે તે સમજી ગયો કે, આ જવાબ બીરબલ સિવાય બીજો કોઇ મોકલી શકે નહી. માટે બીરબલ જ્યાં છે ત્યાં એજ શહેરમાં હોવો જોઇએ. એમ પાકી રીતે માનીને બાદશાહે બીરબલને વિનયપૂર્વક તેડાવી મંગાવ્યો, અને તે આવતાંજ તેના જોડે આગળ માફકના એખલાસથી કામ લેવા માંડયું.

## જુદીજુદી જાતના આંધળાઓ.

એક દિવસે બાદશાહે બીરબલ ઉપર ખફા થઇ તેને તરેહવાર ઉપમાઓ આપી બોલાવવા માંડયો, અને તે દરમ્યાન બોલ્યો કે 'બીરબલ તું આંધળો છે એમ મને લાગે છે.' બાદશાહે જો કે ગુસ્સો થઇને આ શબ્દો વાપર્યા હતા છતાં બીરબલે તેનો ગુસ્સો ઉતારવાને ટીખલ કરવા માંડ્યું. તે એ શબ્દો સાંભળતાંજ બોલ્યો, નામદાર શાહ, આંધળાઓ તો ઘણી જાતના આવે છે; તો હું કઇ જાતના આંધળામાં ખપું તેનો ખુલાસો કરો. બાદશાહને આ જવાબ સાંભળી વિસ્મય લાગ્યું અને બીરબલને પૂછ્યું કે કઇ કઇ જાતના આંધળા આવે છે તે તું મને જણાવ. બીરબલ બોલ્યો, મુખ્ય આંધળા બે જાતના થાય છે, જેઓને આંખ હોતી નથી તે એક જાતના આંધળા છે. અને બીજા છતી આંખે આંધળા છે. તે છેલ્લા વર્ગમાં વળી હું જાણું છું ત્યાં સુધી ત્રણ વિભાગો છે-૧. જેઓને છતી પરમેશ્વરે આંખ આપી છે પણ તેનો ઉપયોગ કરતા નથી. ૨-કેટલાકો આંખ છતાં પૈસાના મદથી આંધળા છે અને ૩-જેઓના શરીરમાં કાંઇ ખાપણ હોવાથી આંધળા

ગણાય છે, જેમ કે પગ, વિગેરે. એ સિવાય બીજી ઘણીક પ્રકારના આંધળાઓ છે, પણ હું હાલ યાદ કરી શકતો નથી. આ સાંભળી બાદશાહ અચંબો પામ્યો, અને તેને એ સર્વ જાતના આંધળાઓની હસ્તી બાબે પુરવારી આપવા જણાવ્યું. એટલુંજ નહી પણ જો તેમ કરવામાં તે નિષ્ફળ થાય તો તેની સજામાં આંખ્યો ફોડી નાંખવાની તેને સજા કરવાની ધમકી આપી. બીરબલે પોતાની પુરવારી બનાવવાને થોડીક મહેતલ માંગી અને ત્યાંથી ચાલ્યો ગયો. થોડાક દિવસ ગુજર્યા બાદ બીરબલ બજાર આગળ જઇ પોતાની બાજુમાં રૂમાલ પાથરી બેઠો. અને બાજુમાં ખડીયો કલમ મુકી કાંઈ લખવા માંડયું કેટલાક અમલદારો જતાં આવતાં બીરબલને આ અવતારે બેઠેલો જોઇ ચકિત થયા અને પૂછવા લાગ્યા, કે "બીરબલરાજ, અહીં આ શું કરો છો? બીરબલે તેઓનાં નામો લખી લીધાં. બીજે દિવસે ઝીથરા પીથરા પોશાકમાં બીરબલ દરબારના કેટલાક અમલદારો હજુર હાજર થયો. તેઓએ વિચાર્યું કે કદાચ બાદશાહ બીરબલથી નારાજ થયો હશે. કેટલાક તો કશું બોલ્યાજ નહી. જ્યારે કેટલાકોએ તેને ઓળખતાજ નહી હોય એવો દેખાવ કીધો. બીરબલે તે સઘળાનાં નામો પૈસાથી છકેલા છતી આંખે આંધળાઓની ટીપમાં લખી લીધાં. એક ચોક્કસ દિવસે તે સઘળાઓને દરબારમાં હાજર રહેવાની ચેતવણી આપી તે ચાલ્યો ગયો. ઠરાવેલા દિવસે તે પોતે પણ દરબારમાં હાજર થયો, અને તેજ મુજબ પેલા સઘળાઓ પણ ત્યાં જમાવ થયા હતા. બીરબલ બાદશાહ આગળ ગયો અને જણાવ્યું કે હું મારા જોડે બે પ્રકારના આંધળાઓને લઇ આવ્યો છું, માટે આપ નામદાર ફરમાવો તો તેમને તમારી રૂબરૂમાં હાજર કરૂં. બાદશાહે સઘળાઓને પોતાની હજુર રજુ કરવાને હુકમ કીધો. તે પ્રમાણે સઘળાઓને રજુ કરી તેમના નામની ટીપ પણ રજુ કીધી અને જણાવ્યું કે, મારી ટીપમાં જુદા જુદા વર્ગોના આંધળાઓનાં નામો છે. અને તે આપ નામદારે જોઇ લેવાં. પહેલાં આંખે આંધળાઓને રજુ કીધા અને તેમને જોઇને બાદશાહે લગાર ગુસ્સામાં જણાવ્યું કે આ તો પ્રત્યક્ષ છે, એક આંધળો પોતે પણ આંધળોજ છે એમ કહી શકે, માટે એ લોકોને અહીં આણી તેં શું વાઘ માર્યો!

આગળ ચાલો નામદાર, બીરબલ બોલ્યો, આ ટીપ જુઓ; એક દિવસે હું બજાર આગળ રૂમાલ પાથરીને લખતો હતો. હું શું કરૂં છું તે પોતાની આંખે દેખ્યા છતાં તેઓ મને પૂછવા લાગ્યા કે "બીરબલ તું શું કરે છે?" એ ઉપરથી મેં તેમને છતી આંખે આંધળાની ઉપમામાં મૂકયા છે બાદશાહ આ સાંભળી ખુબ હસ્યો, અને પછી પૈસે છકેલા આંધળાઓને રજુ કરવા ફરમાવ્યું. બીરબલે પહેલાં પેલાજ અમલદારને રજુ કર્યો અને જણાવ્યું કે હું જ્યારે તેના આગળ કંગાળ પોશાકમાં રજુ થયો ત્યારે તેણે મને પીછાણતો હોવાના અખાડા કીધા. તો હવે તમે તેને સવાલ કરશો કે એ મને ઓળખે છે કે કેમ? હજુરે તેના તરફ જોયું તો તે પોતાની ચાલ માટે શર્મિંદો થઈ ગયો, બીરબલે ટકોર કીધી કે મને કંગાળ પોશાકમાં જોઇને તેઓએ પૈસાથી છકેલા હોવાને કારણે મને પીછાણતા ન હોય એમ છતી આંખે આંધળા બન્યા. સઘળાઓને આથી પેટ પકડી હસવું આવ્યું. આ પછી લુલા, લંગડા હોય ને આંધળા હોય તેવાઓને હાજર કરવાની માંગણી કીધી; પણ તેઓને હવે પછી કોઇ બીજી તકે હાજર કરવાની બીરબલે કબુલાત આપી.

થોડાક દિવસ પછી એક મેજબાનીને કારણે બાદશાહના મેહેલમાં લોકોની ભારે મેદની મળી હતી. સાંજે સહેજ અંધારૂં થતાં ખુદ બીરબલ પણ કેટલાક સોબતીઓ સાથે હાજર થયો. ત્યાં આવતાંને વાર તેણે બુમ મારી કે મેહેલમાં આગ લાગી છે. લોકો ગભરાઇને વીહિલા ફાંફલા જેમ ગમે તેમ નાહાસવા લાગ્યા, અને ગરબડમાં કોનાં પગરખાં કોનાં પગમાં અને કોનાં ખાંસડાં કોણના પગમાં એવો મામલો થઈ ગયો. છતાં તેઓ બહાર આવીને જુએ છે તો આગબાગ તો કંઇ હતીજ નહી, એટલે બધા બોલવા લાગ્યા કે આ ગરબડ મચાવવા માટે બીરબલ અને તેના સોબતીઓ જોખમદાર છે. વઝીરે પણ અકબર હજુર ફરિયાદ ગુજારી કે આ પ્રમાણે ખોટો ગભરાટ મચાવવા માટે બીરબલ જોખમદાર છે અને તેને તે માટે સજા થવી જોઇએ. છતાં બાદશાહે તો ધીરે રહીને બીરબલને પૂછવા માંડયું કે બીરબલ, આ બધી ધમ્માચકડી શા કારણથી મચાવી તે સમજાવ. બીરબલે જવાબ દીધો કે લોકો પગે આંધળા છે કે કેમ તેની તપાસ લેવા

માટે આ તદબીર લગાવી હતી. તમે જોશો કે થોડાકજ પોતાના જોડા પગમાં પહેરી શકયા છે, ત્યારે બાકીના બીજાઓ તો ભલતા સલતાજ પગમાં ઘાલીને નીકળી પડયા છે, એટલે તેવાઓને હું પગે આંધળાના વર્ગમાં ગણું છું. દરબારીઓ પોતાની ભુલ થઇ તે માટેજ અને તે ભુલનો લાભ, બીરબલે કેવા પ્રકારે લીધો તે માટે શર્મિંદા થઇ ગયા. બાદશાહથી હસવું થોભાયું નહી અને બીરબલને તેની હાજરજવાબી યુક્તિ માટે મોટું ઇનામ બક્ષી વિદાય કર્યો.

## બાદશાહ–બીરબલ વચ્ચે બાપબેટાનો ફારસ.

એક દિવસે શાહ અકબર દરબાર ભરી બેઠો છે. સઘળા દરબારીઓ, એલચીઓ, વઝીરો, લશ્કરી સરદારો તથા ખંડણિયા રાજાઓ વગેરે અમીર–ઉમરાવો પોતપોતાની જગાએ બીરાજમાન થઇ ગયા છે, પણ ચોતરફ નજર કરતાં માલમ પડયું કે બીરબલ હાજર નથી. સર્વ કોઇની નજર તેના માટે ટાંપી રહી કે બાદશાહનો મશ્કરો અને ખાસ સલાહકારજ દરબારમાં મળે નહીં. ખુદ શાહ પોતે પણ તેની ગેરહાજરી જોઇને ઇંતેજાર થયો કે શા સબબથી આજે બીરબલીઓ હજી હાજર થયો નથી. તેને બાદશાહે તેડાં ઉપર તેડાં મોકલ્યાં ત્યારે તે ભાઇસાહેબ ઘણીક વારે હાંફલા ફાંફલા આવીને પોતાની જગાએ બીરાજ્યા. તે પોતાની જગા ઉપર હજુ તો ઠરીઠામ થાય તેટલાંમાંજ બાદશાહે પૂછ્યું કેમ બીરબલ આજે આટલી બધી ઢીલ થવાનું કારણ શું? બીરબલે જવાબ દીધો, “બાદશાહ સલામત હું ક્યારનો આવી લાગ્યો હોતે પણ મારો નાનો બુચો બહુ છેડાઇ પડેલો હોવાથી તેને શાંત કરતાં વખત લાગ્યો. તે તો ધોધમાર આંસુએ રડવાજ પડયો ને હું તે સમજી શકયો નહીં કે બેટમજી, શા માટે છેડાઇ પડયા છે? તેને શાંત કરવાના તરેહવાર ઉપાયો કીધા પણ ફોકટ, અને તેથીજ મને આ ઢીલ થઇ છે.” બાદશાહ ગુસ્સે થઇ બોલ્યો કે આટલાં નાના બાળકને શાંત કરવાનું આટલું મુશ્કેલ છે? બીરબલ ઠાવકું મોંહ કરી બોલ્યો, ગરીબ પરવર, તમને એ બાબતની ખબરજ ન હોય. તમુને કોઈ નાનાં બચ્ચાં નથી, છતાં મારા ધારવા પ્રમાણે તે હોય તો

પણ તેમની દેખરેખ રાખવાનું કામ તમો નામવરને માથે કયાંથીજ પડે? બાદશાહે ગગડાટ કીધો નહી, નહી, બીરબલ, હું એવી બાબતથી અજાણ્યો નથી; હું તારી જગાપર હોવું તો ઘડીના છઠ્ઠા ભાગમાં છેડાયલાં બાળકને શાંત કરી નાંખું. બીરબલે હવે આગળ ભાગ ભજવવા માંડયો અને બોલ્યો ગરીબ પરવર, આ ગરીબ પ્રજા તે તમારી છોરૂ જેવી છે. એટલે હું પણ એક તમારી રૈયતજ છું, એટલે હું એક બાળકનો ભાગ ભજવું અને તમે મને શાંત કરવા તજવીજ કરો. બાદશાહ આ કરવાને કબુલ થયો. એટલે બીરબલે તો નાના બચ્ચાંની માફક એવો મોટો ભેંકડો તાણવા માંડયો કે એક નાનાં બાળક કરતાં પણ નપેતર બાદશાહ તખ્તેથી હેઠે ઉતર્યો અને તે બાળકને શાંત કરવા લાગ્યો. તેને પસવારી ધીમે ધીમે હેતાળ શબ્દોથી પુછયું ભાઇ તને શું જોઇએ છે? જે જોઇએ તે માગ. શું તને રમકડાં જોઇયે છે, ફુલ-ફુલ જોઇએ છે? માગ. તું જે માગશે તે હાજર કરીશ અને છાનો રહે. આ સાંભળીને બાળક (બીરબલ) તો વધુ ને વધુ છેડાયો, અને કેમે કરતાં મુંગો રહે નહી. ઘણીજ વેળા થઇ અને પતાવતાં પતાવતાં બાદશાહને પરસેવો વળ્યો ત્યારે તે બાળક રડતાં રડતાં બોલવા લાગ્યો "પપા મને શેરડી જોઇયે છે." શાહે તુરત હોકમ કીધો કે ત્યાં શેરડીના ભારેભારા રજુ થઇ ગયા, અને તેમાંથી પેલા બેબીને ગમે તે પસંદ કરવા કહ્યું. બેબીએ એક શેરડીનો સાંઠો કહાડયો, પણ તે ફેંકી દઇને પાછું ભુંગળું ફુંકવા માંડયું. કેમે કરતાં તે શાંત થાય નહી. ઘણુંજ થયું ત્યારે તેણે હોકમ કીધો કે શેરડીની ગંડેરી કરી આપો. આ હોકમ થતાંજ શાહને ધીરજ આવી કે નાનો બાબો હવે શાંત થશે. થોડી વારમાં ગંડેરીથી ભરેલી રકાબી લાવી તેના હજુર મુકવામાં આવી કે તેણે તો પાછો પણ ભેંકરો તાણવા માંડયો અને તે એટલો મોટેથી કે આખી દરબાર ખળભળાટમાં પડી અને શાહને પોતાને પણ પરસેવો છુટવા માંડયો. ઘણોજ પતાવટે પતાવટે બાબાજી કાંઇક મુગા પડયા, અને રડતાં રડતાં બોલ્યા કે "પપાજી આ ગંડેરી મને નહી જોઇએ, એજ બધી મને પાછી આખી કરી આપો. બાબાજીનાં આ અડપલાં જોઇ પપાજી હવે કંટાળ્યા અને હાર્યા, અને અંતે બોલી દીધું કે "બીરબલ બીરબલ, તું જીત્યો અને હું હાર્યો."

## બીરબલ અને તાનસેનની પરીક્ષા-
## બીરબલ પાસ-તાનસેન નાપાસ.

જેમ જેમ બીરબલ અકબરની નજરમાં માનીતો થતો ગયો, અને જેમ જેમ તેનો વગવસીલો દરબારમાં વધવા લાગ્યો તેમ તેમ મુસલમાન દરબારીઓ અને મોહમેદન અમીર ઉમરાવોમાં ઇર્ષા–અદેખાઇનું મોટું મુળ તે થઇ પડયો. દરેક બાબતમાં શાહ અકબર જેમ તેનો શબ્દ ઉપર રાખે, તેમ તેમ તેઓ દરેકે દરેક બાબતમાં શાહની સભામાં જાણે નાનો સરખો બળવો જગાડી મુકે. આ લાગણી દિનપ્રતિદિન એટલી બધી હદે વધી ગઇ કે તેઓ એક દિવસે ભેગા થઈ શાહ અકબર હજુર એજ બાબતમાં ફરિયાદ કરવા અને ઘટતી દાદ મેળવવા તૈયાર થયા. એજ વખતે શાહની દરબારમાં તાનસેન નામનો એક ઉસ્તાદ ગવૈયો હસ્તી ધરાવતો હતો. તેણે પોતાનાં ચાતુર્ય, હુશિયારી અને કળાકૌશલ્યથી દરબારમાં નામ કહાડયું હતું, અને તે સઘળા બદલ તેને જુદા જુદા નામચીન ખેતાબો પણ આપવામાં આવ્યા હતા. લગભગ ૨૬ ગવૈયાઓ દરબારમાં ભેગા થયા હતા, અને તે સાથે મીયાં તાનસેન પણ હતા. શાહની દરબારમાં તેની આમદ થઈ તે આગળ તાનસેનનો મુરબ્બી રામચંદ્ર ગણાતો હતો. ઘણાક ગાયન વગેરેનાં તેનાં બનાવેલાં જોડકાં અને કવિતા શાહ અકબરના નામે લખાયલાં છે, અને તેના ગાયનો આખાં ઉત્તર હિંદુસ્તાનમાં તેની મધુરતા અને ઉતમતા માટે વખણાયલાં છે. તાનસેને ઉત્તર હિંદુસ્તાનમાંના ઘણાક રાજારજવાડાઓની દરબારમાં નામના મેળવી હતી. તાનસેન જાતે મોહમેદન હતો અને બીરબલની માફક બ્રાહ્મણ અને મુર્તિપૂજક ન હતો. સઘળા દરબારીઓનો મત એવો હતો કે બીરબલના જેવોજ તાનસેન પણ ગાયનકળામાં પ્રવિણ છે; અને વળી જાતે મુસલમાન છે. આ બીના ધ્યાનમાં રાખી તેઓ શાહ હજુર ખડા થયા કે કૃપા કરી બીરબલની જગા તાનસેનને આપવી, અને તેમ કરીને એક મુર્તિપૂજક જે એક મુસલમાનના રાજ્યમાં ભારે સન્માન મેળવવા પામ્યો છે તે, એક મુસલમાનને આપવું. આ ફેરફાર કીધાથી આખી મુસલમાન કોમમાં સંતોષની લાગણી પેદા થશે એમ તેઓએ શાહને જણાવ્યું.

આ માંગણી સાંભળીને શાહ અકબરને કાંઇ થોડો અચંબો લાગ્યો નહી; છતાં કાંઇ પણ ગુસ્સો દેખાડયા વગર ઠાવકેપણે તે બોલ્યો કે, હું તાનસેનને સારી પેઠે ઓળખું છું. તે માત્ર ગાયણવાદન વિદ્યામાં નિપુણ છે, પણ દરબારી ખટપટમાં તેનું કસું ગજું નથી. એટલુંજ નહી પણ બીરબલના જેવું ચઢતા પ્રકારનું બુદ્ધિબળ પણ તે ધરાવતો નથી. શાહને ફોસલાવવાના પ્રયત્નમાં આ પ્રમાણે નિષ્ફળ થવાથી તેઓ બધા બાદશાહ હજુરથી ખસ્તા થઇ ગયા, છતાં પણ પોતાના તે પ્રયત્નમાં બહુ મકમ થતા ગયા. તેઓએ પોતાની મમત છોડી નહી, અને કોઇ પણ પ્રકારે બીરબલને શાહની નજરમાં હલકો બનાવવાની તજવીજ બહુ જોરથી કરવાનો ઠરાવ કીધો. સઘળાઓ વળી એક રાત્રે એક દરબારીના મકાનમાં ભેગા થયા અને ત્યાં બધાઓએ બીરબલને ગબડાવી પાડવાની તરેહવાર યુક્તિઓ સુઝાડવા માંડી. એક દરબારીએ સૂચવ્યું કે હું મારા મકાનમાં ગાયનનો એક જલસો કરાઉં, જે વેળા તાનસેન પોતાનાં જીવ બેહેલાવનારાં ગાયનો રજુ કરશે, અને ત્યાં શાહને પણ હાજર રહેવાનું આમંત્રણ કરવું. અને તાનસેનના હુન્નરથી તેને રીઝવીને તેનું ઘટતું ઇનામ તેને અપાવવું.

આ સૂચના સાંભળતાંજ સઘળા ખુશ ખુશ થઇ ગયા અને આફ્રિનના ઉદ્‌ગારો કાઢી અલ્લાહ તથા પેગમ્બરની સહાયતા માંગવા લાગ્યા.

એક ઉમરાવે તો પયગમ્બરની દાહડીના કસમ ખાઇને કહ્યું કે જ્યાં સુધી આ મુર્તિપૂજક હિંદુની ચઢતી આપણે અટકાવ્યે નહી, ત્યાં સુધી આ સઘળા મુસલમાની દિનદારોએ જંપીને બેસવું નહી.

એ ગોઠવણ મુજબ બીજેજ દિવસે એક મોટો જલસો કરવામાં આવ્યો અને ત્યાં બાદશાહને પણ આમંત્રણથી બોલાવ્યામાં આવ્યો. બેશક આ જલસો, બહુ ફતેહમંદ ઉતર્યો અને બાદશાહે પણ ઉસ્તાદ તાનસેનની ઉસ્તાદી ઉપર વાહવાહ પુકારી. જલસો થઇ રહ્યા પછી જલસો કરનાર યજમાને પોકાર્યું કે "ઘણું જીવો તમો નામવર શહેનશાહ, હવે તમો તાનસેનની ગ્યતા પીછાણો છો તો તેને બીરબલ કરતાં વધુ માનપાનથી નવાજવાની કરમ બક્ષેસ ફરમાવશો એવી અમને ઉમેદ છે."

શાહે ઉત્તર આપ્યો, તમો ભાઇઓ ભુલો છો. તાનસેન અને બીરબલ વચ્ચે કશી સરખામણી થઇ શકેજ નહી, નિર્જીવ મચ્છર કદાચ હાથીની અદેખાઇ તમારા કાનુન પ્રમાણે બોલ્યે તોજ કરી શકે, છતાં તાનસેનને મારા સલાહકારના ઓધ્ધા ઉપર નેમવાનું બહુજ બેહુદું થઇ પડે. આમ બોલવા છતાં, શાહ અકબરે, બીરબલનાં બુદ્ધિબળનાં ચઢિયાતાંપણાની કસોટી કરી જોવાનો ઠરાવ કીધો. બરમાના રાજા ઉપર તેણે બે એકસરખા પત્રો લખ્યા, અને તેમાં જણાવ્યું કે બંને જણા તમને કાગજ પોહોંચાડે કે તે બંનેને ઠાર કરવા. એક પત્ર તાનસેનને અને એક બીજો બીરબલને આપ્યો, અને તે બરમાના રાજાને પોહોંચાડવાની તેમને તાકીદ કીધી. બીરબલ શંકાશિલ થયો. તેણે વિચાર્યું કે આવું અપ્રાસંગિક કામ કોઈ દિવસે થયું નથી, અને વિચાર્યું કે મેં કોઈ દિવસે રાજનું રાજના કોઇ માણસનું કે ખુદ રાજકર્તાનું પોતાનું કંઈજ બુરૂં કર્યું નથી. તેણે માન્યું કે, મનુષ્ય સ્વાભાવનાં પોતાનાં જ્ઞાનબળથી તથા અનુભવથી બરમામાં પણ તે અચળ રહી શકશે.

બીરબલ અને તાનસેન બંને સાથે મુસાફરીએ નીકલ્યા, અને ઘણીક હાડમારી અને વિટંબણા પછી તેઓ બરમાનાં રાજનગરમાં દાખલ થયા. તે વેળા રાત પડી ગયલી હોવાથી શેહેરના દરવાજા બંધ થઇ ગયા હતા, તેથી તેઓને શેહેર બાહારની એક ધર્મશાળામાં આખી રાત ઉતારો લેવો પડયો. સવારના પહોરમાં તેઓએ પોતાની આમદની ખબર ઘટતા અમલદારોને પોહોંચાડી, જેઓએ ઘટતા વખતમાં તેમને રાજા હજુર ઉભા કીધા. બન્નેએ પોતપોતાના બંધ કરેલા પત્રો, રાજાના હાથમાં મુકયા. પત્રો વાંચી રાજા વિચારમાં પડયો કે આવા આબરૂદાર જણાતા બે શખસોને એકદમ ઠાર કરવાને અકબર સરખા ડાહ્યા અને ન્યાયી ગણાતા રાજકર્તાને શું મોતેબર કારણ મલ્યું હશે? આવી સજા કયા અપરાધ માટે કરવામાં આવે છે તેનું કશું કારણ તો પત્રમાં જણાવ્યું ન હતું. રાજાએ પોતાના વડા પ્રધાનનો મત લીધો અને તેણે એવી સલાહ આપી કે બન્નેને એક અઠવાડિયાંની મેહતલ આપવી, અને તે દરમ્યાનમાં તેઓએ શું ગુનોહ કીધો છે તેનો

એકરાર કરાવવો, અને ત્યાં સુધી તેમને કેદ કરવા. આ સલાહ માન્ય રાખી બરમાના રાજાએ તેમને નિચે પ્રમાણે કહી સંભળાવ્યું:—

બીરબલ અને તાનસેન, તમે ધ્યાનથી સાંભળી લેજો, તમારા રાજાએ હોકમ લખ્યો છે કે તમને બંનેને ઠાર મારવા. ખરેખર તમે કોઇ એવો મહામજબુત ગુન્હો કીધો હશે કે તમને તમારા વતનમાંજ મારી, તમારા હાકડાંને પણ વતનમાં રહેવા દેવાં નહી. પણ જ્યાં સુધી હું તમારો ગુન્હો જાણું નહી અને તે ગુન્હા માટે આ સજાને તમો લાયક છો કે નહી તે જાણું નહી ત્યાં સુધી, તમોને ઠાર મારવાનું કામ કરનાર નથી. માટે હું તમોને એક અઠવાડિયાંનો વખત આપું છું તેમાં તમે વિચાર કરી, તમારા ગુન્હાનો એકરાર કરવાનું દરૂસ્ત વિચારશો.

બીરબલ તો આ સાંભળીને રાજાને નમ્યો અને ઘટતા નમસ્કાર કર્યા. તાનસેન જે બાપડો આ સાંભળીને ગાભરો બની ગયો, તેને તો કાંઈ સુઝ પડયું નહી, છતાં હિમ્મત રાખી બીરબલને પગલે ચાલી તે પણ રાજાને નમ્યો. ત્યાંથી તેઓને કેદખાને લઇ જવામાં આવ્યા. ત્યાં ગયા પછી ગભ-રાયલા તાનસેને બીરબલને વિનંતી કીધી કે, તું તારી અક્કલથી કાંઇ તદબીર લગાવ કે આપણો અહીંથી છુટકો થવા પામે, બીરબલે તેને હિમ્મત આપી કે તું ફીકર કરીશ નહી. આવા કટોકટના સમયમાં પણ આપણો છુટકો મુશ્કેલ નથી. માટે દીલને ખુશ રાખ અને કહું છું તે સાંભળી ધ્યાનમાં રાખ. આપણને ફાંસી દેવા લઈ જવામાં આવે ત્યારે, ત્યાં પહેલી ફાંસી તને દેવાની કાકલુદી કરવી, અને હું પણ ત્યાં એજ પ્રમાણે પહેલે મને ફાંસી દેવાની કાકલુદી કરીશ. તે પછી શું કરવું તે હું કરી લઇશ, એટલે આપણે છુટી ચુકયા એમજ સમજ. જો એમ થાય તો મારી વૃદ્ધ માતાના તારા ઉપર આશિર્વાદ ઉતરશે, તાનસેને ઉત્તર આપ્યો.

કેદમાં પડયા પછી આઠમે દિવસે બીરબલ અને તાનસેનને ફાંસી લટ-કાવવા લઇ જવામાં આવ્યા. ત્યાં જતાંજ બન્નેએ ખેંચતાણ કરવા માંડી. તાનસેન કહે, ભાઇઓ પેહલા મને લટકાવો, અને બીરબલ બોલે કે, નહી

મને પહેલે લટકાવો. બંને વચ્ચે એટલી હોસાતોસી થવા લાગી કે ફાંસી દેનારા તથા બીજા જે અમલદારો ત્યાં હાજર હતા તેઓ અજાયબ થયા કે આમાં કાંઇપણ ભેદ છે. એટલે બંનેને રાજાજી હજુર લઇ જવામાં આવ્યા. રાજા પણ આ તેમની હોસાતોસી જાણીને તાજુબ થયા. એટલે તેણે પુછવા માંડયું કે, ઓ હિંદુસ્તાની માણસો. તમારી વર્તણુક કાંઇ ભેદ-ભરેલી જણાય છે; તમો મને જણાવશો કે તમે શું ગુન્હો કીધેલો છે, તો તે એકરાર સાંભળી હું તમને છોડી દઇશ. બીરબલે તે સાંભળી જબાન ઉપાડી,–નામદાર રાજાસાહેબ, હમારા શહેનશાહ અકબરને હમારી જીન્દગીનો અંત આણવાના ગંભીર કારણો છે, અને હમારી ફરજ છે કે હમારે તે ખુલ્લું કરવું નહીંજ. રાજાએ તેનું આવું બોલવું સાંભળી તોબાહ કીધા. અને બોલ્યો કે એક માણસ પોતાની જીંદગીનો પુરો લાભ હજુ તો લઈ ચુકયો નથી તેટલામાં તેને આ પ્રમાણે દુનિયાથી ઉખેડી નાખવો એ વાજબી નથી, એટલુંજ નહી પણ અમારા ધર્મના ફરમાનથી પણ વિરૂદ્ધ છે.

હવે બીરબલે બુદ્ધિ લડાવી–તે બોલ્યો–મેહેરબાન રાજાજી હું એક છુપી ભરમની વાત તમારા હજુર ખુલી કરૂં છું, છતાં મારે કહેવું જોઇએ કે અમને બંનેને મોતનો કશો ડર નથીજ. લાંબો સમય થયાં મોગલ શેહેન-શાહને તમારૂં રાજ લઇ મેલવાની ઇચ્છા થઇ છે, પણ તે તમારા જોડે લડાઈ કરવા માંગતો નથી. બનારસથી આવેલા એક વિદ્વાન જ્યોતિષીએ, તારા અને નક્ષત્રો વગેરે વર્તિ ખાનગી રીતે જાહેર કીધું છે કે એવી કોઇ લડાઇ થાય તો તેનું સંગીન પરિણામ આવવા વગર રહે નહી. આ કામ કેવી રીતે પાર ઉતરે તેનો સવાલ તે જોતિષીને પુછતાં; તેણે હમોને બે પત્રો આપી તમારા તરફ મોકલવા હોકમ કીધો. જે કોઇ પહેલો ઠાર થશે તે પાછો જન્મતાંને વાર તમોને ગાદીપરથી ઉઠાડી મુકશે અને રાજા થશે, અને જે તેની પાછળ ઠાર થશે તે પ્રધાન થશે. હમો બંને દરબારમાં માનીતા હોવાથી તેણે હમોને આ પ્રમાણે મારી નાંખી કામ કહાડી લેવાની જુગ્તિ માત્ર કરી છે.

રાજા પોતાના પેગંમબરનાં નામને યાદ કરી બોલ્યો કે, હું કાંઇ એ રાજ્યનો ખંડણીઓ નથી કે તેનો હોકમ માથે ચઢાઉં, અને બે નિર્દોષ માણસના નાહેક પ્રાણ લઉં, માટે હું તેનો હોકમ માનતો નથી. માટે ઓ તમો હિંદુસ્તાનના માણસો, હું તમોને છોડી મુકું છું, તમો છુટા છો, તમો ગમે ત્યાં જાવો. તમે અહીં રહેશો ત્યાં સુધી મારા હાથથી જે કાંઇ ગેરમેહરબાની દેખાડવામાં આવી છે, તેનો પુરતો બદલો હું તમોને આપીશ.

બીરબલ અને તાનસેન બંને રાજાના પહેરોણા તરીકે કેટલાક દિવસ સુધી રહ્યા, અને તે પછી બરાબર અસ્બાબ વિગેરે બાંધી તેઓ હિંદુસ્તાન આવવા નીકળ્યા. રાજાએ પણ તેઓ સહીસલામત મુસાફરી કરે તે માટેનો પુરતો બંદોબસ્ત કરી આપ્યો, એમ કરતાં થ્રણે વખતે તેઓ પોતાની દરબારમાં આવી પહોંચ્યા. તાનસેન તો પોતાનું મોઢું બાદશાહને દેખાડતાં બીધો અને ઘણોજ શરમાયો, એટલે તે તો પાધરો ઘરે ગયો, પણ બીરબલ કાકા તો ધસ્યા રાજમેહેલમાં. બાદશાહ અકબર દરબાર ભરી બેઠો હતો ત્યાં હાજર થઇ બીરબલે હિંદુસ્તાનથી ગયા પછી બરમામાં શું બન્યું અને પાછા ફરતાં શું થયું તે બધી અથઇતિ કહી સંભળાવી. આ સાંભળી અકબરે બધા દરબારીઓને સવાલ કીધો કે હવે તો તેમની બીરબલનાં બુદ્ધિબળ વિષે પુરતી ખાતરી થઇ ખરી કે!

આટલું છતાં. એક મુસલમાન દરબારી પોકારી ઉઠયો કે, બરાબર છે, બરાબર છે, દુનિયાદારીનાં ડાહપણમાં તે ગમે તેવો કુશળ હોય. પણ આખર કરે ને તે મૂર્તિપૂજક છે, તે જ્યાં સુધી પોતાનું મોહડું મક્કા તરફ ફેરવે નહી ત્યાં સુધી આપની મેહેરબાનીને અયોગ્યજ છે.

અકબરે આ ઉદ્દગાર સાંભળી બહુ અફસોસ કીધો, અને બોલ્યો કે, મારી હિંદુ રૈયત જોડે ખટપટમાં ઉતરતાં અલ્લાહ મને પાછો વાળે! પછી બધા મુસલમાનો તરફ ફરી ને બોલ્યો, ધર્મ સંબંધી ખટરાગમાં માથું મારવાનો તમને શો હક્ક છે? એક માણસનો ધર્મ તે તેની પોતાની બાબત છે, જ્યારે હું પોતે બીજાથી દોરાઉં ત્યારે મને બીજાઓને દોરવવાનો શું હક્ક છે? જુદા જુદા ધર્મ તે બધા એકજ રસ્તે જવાના માર્ગ છે.

જ્યારે મુસલમાન ઉમરાવોએ આ સખુન સાંભળ્યા ત્યારે તેઓ બધા ચુપ થયા, અને ફરીવાર એવી ખટપટ જગાડી નહી.

## સબસે બડી ચુપ–તેમાંજ શોભા–બાદશાહને કેમ બનાવ્યો?

એક દિવસે બાદશાહના મોટા ગુરૂજી જે જાતે પીર હતા તેઓ, મકાશેરીફથી નીકળેલા ગામોગામ ફરતા ફરતા દીલ્લીમાં આવી પહોંચ્યા. બાદશાહે તેમને ભારે સન્માન આપી ખુદ પોતાના મહેલમાં ઉતારો આપ્યો; અને જેટલો વખત તેઓ ત્યાં રહ્યા તેટલો વખત હરરોજ બાદશાહ પોતે પણ તેમના દર્શન કરવા રોજ જતો. ઘણેક દિવસે ગુરૂજી જવા નીકળ્યા ત્યારે બાદશાહે રીવાજ પ્રમાણે તેમને ઘણુંક નજરાણું ભેટ કીધું. તેઓ ગયા પછી બાદશાહને બીરબલની ટમેર બનાવવાની મરજી થઇ, એટલે તેણે પુછ્યું કે બીરબલ, જેમ અમારા ગુરૂજી છે તેમ તારા કોઇ છે કે નહી? બીરબલ બોલ્યો, બાદશાહ સલામત, મારા ગુરૂ ઘણા છે, પણ તેઓ આ દેશના રહીશ નથી તેથી તમારા જોવામાં આવતા નથી, પણ મેં સાંભળ્યું છે કે મારા વડા ગુરૂજી અત્રે પધારેલા છે, પણ તેઓ ક્યાં રહે છે તેની હજુ મને ભાળ લાગતી નથી, કેમકે તેઓ એવા નિર્લોભી છે કે મુજ જેવા ગરીબ શિષ્યને ત્યાં એણબોલાવ્યા જતાએ નથી. બાદશાહે કહ્યું, બીરબલ, મારે તેઓના દર્શનનો લાભ લેવાની ઇચ્છા થાય છે તો તે ગમે તેમ તું પુરી કર. બીરબલે તે કબુલ કીધું. બીરબલ તે પછી ઘરે જવા નીકળ્યો. રસ્તામાં તેને એક કઠીયારો મલ્યો જે જંગલમાંથી લાકડાનો ભારો માથે ચઢાવી ખરિદદારની શોધમાં આમતેમ ફરતો હતો. બીરબલે તે ભારાની કિમ્મત પુછી તે આપી તે ભારો લઇ ઘરે ચાલ્યો. ભારો નખાવી તે કઠીયારા જોડે વાતે વળગ્યો. પહેલાં તો તેણે એ બાપડાને ખુબ ભલું માણસ જણાવી તાડે ચઢાવ્યો, અને છેવટે તેણે કહ્યું કે મારે એક કામ છે તે જો તું બરાબર બજાવે તો તને પચાસ રૂપીઆ ઇનામ આપીશ. કઠીયારાએ વિચાર્યું કે આ તો દીવાન પોતે છે એટલે કદાપિ વેઠે પકડશે તો પણ ના પડાવાની નથી. માટે આ તો સામા રૂપીયા મળે તો ના શાને માટે પાડું?

એટલે તેણે મોટી ખુશીથી કામ બજાવવાની હા પાડી. બીરબલે જોયું કે આ બકરૂં ઠીક હાથ લાગ્યું છે એટલે તેને હાથે પુરેપુરોજ વેશ ભજવવો. તેને સાધુબાવાનો પોશાક સજાવી હાથમાં ઝોળી આપી હનુમાનના મંદિરમાં જઇ માળા ફેરવ્યા કરવાની તાકીદ કરી. તેને એટલે સુધી કહ્યું કે, ખુદ બાદશાહ વટીક તારા આગળ આવશે, તારા પગ આગળ નજરાણાંના ઢગલા કરશે, પણ તારે કશાંને હાથ સુદ્ધાં લગાવવો નહીં. તારે તો જાણે ઇશ્વરમાંજ ચિત લગાડેલું હોય તેવો દેખાવ કરી માળા ફેરવ્યા કરવી. કોઇ ગમે તેટલું બોલાવે તેઓને મોઢું ઉઘાડીને તો શું, પણ ઇશારતથી સુદ્ધાં જવાબ આપવો નહીં. હું પોતે તારી પાછળ છુપો ઉભો રહીશ; અને તું આ મારૂં કહેલું કેમ અમલમાં મુકે છે તે જોતો રહીશ. જો તેમાં કાંઈ પણ ખામી આવી તો તારો જીવ જાનનો સોદો સમજવો. એમ કહી તેને શરીરે રાખ ચોળાવી કોપીન પહેરાવ્યું અને માથે ભગવતી ઝટા બાંધી, તેને અબધુત યોગીનો અવતાર આપી દીધો. મંદિરમાં લઇ જઈ આજુબાજુની જગા સાફસુફ કરી મૃગચર્મ પાથરી તેના ઉપર બેસાડયો, અને સખત તાકીદ આપી. ત્યાંથી બીરબલ બાદશાહ આગળ ગયો, અને બધા દરબારીઓની હજુરમાં કહ્યું કે, મારા ગુરૂજી મને મલ્યા છે, તેઓ તમારી મુલાકાત કરવા કબુલ થયા છે, પણ મને પોતાને હાજર રહેવાને ના પાડે છે, માટે આપ છડી સવારી સાથે હનુમાનનાં મંદિરમાં સીધાવો. બાદશાહ, બીરબલના ગુરૂજીને મલવાની હોંશમાં અમીર ઉમરાવો સાથે મંદિરમાં ગયો. ત્યાં જઇને જોયું શું કે સાક્ષાત્ પરમેશ્વરનો અવતારજ જાણે ત્યાં પધાર્યો છે, હાથે માળા ફેરવ્યા કરે છે અને કોઇ તરફ લેશ દૃષ્ટિ પણ કરતો નથી. બધા તેને નમ્યા અને હાથ જોડી ઉભા. પછી બાદશાહે નમ્રતાથી પુછયું, મહારાજ આપનું નામ તથા તેમજ આપના પિતાનું નામ નિવેદન કરશો તો મુજ ઉપર કૃપા થશે. મહારાજ તો બોલેજ શાના! તેઓને તો શીખાડી રાખેલું તેમ કાનમાં પુમડાં ખોસી જાણે માળાજ ફેરવવામાં તલ્લીન થઇ બેઠેલા. બાદશાહે ઘણી આજીજી કરી, પોતે કોણ છે તે જણાવ્યું પણ બાવાજી તો એવું મૌન્ય ધારણ કરીને બેઠેલા કે તેમનો હોઠ પણ હાલે નહી. જ્યારે મહારાજ કાંઇજ બોલ્યા નહીં.

ત્યારે ઘણીક ભેટ તેમના ચર્ણું આગળ ધરી વિનંતી કરી, પણ ગુરૂજી તો ગુપચુપ માળા ફેરવ્યા કરે, અને કોઇના સામે સહેજ દૃષ્ટિ પણ કરે નહીં. આમ જોઇ બાદશાહની ધીરજ ખુટી એટલે અડધું ભાગું બોલ્યો,—આ ગુરૂજી તો અજ્ઞાન પશુ જેવો છે તેથી તેની જોડે વધુ માથું ફોડવાનું પ્રયોજન નથી. પછી તે પૈસા બીરબલને ત્યાં લઇ જવા હોકમ કરી બાદશાહ દરબારીઓ સાથે પાછો ફર્યો. દરબાર થોડેક વખતે એકઠી થઇ અને બીરબલને જોઈ બાદશાહે મંદિરમાં બનેલી હકીકત કહી સવાલ કીધો કે "અરે બીરબલ, મુર્ખસે ગાંઠ પડી તો કયા કરના?" બીરબલે જવાબ દીધો "ચુપ રહેના અચ્છા." બાદશાહના મનમાં આવ્યું કે, કદાચ તે પૂજ્ય માણસ હજુર છડીસ્વારી સાથે જવામાં મારાથી ખોટું તો થયું ન હોય! એટલે ક્ષમા માગવાને બીરબલને મંદિરમાં મોકલ્યો. બીરબલને તો તેજ જોઇતુંજ હતું એટલે એકલોજ મંદિરમાં દોડયો. તે વેળા ત્યાં ઘણી આવજાવ નહતી, એટલે ઇશારતથી પેલા ગુરૂ થઈ બેઠેલા કઠીઆરાને પોતાને ઘેર તેડી લઇ ગયો અને તેણે પોતાનો વેશ બરાબર ભજવ્યો તે માટે સાબાસી આપી, પણ એ વાત કોઇના આગળ કરવાની સખત મનાઇ કરી તેને ખુબ ઈનામ આપી વિદાય કર્યો. કઠીયારાભાઇ તો નેહાલ થઇ ગયા ને બધું લઈ ગાંસડી બાંધી બીજે કેથે પલાયણ કરી ગયા.

## કાણીયો હજામ-બીરબલની કાસળ કાહાડતાં પોતેજ બળી મુઆ!

એક વેળા એવો બનાવ બન્યો કે એક લંપટી મુસલમાન એક હિંદુ કુવારીકા ઉપર મોહી પડયો હતો, અને તે કારણે તે તેણીને બહુ પજવતો, પણ બાઇ તેને બીલકુલ ગણકાવતી નહી. અંતે એક સમયે બન્નેનો એક ચોકસ ઠેકાણે ભેટો થઈ ગયો, તે તકનો લાભ લઇ તે બદમાસે તે કુંવારીકાને ખુબ સતાવવા માંડી. બન્યું એમ કે તેજ સમયે બીરબલ ત્યાંથી છુપાવેશમાં નગરચર્યા કરવા નીકળેલો આવી મળ્યો. પેલો મુસલમાન તેને જોઇને ખુશી થયો, અને તે કેવાક ઉભરાથી વાત કરતો હોય તેમ તેને

કહેવા લાગ્યો કે ભાઇ, આ મારી પરણિયત સ્ત્રી છે અને તે મને બીલકુલ ગાંઠતી નથી, હમણાં પણ તે ઘરમાંથી નહાસી છુટે છે, માટે મને મદદ કર. મારૂં નામ સરદારખાન છે, જાતે મુસલમાન છું અને આ રંડા હાલ મને રંજાડે છે કે હું તો હિંદુ છું. બીરબલે મદદ કરવાની કબુલાત આપી. તે બાઇને સમજાવી જોવાને બહાને તે મીયાંભાઇને જરા દુર ઉભા રાખ્યા. તેમ જોઇ બીરબલે તે સ્ત્રીને વિવેકથી પુછ્યું કે, તું કોણ છે અને આ વાતમાં શું ભરમ છે તે મને સાચું કહીશ તો તારો છુટકો જલદી થશે. તેણે પોતાની ઓળખ આપવાની પણ આનાકાની કરી નહીં. આથી તે બાઇને હિમ્મત આવી અને પોતાની હકીકત કહી. તેણી બોલી હું હિન્દુ બ્રાહ્મણ જાતિની છું. મારૂં નામ મહાલક્ષ્મી છે, અને જાતે કુંવારી છું. આ મીયાં લાંબો વખત થયા મારૂં શિયળ ભંગ કરવા મને સતાવે છે, માટે મારો છુટકો કરશો તો સદાની ઉપકારી થઇશ. બીરબલે તેણીને હીંમત આપી. બીરબલે તે મુસલમાનને ખુબ દમ ભીડાવી કહ્યું આ બાપડી નિર્દોષ કુવારીકા રામશંકર બ્રાહ્મણની દીકરી છે, તેને તું અમલદાર થઇને સતાવે છે તો બાદશાહનો હોકમ તું ભુલી ગયો લાગે છે, માટે તારૂં સારૂં ચાહતો હોય તો અહીંથી ચાલ્યો જા, અને ફરીવાર આ બાઇની સતાવણી કરીશ મા. મીયાંભાઇ તો સામો માણસ કોણ છે તે જાણ્યા વગર સામા તેને ગળે પડવા લાગ્યા કે, નિચ તું ઢોંગ કરીને મારી સ્ત્રીનું હરણ કરી જવા માંગે છે શું! એમ કહી તેણે તો તરવાર ક્હાડી, લડાઇ કરવા તૈયાર થઈ ઉભો. બીરબલે તુરત પોતાના દીલ ઉપર મુસલમાની પોશાક હતો તે કહાડી નાખી છતો પડયો. તે જોઇ સરદારખા તો ઝંખવાણા પડી ગયા, તરવાર હાથમાંથી પડી ગઇ અને થરથર ધ્રુજવા પડી ગયા. બીરબલે તેને બાદશાહના કેદી તરીકે પોતાના કબજામાં રાખ્યો, અને બાઇને હીંમત આપી તુરતને માટે પોતાને ઘેર લઇ ગયો. બંનેને લઇને બીરબલ ઘરે ગયો, અને પેલી બાઇને પોતાની સ્ત્રીને સોંપી તેની દીકરી પ્રમાણે જતન કરવા તાકીદ કીધી, અને સરદારમીયાંને એક ઓરડામાં ગોંધ્યો. બીજે દિવસે તેને લઇને બીરબલ દરબારમાં ગયો. દરબાર બધી આ મામલો જોઈ અજાયબ થઇ. બીરબલે તે પછી બધી વાત કહી સંભળાવી

એટલે બાદશાહ તો વાઘની પેડે છેડાયો અને તુરતજ સરદારખાનને કેદ કરવા હોકમ કીધો. આ બધું કામ બીરબલે કીધેલું હોવાથી બધા મુસલમાન દરબારીઓ તેના ઉપર ખુબ ચીડાયા હતા, પણ કરવું કેમ? બાદશાહનો બીરબલ ઉપર એટલો વિશ્વાસ હતો કે તેના વિરૂદ્ધની વાત તે સાંભળતોજ નહીં.

આવા સંજોગમાં તેઓને બાદશાહનો કાણીઓ હજામ મલી ગયો અને તેણે બીરબલનું નીકંદન કાઢવાની તદબીર રચવાનું માથે લીધું. બીજે દિવસે કાણીયાભાઈ બાદશાહની હજામત કરવા ગયા. હસતાં વાત છેડી, મહારાજ, તમે લાંબો કાળ થયાં સુખ વૈભવ ભોગવો છો, પણ તમારા વડીલો સ્વર્ગમાં ગયા છે તેમના કશા સમાચાર તમે મંગાવ્યા નથી તે સારૂં નહી કહેવાય. બાદશાહે પણ તે સ્વીકારી લીધું, પણ ત્યાં મોકલવો કોણને અને કેવી રીતે બજાવવું તેની સમજણ પડી નહીં, એટલે બાદશાહે હજામભાઇની સલાહ માંગી. તેણે કહ્યું કે જેને મોકલવો હોય તેને સ્મશાનમાં બેસાડી તેના ઉપર સવા લાખ પુળા ઘાસના મુકવા. તેનો આકાર મીનારાના જેવો બનાવવો અને પછી તેને સળગાવી દેવો; એટલે તે માણસ તેના ધુમાડા સાથે આપ મેળે ઉપર ચઢી જશે. બાદશાહે કહ્યું, તારી યુક્તિ છે તો સારી, પણ મોકલવો કોને તે કહે. હજામ કહે, ખુદાવિંદ, આપની દરબારમાં હજારો માણસો છે પણ આ કામ કોઈ અનાડીનું નથી. તેને માટે કોઇ ચતુર, હુશિયાર માણસની જરૂર છે. ઘણું દબાણ કરીને કાણીયાને પુછયું કે તારી નજરમાં તેવો કયો માણસ છે તે કહે. ઘણી આનાકાની સાથે તેણે બીરબલનું નામ દીધું, અને કહ્યું કે થોડા દિવસ તેની જગા ઉપર બીજો માણસ નેમી કામ ચલાવી લેજો. કેટલીક આનાકાની પછી બાદશાહે તે સ્વીકાર્યું. પછી કાણીઆભાઇ, બધા મુસલમાની દરબારીઓના મીલાવડામાં જઇ પોતે શું વાઘ માર્યો છે તેની ઉકમાઇ લઇને વાત કરવા પડયા. બધા ખુશ ખુશ થયા કે આ રીતે બીરબલનો ઠીક ઘાટ ઘડયો છે. કેટલાક દિવસ પછી બાશાહે સ્વર્ગમાંથી પોતાના વડીલોના સમાચાર લાવવાનું કામ બીરબલને સોંપ્યું. બીરબલે જોયું કે આપણે ફસાયા તો ખરા પણ ઠીક છે. તે પુછવા લાગ્યો કે ખુદાવિંદ, બંદો એ કામ બજાવાને તૈયાર છે પણ રસ્તાની ખબર નથી તેની ગોઠવણ થાય તો હું ખુશીથી જઇશ. બાદ-

શાહે, કાણીઆભાઇએ બતાવેલો રસ્તો બીરબલને જણાવ્યો. બીરબલ જાણી ગયો કે આ બધાં કારસ્તાન કાણીઆભાઇનાં છે, એટલે તેમને પણ જોઇ લઇશું એવો વિચાર કર્યો. સ્વર્ગમાં આવતાં જતાં મોડું વહેલું થાય તો, કુટુંબના નીર્વાહની સગવડ વગેરે કરી લેવાની ગોઠવણ કરવાને બીરબલે મુદત માંગી. દરમ્યાન ઘરમાં સરસામાન લાવવાને એક લાખ રૂપિયા લઈ બીરબલ ઘરે આવ્યો. તેણે શું કીધું? સ્મશાનમાં જઈ તેને સળગાવવાની જગા નક્કી કીધી હતી ત્યાંથી તેણે પોતાના ઘર સુધી એક ભોંયરૂં તૈયાર કરાવ્યું. છુપાછુપ વીસેક દિવસમાં ભોંયરૂં તૈયાર થઇ ગયું. સ્મશાનમાં એક દરવાજો બનાવ્યો અને બીજો દરવાજો ઘરમાં બનાવ્યો. પછી જ્યારે મહીનો પુરો થયો ત્યારે બીરબલ બાદશાહ હજુર રજુ થયો અને મુસાફરી જવાની તૈયારી કરવા જણાવ્યું. ઠરાવેલા દિવસે સ્મશાનમાં બધા દરબારીઓ તથા કાણીઆભાઇ પણ ખુબ ફુલાતા હાજર હતા. બધી ગોઠવણ થઇ રહ્યા પછી બીરબલ પેલા સ્મશાનમાં તૈયાર કરેલા દરવાજા આગળ જઇ બેઠો. કાણીઆભાઇના હોકમ પ્રમાણે તેના માથા ઉપર ઘાસ ખડકવામાં આવ્યું. ઉપરના થોડાઘણા પુળા ખડકાયા એટલે બીરબલ તો ખુશાલ ભોંયરામાં ઉતરી ગયો અને પોતાને ઘરે જઇ વેષ બદલી તુરત સ્મશાને ગયો, અને શું થાય છે તે જોવા લાગ્યો. તે ગયો ત્યારે ઘાસ બધું ગોઠવાઈ રહ્યું હતું અને થોડેકવારે તેને સળગાવવામાં આવ્યું. ઘાસ સળગ્યું અને મોટો ભડકો થયો. જેઓ સમજુઓ હતા તે બીરબલ બળી મુઓ તે જાણી દીલગીર થઇ ગયા, જ્યારે બધા મુસલમાન દરબારીઓ તો ખુશ થયા કે પાપ ગયું! હવે દરબાર ચોખ્ખી થઇ! કાણીઆભાઇ પણ ડંફાસ મારવા લાગ્યા અને અકબરશાહ પાસે ઇનામ માંગવા લાગ્યા. આ બધી ગોફતેગો છુપા વેષે સ્મશાનમાં ભરાયલો બીરબલ સાંભળતો હતો. તે મનમાંજ બોલતો કે વાહ કાણીયાજી, તમે ઠીક બજાવી, પણ તમારો ઘાટ કેમ ઘડાય છે તે જોઇ લેજો. ઘાસ બધું બળી ગયું એટલે બધા સમજ્યા કે બીરબલ હવે ગયો છે, પણ બીરબલરાજ તો ઘરે જઇ એકાંત ઓરડામાં ભરાઇ બેઠા. દરરોજ રાતને વખતે તે છુપા વેષે ગામમાં ફરવા નીકળતો. એમ કરતાં છ માસ નીકળી ગયા એટલે તેણે જાહેર થવાનો

વિચાર કીધો. માથાના તથા દાઢીના વાળ પણ ૭ મહીના થયા એમના એમ રહેવા દીધા હતા. તે એમના એમ રાખી નવાં કપડાં પહેરી લીધાં. થોડાં ઘણાં ઘરેણાં પણ ઘાલ્યાં. માથે મોટો ફેંટો વીટાળી લીધો અને એવા વેશે દરબારમાં ચાલ્યો. રસ્તે જતાં લોકો તેને જોઇને વિસ્મય પામતાં કે આ અવતારી જોગીડો કોણ છે? દરબારમાં આવી બાદશાહની સામે હાથ જોડી ઉભો. દરબારમાં કોઇએ તેમજ બાદશાહે પીછાણ્યો નહિ. એટલે તેણેજ માથું નમાવી બોલવા માંડયું, ખુદાવિંદ હું બીરબલ છું. એ સાંભળતાંજ બાદશાહ ખુશી થયો અને સ્વર્ગના પોતાના વડિલોની ખબર પુછવા લાગ્યા. ખુદાવિંદ, તેઓ સર્વ ત્યાં સુખચેનમાં છે અને જ્યારે મેં તમારી હકીક્ત કહી ત્યારે તો તેઓ બહુ ખુશ થઇ ગયા. તેમની દોલત પણ અખુટ છે, મારી પણ તેઓએ અચ્છી માવજત કરી, તેઓને બધું સુખ છે, પણ એકજ વાતનું મહાદુખ છે કે ત્યાં હજામ મુદલ નથી, તેથી તેમના વાળ લાંબા વધીને જમીન સુધી લટકતા થયા છે. હું જ્યારે અહીં આવવા નીકળ્યો, ત્યારે કાકલુદી કરીને મને કહ્યું છે કે કોઈ હુશિયાર હજામ હોય તો મોકલી આપજો. કેટલુંક નજરાણું પણ તેઓએ આપવા કહાડયું હતું, પણ પાછળથી વિચાર માંડી વાળી હજામ પાસેજ મોકલીશું એમ ગોઠવણ રાખી છે. માટે જો કોઇ હુશિયાર હજામ આજે જાય તો કાલ કરવી નહીં; પછી તો બાદશાહનો જેવો વિચાર. આ સાંભળી બધા વિચારમાં પડયા કે કોણને મોકલવો. બીરબલે તુરત સુચવ્યું કે આપણો કાણીઓ હજામ ઠીક પડશે, અને મારીજ માફક તેને ધુમાડો કરીને મોકલવાનું સુગમ પડશે. કાણીઆભાઇએ જ્યારે બાદશાહનો હોકમ સાંભળ્યો ત્યારે થરથર ધ્રુજવા પડયા કે કમબખત બીરબલ પાછો કેમ આવ્યો હશે! અને મુજીએ આવીને આપણો ઘાણ કહાડવાની બાજી રચી દીધી છે. બીરબલની માફક લાંબી મહેતલ માંગી, પણ બાદશાહે ના પાડી તે આઠ દિવસની આપી અને કહ્યું કે મારા વડીલો હજામત વગર બહુ હેરાન થાય છે. તું એક મહિના દિવસની ગેરહાજરીની તૈયારી કરી મુક. પછી વધુ થશે તો તારા કુટુંબને હું જોઇ લઇશ; માટે તુરત જા અને હજામતના હથિયાર તૈયાર કરી આજથી

આઠમે દિવસે હાજર થજે. બીરબલે કાણીયાજી ઉપરથી નજર ફેરવી નહી કેમકે તેણે માની લીધું કે તે કેડે પલાયણ પણ કરી જાય. તેણે એક અમલદારને કાણીયાજી ઉપર નજર રાખવાનું સોંપી દીધું. તે બીના કાણીઆને ખબર પડી નહી, તેથી તેણે ઘરે આવી ભાગી જવાની તૈયારી કરવા માંડી. તેટલામાં કાણીયાના ઘરે ખબર આવી કે નીચે કોઈ સરકારી સીપાઇ આવી બેઠો છે; એટલે કાણીયાભાઈનાં મોતીયાં મરી ગયાં. દીકરાએ બાપાજીને હીંમત આપવા માંડી, કે બીરબલ પાછો આવ્યો તેમ તમો પણ પાછા આવશો, માટે બીહો છો શા માટે? હીમ્મત રાખી ચઢી જાવો. કાણીઓ બોલ્યો, બેટા, બીરબલ ઉપર તો દેવનો હાથ છે તેથી તે પાછો ફર્યો પણ આપણે તો નક્કીજ સ્વધામ પોહોંચી જવાના; મેંજ ખાડો ખોદ્યો અને હુંજ તેમાં પડવાનો. આઠમો દિવસ થયો, એટલે બાદશાહનું તેડું આવ્યું. બાદશાહે કાણીયાભાઇને સ્વર્ગે પોહોંચાડવાની સર્વ ગોઠવણ કરવાનું કામ બીરબલનેજ સોંપ્યું હતું. એટલે તે શાની કચાશ રાખે. આઠમે દિવસે કાણીયાભાઈને સ્મશાને લેઇ ગયા ત્યાં બેસાડી ઉપર ઘાસના પુરા સીંચાવી તે સળગાવી દીધા એટલે કાણીયાભાઇ બાદશાહના વડિલોની હજામત કરવા સ્વર્ગે સિધારી ગયા!

## બીરબલ—અજબ તમાશા બનાવ અને દેખાડ.

એક દિવસે બાદશાહ અને બીરબલ એકલા બેઠા બેઠા ગપ્પા ચલાવતા હતા. તેવામાં બાદશાહને કીડો ચવડ્યો અને તેણે બીરબલને હુકમ કીધો કે, બીરબલ, કાંઇ અજબ તમાશો કરી દેખાડ. બીરબલે વિચાર્યું કે બાદશાહને બનાવવાની ઠીક તક હાથ આવી છે, એટલે તેણે માંગી લીધું કે તમાશા માટે લાંબી મુદત જોઇએ અને તે માટે ખરચ પણ પુષ્કળ કરવો જોઇએ. બાદશાહે હા પાડી. એટલે બીરબલે બે લાખ રૂપિયા માંગ્યા અને વરસ દિવસની મુદત માગી. બીરબલને બે લાખ રૂપિયા મલ્યા તેમાંથી એક લાખ ગરીબ બ્રાહ્મણોમાં વેંહચી આપી એક લાખ ઘરમાં રાખ્યા. વાતને ઘણા દિવસ થયા એટલે બાદશાહ તો તે ભુલી ગયો હતો, પણ જેનું [illegible]

બીરબલ, તે કેમ ભુલે. એક દિવસે ઢોંગ કરી માંદો પડયો; વૈદો અને હકીમોને બોલાવ્યા પણ ફોકટ. માંદો પડવાના માત્ર ઢોંગ કીધેલા તે એટલી હદ સુધી કે બાદશાહ પણ તેને જોવા તેને ઘરે ગયો, પણ બીરબલે તો જાણે મરવાનોજ છે એવો ઢોંગ આદર્યો. પોતાનાં કુટુંબની દેખરેખ રાખવાનું વગેરે બાદશાહ પાસે તેણે વચન લીધું. અંતે એક રાતે તેણે મરણ પામવાનો પુરેપુરો ઢોંગ કીધો. ઘરમાં બધાં રડવા કુટવા લાગ્યાં, અને અદડનું પુતલું બનાવી તેને સ્મશાને લઇ જઇ બાળી મુકયું. બીરબલ પોતે છુપાઇ બેઠો, અને એ વાત ખુબ ગુપ્ત રાખી. બીજે દિવસે શેહેરમાં ખબર પડી કે બીરબલ તો ગુજરી ગયો; એટલે બાદશાહ તથા તમામ હિન્દુ પ્રજા દિલગીર થઇ, પણ મુસલમાનો તો ખુશ થયા કે પીડા ગઇ. નવો દિવાન તેની જગાએ આવ્યો, જેણે પ્રજા ઉપર ખુબ જુલમ કરવા માંડયા. બીરબલે બાદશાહને અજબ તમાશો દેખાડવાનું વચન આપેલું તે પણ બાદશાહ ભુલી ગયો. એક દિવસે બીરબલે પોતાના મોટા પુત્રને પેલા લાખ રૂપિયામાંથી, ગામ બાહાર ટેકરી ઉપર સુદર સાત મજલાવાળો બંગલો જલદીથી બાંધવા હોકમ કીધો. લાકડાકામ ઉપર બધે ચળકતી ચીના કામની ચીજો જડી દેવાથી તે દૂરથી ચકચકીત દેખાતો હતો. બંગલો તૈયાર થતાંજ બીરબલ પોતે ભપકામાં પોશાક, ઘરેણા ગાંઠા, કેટલુંક ખરૂં ખોટું જહવેરાત લઇને નવા મેહેલમાં જઇ રહયો. બીજે દિવસે ભપકાભરેલા પોશાકમાં તે દરબારમાં જવા નીકળ્યો. તે વેળા તેણે એવો ફક્કડ પોશાક સજેલો કે કોઇ ઓળખી શકયું નહી. દરબારીઓ તેને જોઇને સ્તબ્ધ થઇ રહ્યા પણ કોઇની હીમત નહી ચાલી કે તેને પુછે કે તું કોણ છે? બાદશાહ પણ જોઇને ચકિત થયો, અને સવાલ કીધો કે આપ કોણ છો? ખુદાવિંદ, હું આપનો દાસ બીરબલ! બાદશાહ આ સાંભળી આશ્ચર્ય પામ્યો અને પુછયું કે બીરબલ તું તો મરી ગયો હતો. બીરબલે કહ્યું, ખુદાવિંદ, મરી ગયો હતો ખરો, પણ મરી ગયા પછી સ્વર્ગમાં મને દીવાનની પદવી મળી છે. ત્યાં મને એવું સુખ મળે છે કે ■ બોલવે વાત. તરેહવાર ઇંદ્રની અપ્સરાઓ મળે છે. હું ત્યાંથી તમો મુરબ્બીને ઇંદ્રદેવની રજા લઇ મળવા આવ્યો છું. ત્યાંથી એક અપ્સરા તમારા

માટે લાવ્યો છું. તેની સાથે એક બંગલો અને અમુલ્ય વસ્ત્રો પણ છે. તે અપ્સરા તે બંગલામાં બેઠેલી છે; માટે જો આપ મારી સાથે ચાલો તો દેખાડું. બીરબલની આ ખબર ખરી છે કે ખોટી તે તપાસવાને નવા દિવાન અને દરબારીઓને મોકલ્યા. બીરબલ પોતે એક ઘોડા ઉપર બેઠો અને પછવાડે બધા દરબારીઓ ચાલતા ગયા. બંગલા આગળ લાવી બધાને ઉભા રાખી, બંગલા તરફ હાથ કરી, બીરબલે તેઓને કહ્યું કે જુઓ, આ સામા બંગલામાં સાતમે માળે પેલી અપ્સરા બીરાજી છે, તે તમને જુએ છે. બધા અજાયબ થઇને ડોળા ફાડીને જોય છે તો હોય શું કે દેખાય! તેઓ પોતપોતામાં વિચાર કરવા લાગ્યા કે આ બીરબલ ભૂતને વેષે આપણુને બનાવે છે કે શું? તેઓ ચોંકીને બીરબલને કહેવા લાગ્યા, ભાઇ તું કહે છે ખરો પણ અમોને તો બંગલા સિવાય બીજું કશું જણાતું નથી. બીરબલને જાણે તે વેળાએજ ભાન આવી ગયું હોય તેમ બોલ્યો, હા, ભાઇઓ, એક વાત કહેતા હું ભુલી ગયો છું. જુઓ સાંભળો, આ મૃત્યુ લોકના માનવીઓ બહુ પાપી હોય છે તે એક કારણ છે, અને બીજું જે પુરૂષ પોતાના પિતાના વિર્યથી ઉત્પન્ન થયો ન હોય તેને બંગલા સિવાય સ્વર્ગની બીજી કોઇપણ વસ્તુ જણાશે નહી, એટલીજ અડચણ છે; માટે ધ્યાન રાખીને જુઓ. બધા આંખ ચોળી ચોળીને જોવા લાગ્યા, પણ કંઇ જણાયું નહી. ત્યારે સૌ સૌએ વિચાર કીધો કે જો આપણુને કાંઇ દેખાતું નથી એમ કહીશું તો આપણે બધાજ વર્ણશંકર કહેવાઇશું. એટલે હા, અપસરા દેખાય છે એમ કબુલ કરી દેવું, પછી જે થવાનું હશે તે થશે. એમ ઠરાવ કરી બધા પોકારી ઉઠયા, વાહ, વાહ, શું સુંદર અપ્સરા છે, એવી કોઇએ સ્વપ્નામાં પણ જોઇ ન હશે. આમ બોલતાં સાંભળીને બીરબલ તો પોતાની બાજીમાં પાર પડતો જતો હતો તેથી મનમાં હસ્તો હતો. મામલો ઠીક હદે આવ્યો, એટલે તે જોઇને તેણે બધાને કબુલ કરાવ્યું કે હવે જે જોયું છે તે બરાબર બાદશાહને કહેજો. એવી કબુલાત લઈ બીરબલ સર્વ દરબારીઓને બાદશાહ સમક્ષ લઈ આવ્યો. જેવા તેઓ આવ્યા તેવાજ બાદશાહે સવાલ કીધો કે શું તમોએ સ્વર્ગિય મહેલ અને સ્વર્ગિય અપ્સરા દીઠી ખરી?

દરેક જણે હા પાડી અને તે બંનેના દેખાવની બહુ સ્તુતિ કરવા લાગ્યા. તે સાંભળીને બાદશાહે બીરબલને હોકમ કીધો કે તેને અહીં લઈ આવ, બીરબલ કયાં કાચો હતો; તેણે કહ્યું, "ખુદાવિંદ, તે સ્વર્ગની રહીશ આ મૃત્યુલોકમાં આવી છે તો કેમે કરી તમારી હજુર હાજર થઇ શકે નહીં, માટે આપજ તેની સામા પધારી આદરસત્કાર કરો." બાદશાહ તે આકાશની હુરીને જોવાને ટાંપી રહ્યો હતો. તેણે બડી સ્વારી તૈયાર કરાવી દરેક દરબારીઓને ઉંચા પોશાકમાં હાજર થવા તાકીદ આપી દીધી. તેવા ઠાઠમાઠથી તે છડી સ્વારી સાથે ડુંગરી ઉપર આવ્યો. તે વેળા સૂર્ય ખુબ તપતો હતો તેના કારણુ મહેલના ચણતર કામને જડેલા આરિસાઓ ઉપર પડતાં મેહેલ ઝગઝગાટ મારી રહ્યો હતો. બાદશાહ બીરબલ જોડે બંગલામાં ગયો. ત્યાં પેસતાંજ બીરબલે બાદશાહને બનાવવા માંડયો. સાહેબ. જરા ઉંચે નજર કરો. જુઓ. સાતમા મજલા ઉપરની પૂર્વ તરફની બારીમાં જે બેઠી છે તે અપ્સરા છે, અને તેની પાછળ ઉભી રહી તેને પાનપટી આપે છે તે તેની દાસી છે. અહાહા શું તે દાસીનું સ્વરૂપ છે? તમારા મહેલમાં રાણીનું સ્વરૂપ પણુ એવું નથી. બાદશાહે ડોળા ફાડીને ઉપર જોવા માંડયું પણ ઉપર હોય શું કે જણાય? તે બોલ્યો બીરબલ, મારૂં તો કયાંયે ધ્યાન પહોંચતું નથી. બીરબલે બધા દરબારીઓને સાક્ષીમાં બોલાવ્યા અને તેઓને પુછયું કે કેમ ભાઇઓ, તમને હું કહું છું તેવો દેખાવ જણાય છે ખરો કે? બધાને આડકતરા ભણાવેલા એટલે બધા બીરબલના બોલવાને ટેકો આપવા લાગ્યા અને તેમ તેમ બાદશાહ બાપડો આમતેમ ડોકયા કરે, ડોળા ફાડે પણુ તેને તો કશું જણાયજ નહી. બાદશાહ આ ચમત્કારથી ગભરાયો અને તેમ જોઈ બીરબલ બોલી ઉઠયો, ખુદાવિન્દ એક ખુલાસો કરવાની જરૂર છે. સ્વર્ગની ચીજો અને કપડાંઓ ને ઘરેણાં મૃત્યુલોકને દેખાવા ઘણા મુસ્કેલ છે, તેનું પણુ કારણ છે. મૃત્યુલોકમાં ઘણાંખરા વર્ણશંકર હોય છે, તેમને તે ચીજ દેખાવી બહુ મુસ્કેલ છે પણ જે કુળવાન હશે તેમને તે દેખાશે, માટે આપ જરા ધ્યાનથી નજર કરી જુઓ! બાદશાહ મનમાંજ અચકાવા લાગ્યો કે આ બધાને બીરબલ કહે છે તે દેખાય છે અને મનેજ દેખાતું

નથી તો હું પોતે તો વર્ણશંકર ન હોઉં ! પણ તેમ વર્ણશંકરમાં ખપવા કરતાં બીરબલના કહેવા પ્રમાણે હાજીહા કરવાનું તેને પણ ઠીક લાગ્યું. એટલે બીરબલે જે ખરીખોટી ડીંગો મારી તે બાદશાહજીએ પણ કબુલ કરી દીધી. રાજાના મનમાં તો એવી ચટપટી થાય કે કયારે બીરબલ મને સાતમે માળે લઇ જાય. બીરબલ બાદશાહનું આવું મન જાણી ગયો હતો, એટલે તેણે વળી એક વધુ ફારસ ભજવવાની પેરવી કીધી. તે બધાઓને કહેવા લાગ્યો, ભાઇઓ આ મૃત્યુલોકના કપડાં પહેર્યાં છે તે ઉતારી નાંખી, સ્વર્ગનાં કપડાં જે હું સાથે લાવ્યો છું તે પહેરી લ્યો. એમ બોલી પહેલાં બાદશાહનાં કપડાં કઢાવી નાંખ્યાં અને પોતે તૈયાર રાખેલો પોશાક તેને પહેરાવ્યો. પછી દિવાન તરફ ફરી બીરબલ કહેવા લાગ્યો, દિવાનજી, તમારાં કપડાં કાહાડી નાખી આ સ્વર્ગનાં કપડાં પેહેરી લ્યો. દિવાનજી તો અજાયબીમાં પડયા કે મારાં કપડાં કાહાડી નાખું છું તો નાગું થવું જોઇએ, અને કહું કે સ્વર્ગનાં કપડાં તો દેખાતાં નથી તો વર્ણશંકરમાં ખપીશ. એટલે નાગા થવાનું બેહતર માની કપડાં કહાડી નાખ્યાં. પછી સ્વર્ગનાં કપડાં પેહેરતો હોય તેમ ચાળા કર્યા. પછી જાણે બધા કપડા પહેરી રહ્યા છે એવું દેખાડીને તદ્દન નાગો થઇને બેઠો. ફક્ત એક કચ્છો માર્યો હતો તેજ. આમ થતાંજ તેણે બીજા દરબારીઓને પણ તેવાજ નાગા દીગંબર બનાવી મુકયા. બાદશાહને તો અપ્સરાને મલવાની ચટપટી થવા માંડી એટલે બીરબલને પુછયું કે કેમ બીરબલ બધું તૈયાર કે? ત્યારે ચાલો ઉપર, બાદશાહે કહ્યું. બીરબલે જવાબ દીધો, ખુદાવિંદ હું તેની રજા પુછી આવું પછી ઉપર લઈ જાવું. બાદશાહે તે પણ કબુલ કીધું. એટલે બીરબલ આગળથી જતો રહ્યો અને એક ઓરડામાં ભરાઇ બેઠો. ત્યાંથી પાછો આવી કહેવા લાગ્યો, ખુદાવિંદ અપ્સરાની મરજી એવી છે કે હમણા તો પાછા જાઓ અને રાતના અહીં આવજો; અહીંની હવા તેને ઘણી પસંદ પડી છે અને થોડાક વધુ દિવસ અહીં પડી રહેવાનો તેનો વિચાર છે, માટે હવે તે તમારીજ છે, તે કયાં જવાની છે. વળી હાલ તમારી સાથે બીજા માણસો પણ ઘણા છે તે સારૂં નથી માટે તમો એકલાજ તેણી હજુર આવો એમ તેણી ઇચ્છે છે. આ સાંભળી બાદશાહનો

ચહેરો ઉતરી ગયો, પણ કરે શું? લાચારીએ બાદશાહ પાછો જવા તૈયાર થયો, અને તેના જોડે બધા દરબારીઓ પણ ઉતર્યા, સર્વથી પહેલો બીર-બલ, તેની પાછળ બાદશાહ, તે બંનેએ કપડાં પહેર્યાં હતાં, જ્યારે તેમની પાછળ બધા દરબારીઓ તદ્દન લંગોટભેર ચાલતા હતા. બીરબલ તેમને ગામમાં ફેરવતાં ફેરવતાં છેક રાજાને સ્થળે દરબારમાં લાવ્યો આ નાગું સર-ઘસ જોઇને ગામ લોક બધું હસવા લાગ્યું. તેમને હસતા જોઇને તેઓ બોલતા કે તમો બધા વર્ણશંકર છો. જુઓ બીરબલે હમોને સ્વર્ગના કપડાં પહેરાવ્યાં છે પણ તમો લોકો વર્ણશંકર હોવાથી તે દેખી શકતા નથી. એક ચતુર હતો તે બોલી ઉઠયો કે, મરી ગયલો બીરબલ જીવતો થઈ પાછો આવ્યો છે તેનોજ આ ચમત્કાર છે, અને તેનાંજ કારસ્તાન હશે. બધી સ્વારી દરબા-રમાં ગોઠવાઇ. બીરબલે બાદશાહની ક્ષમા ચાહી ખુલાસો કરવા માંગ્યો એટલે બાદશાહે તેમ કરવાની રજા આપી. એટલે તે બોલ્યો, ખુદાવિંદ, આજથી દશેક મહીનાની વાત ઉપર મારા પાસેથી જે વચન લીધું હતું તે યાદ કરો; 'અજબ તમાશો' દેખાડવાનું વચન તમે લીધું હતું અને તેમાં મારો કંઇ પણ કસુર થાય તો માફ કરવાનું વચન આપ્યું હતું, તે પ્રમાણે હાલ આ તમાશો કરી દેખાડયો છે. આવી આ જંગી સભા અને તેવોજ તમાશો તમે કદી પણ જોયો ન હશે, તે હવે પછી કદી થશે પણ નહી. ખુદાવિંદ એક વખત મરણ પામેલો માણસ કદી પણ આ પૃથ્વિ ઉપર પાછો આવ્યો છે ખરો? સ્વર્ગની અપ્સરા શા માટે આવે? શું તે બધું તમોને આશ્ચર્ય નથી લાગતું! બાદશાહ મનમાં ખિન્ન થયો, પણ આ ખુલાસો જાણી પેટ પકડીને હસ્યો. બધા દરબારીઓ વગેરેની માફી ચાહી. જો કોઇને ખોટું લાગ્યું હોય તો તેના પોતાનાજ કહેવાથી થયું છે એમ માની દરગુજર કરવા ફરમાશ કરી. બાદશાહનું આ બોલેલુ સાંભળી બધા હિંદુ દરબારીઓ તો ખુશ થયા, પણ મુસલમાનભાઇ-ઓનો ચેહેરો ઉતરી ગયો. પછી બીરબલે તેમનાં કપડાંનો ગાંસડો ત્યાં મં-ગાવી રાખ્યો હતો તે તેમને આપી દીધાં એટલે સૌ સૌએ પોતપોતાના કપડાં પહેરી ચાલતી પકડી.

## સામી લપડાક.

એક દિવસે બાદશાહ, રાણી અને બીરબલ ત્રણુ જણા નદીએ નાહવા ગયાં. બાદશાહ અને રાણીએ પોતાનાં કપડાં ઉતારી બીરબલને સોંપ્યાં, અને નાહવાનાં કપડાં પહેરી પાણીમાં ઝબકોલાયાં. પોશાક બાદશાહી હોવાથી બીરબલે તે પોતાનાં ખભાં ઉપર રાખ્યાં હતાં. તે જોઇ બાદશાહને કાંઈ ટકોર કરવાનું મન થયું, એટલે બોલ્યો કે બીરબલ, તારા ઉપર એક ગધેડાનો બોજો લાધ્યો છે જેનું નામ બીરબલ છે. તેણે જોયું કે બાદશાહનું કામ કરૂં છું અને વળી ઉપરથી મને ગધેડો બનાવે છે, એટલે તેણે સમયસુચકતા વાપરી ઉત્તર આપ્યો; ના, ખુદાવિંદ મારા ઉપર બે ગધેડાઓનો બોજો છે. બાદશાહ જાણી ગયો કે બીરબલે શાલમાં લપેટીને સામી લપડાક લગાવી છે, પણ કરે શું ? "તેરીબી ચુપ ને મેરીબી ચુપ."

## પરાઈ સ્ત્રી પર બળાત્કાર !

એક દિવસે એક સ્ત્રીએ દરબારમાં ફરિયાદ ગુજારી કે ફલાણા માણસે મારા ઉપર બળાત્કાર કરી મારી આબરૂ લીધી. બાદશાહે તે પુરૂષને બોલાવી, ફરિયાદની વાત કહી, પણ તે બાપડો તો ઈન્કાર ગયો. બીરબલે કહ્યું કે, આવા કામમાં કોઈ સાક્ષી તો હોયજ નહીં, કેમકે એકાંતવાસમાંજ તે વાત બને છે, માટે તેં જરૂરજ બળાત્કાર કીધો હશે, માટે હોકમ કરૂં છું કે પાંચ રૂપિયા આ સ્ત્રીને આપી દઇ તેનું મન મનાવ. બાપડો પેલો ગૃહસ્થ કરે શું ? સત્તા આગળ શાણુપણુજ કેવું ? તેણે તુરતજ રૂપિયા કહાડી આપ્યા અને તે લઇને બાઇએ ચાલતી પકડી. પણ પેલા પુરૂષને થોડોક વાર ત્યાં ખોટી કરી તેને તાકીદ કરી કે પેલી સ્ત્રીને પાંચ રૂપિયા આપ્યા છે તે તેની પાસેથી પાછા લઇ આવ. ગમે તેટલી મહેનત પડે તો પણ રૂપિયા કઢાવી લેજે. બીરબલનો આવો હોકમ થતાંજ તે પુરૂષ તે સ્ત્રીના પાછળ ગયો, અને રૂપિયા માંગવા લાગ્યો. સ્ત્રી પણ એટલી મજબુત કે રૂપિયા બીલકુલ આપ્યા નહી, અને સામી બીરબલ હજુર આવી ફરિયાદ કરવા લાગી. બીરબલે તેણીને પુછયું કે તે રૂપિયા તેં તેને આપ્યા કે નહી ? રૂપિયા

પડાવી લેવા એણે ખટપટ તો ઘણી કીધી પણ મેં તેને તે લેવા નહીં દીધા. આ સાંભળીને બીરબલે કહ્યું, જે ધણી આટલા રૂપિયા તારા હાથમાંથી લઈ નહીં શકયો તે તારા ઉપર બળાત્કાર શી રીતે ગુજારી શકે? ભલી, તું બળાત્કાર કરવા દે ખરી કે? આ ઉપરથી તું જુઠી છે, એમ ખુલ્લું માલુમ પડે છે. એના રૂપિયા તુરત એને પાછા આપી દે, અને અહીંથી ચાલતી થા.

## ચોર પકડવાની ચતુરાઇ.

ગરમીના તપોટાના દિવસમાં એકવાર બાદશાહે પોતાની કચેરી બાગમાં ભરી હતી. બીરબલ રીવાજ પ્રમાણે બાજુમાં બેઠો હતો અને ન્યાય ચુકાવવાનું કામ કરતો હતો. આ પ્રમાણે કલાક બે કલાક કામ ચાલ્યા પછી એક વેપારી ત્યાં 'ફરિયાદ' 'ફરિયાદ' બુમ પાડતો દાખલ થયો. તેણે પોતાની લેખીત ફરિયાદ નીચે પ્રમાણે રજુ કરી હતી:—ખુદાવિંદ, હું અજમેરનો રહીશ છું. દેશ પરદેશ ફરી માલ વેચવાનો હું ધંધો કરૂં છું. મારા રિવાજ પ્રમાણે હું બંગાલા દેશમાં ગયો હતો. જ્યારે મારો વસ્વાટ ઢાકા શેહેરમાં હતો ત્યારે મેં એક રાજહંસ ખરિદ કીધો. તે પક્ષી બહુ સુંદર અને રાજમહેલમાં રાખવા લાયક હતું. એક હજાર રૂપિયાની કીમ્મતે મેં તે પક્ષી ખરિદ કીધું. તે લઇને હું અત્રે આવ્યો. તેનું પાંજરૂં મેં મારા ઉતારાના મકાનમાં એક ઓરડામાં રાખ્યું હતું. દિવસે શહેરમાં ફેરી ફરવા નિકલ્યો અને સાંજે પાછો જઇને જોઉં છું તો પાંજરામાં પક્ષી હતું નહી. મને શક છે કે મારા નોકરો માંહેલા કોઇ એકે તે ચોરીને મારી નાખેલું હોવું જોઇએ, માટે એ ચોરી કરનારને શોધી કહાડી તેને ઘટતી શિક્ષાએ પોહોંચાડવો જોઇએ. આ અરજી સાંભળીને બાદશાહે તે નોકરોને બોલાવી મંગાવ્યા. તેમને બાદશાહે બહુ તપાસ્યા પણ કાંઇ મુદ્દો મલ્યો નહીં અને ચોર પકડી શકાયો નહીં, એટલે બાદશાહે નીરાશ થઇને પેલા વેપારીને કહ્યું કે તમારા કોઇ માણસે ચોરી કીધેલી જણાતી નથી, માટે બીજા કોઇના ઉપર શક આવતો હોય તો કહો કે તેની તપાસ કરીએ. એમ કહી બધા માણસોને છોડી દીધા. આ જોઇને તે વેપારીનું મોઢું ઉતરી ગયું અને બીરબલ તરફ ફરીને તરેહવાર

બોલવા લાગ્યો અને સખંત ફરિયાદ કરવા લાગ્યો કે રાજ્યમાં કાંઇજ ન્યાય નથી. આવાજ ઇનસાફ બધાના થાય તો પછી રાજ્યમાં રહેવાય પણ કેમ? બીરબલે તે સોદાગરને ધીરો પાડી કહયું કે તમે આકળા ના પડો, હું તમારો ઇનસાફ હમણાં ને હમણાંજ કરૂં છું. બીરબલે તે પછી બધા માણસોને પાછા પકડી મંગાવ્યા. કેટલીક તપાસ પછી બીરબલ બોલ્યો—કેમરે, આ ચોરના મનમાં તે શો વિચાર છે? પક્ષીને મારી ખાઇ તો ગયો ને તેના પીછાં પાઘડીમાં ખોસી કચેરીમાં આવ્યો છે? વાહ વાહરે ધન્ય છે તારી હીંમતને! આટલી વાર તો બધું નાકબુલ થતો હતો તો હવે કેમ થયું? બીરબલનું આ બોલવું દરેક જણે સાંભળ્યું તેમાં તે પક્ષી ચોરનાર પણ હતોજ. તેણે એ સાંભળી મનમાં વિચાર્યું કે કોણ જાણે ભુલમાં પક્ષીનાં પીછાં પાઘડીમાં તો નહી ખોસાયાં હોય! એવો તેને શક આવ્યાથી તેણે કોઇ નહીં જુએ તેમ હળવેથી પાઘડીને તપાસવા માટે હાથ ઉંચો કીધો. સર્વ કોઈ પોતપોતાનાં ધ્યાનમાં હતા એટલે કોઇની નજર તેના ઉપર ગઇ નહીં પણ બીરબલની નજર એ બધાઓ ઉપર ફરતી રહી હતી. તેણે તે ચમતકાર તુરત જોયો, એટલે બીજા બધાઓને જતા મુકી તે માણસને નક્કી ચોર માની તેની સખત તપાસ કીધી. તે પણ બહુ ઠાવકો હતો એટલે એકદમ વાંક કબુલ તો નહીજ કીધો. બીરબલે જોયું કે નવમું રતન ઉપયોગમાં લીધા વગર ભાઈ સાહેબ ગુનાહ માનવાના નથી એટલે તેને સખત ફટકાવવાનો હોકમ કીધો. મારની બીકે તેણે સઘળું કબુલ કીધું અને હંસનાં પીછાં જે તેણે છુપાવી રાખ્યાં હતાં તે પણ કહાડી આપ્યાં. આ પ્રમાણે બીરબલે ચતુરાઇથી ચોર પકડી તેને યોગ્ય શિક્ષા કીધી અને દરબાર બરખાસ્ત કીધી.

## બુંદથી ગઈ તે હોજસે ન આવે!-ઘડા ભરીને અક્કલ.

એક દિવસે બાદશાહ દરબાર ભરી બેઠો હતો, અને ત્યાં બધું કામ હોડધામથી ચાલી રહી ખલાસ થયું. દરબારમાં પાનબીડાં સુવાસીક ગુલાબજળ, અતર વગેરે વેહેંચાયાં. એટલામાં અતરદાનીમાંથી અતરનું ટીપું ગાલીચા

ઉપર પડયું. બાદશાહે તે ટીપું રદ નહી જવા દેવાના વિચારથી વાંકા વળીને ઉપાડી લેવાનો વિચાર કીધો કે તે ઉપાડીને પાછું અતરદાનીમાં ભરે, તેટલાં તો ટીપું પ્રસરી ગયું અને બાદશાહના હાથમાં આવ્યું નહીં. આ બનાવ ઉપર બીરબલની નજર પડી, એટલે બાદશાહે વિચાર્યું કે કોઇ દિવસે બીરબલ મેહેણું મારશે. તેથી પોતાનું ઉદાર દિલ દેખાડવાનો વિચાર કીધો. તે દિવસની દરબાર બરખાસ્ત થઇ. બીજે દિવસે બાદશાહે પાણીનો હોજ ખાલી કરાવી તે અતરથી ભરાવી દીધો અને શેહેરના લોકોને બોલાવીને તે લૂટાવ્યો. લૂટની મજાહ દેખાડવાને બાદશાહ બીરબલને હોજ આગળ લઇ ગયો. બીરબલ બાદશાહની મતલબ પામી ગયો હતો; તેથી જ્યારે બાદશાહે મુછમાં મરોડતાં બીરબલને પુછયું કે કેમ બીરબલ, કેવી મજાહ? બીરબલે હાથ જોડી કહ્યું, “ખુદાવિંદ, તકસીર માફ, પણ બુંદથી ગઇ તે હોજસે નહી આવે.” બીરબલ બોલ્યો અને બાદશાહને ક્રોધ ઉપજ્યો કે મારૂં હલકતપણું કમબખ્તે જાહેર કીધું ખરૂં. એ માટે તેણે બીરબલને સજા કરવાનો ઠરાવ કીધો. બીજે દિવસે બાદશાહના હોકમથી બીરબલને દરબારમાં દાખલ થતો અટકાવ્યામાં આવ્યો. બીરબલ ગુપચુપ ઘેર ગયો. તેના મનમાં કે બાદશાહ સલામતનો ખોફ ઉતરશે એટલે આપમેળે બોલાવશે. આઠ દશ દિવસ વહી ગયા, પણ બાદશાહે તેને બીલકુલ બોલાવ્યો નહી; એટલે તેને પણ દુઃખ લાગ્યું, એટલે તે પણ ગુપચુપ શેહેર છોડી માલવા દેશમાં એક ગામમાં એક કણબીના ઘરમાં જઇ રહ્યો. ત્યાં તેણે પોતાનું નામ બદલી છુપી રીતે રેહેવા માંડયું. બીરબલને ગયાને ચાર મહીના થયા એટલે દેશોદેશ ખબર પડી કે અકબરે પોતાના દિવાન બીરબલને કહાડી મુકયો છે. તે ખબર તેના શત્રુઓને પણ પડી. બીરબલ બહુ અક્કલવન અને ઠાવકો હોવાથી અકબરનું રાજ્ય લેવાનો કોઇને વિચાર થતો ન હતો, પણ હવે તક ઠીક હાથ આવી છે, એમ તેઓ સમજ્યા. બીરબલને કહાડી મુકયો તો ખરો, પણ બાદશાહને પરદેશી રાજ્યોના હુમલા થવાની વાત સાંભળી પસ્તાવો થવા માંડયો, અને ગામેગામ શોધ કરવા માંડી. પણ જેનું નામ બીરબલ, તેનો કોઇને પત્તોજ

નહી મળ્યો. આ ખબર બલખના રાજાને પડી એટલે તેણે ચઢાઇ કરવાને તૈયારી કરવા માંડી. તેણે પેહેલાં અકબરના દરબારની અક્કલ જોવાના વિચારથી તેણે એક પત્ર લખી અકબરની દરબારમાં મોકલ્યો, તેમાં લખ્યું હતું કે એક ઘડો અક્કલ ત્રણ મહીનામાં મોકલો, નહી તો લડાઇની તૈયારી કરો. આ કાગળ અકબરની દરબારમાં મળ્યો, એટલે તેને ભારી ચિંતા લાગવા માંડી. અને વિચાર કરી બોલ્યો કે આ કામ બીરબલ સિવાય કોઇ બજાવી શકે તેમ નથી. તેણે બીરબલની શોધ કરવા માંડી. ગામેગામ અકેક મેંઢો મોકલી આપ્યો. અને દરેક ગામના પટેલને હોકમ કીધો કે આ મેંઢો વજન કરીને મોકલી આપ્યો છે અને એના પોશણને માટે રોજના ચાર શેર પ્રમાણે ચારો પાણી સરકાર તરફથી મળ્યું જશે. એક મહીના પછી મેંઢો પાછો મોકલવો અને ત્યારે તેનું વજન હોય તેટલુંજ રહેવું જોઇશે. હવે બન્યું એમ કે જે ગામમાં બીરબલ હતો ત્યાં પણ એક મેંઢો આવ્યો. એ ખબર બીરબલને પડી. તે પામી ગયો કે આ તદબીર બાદશાહે મને શોધી કહાડવાને માટે કીધી છે માટે હવે યુક્તિથી જાહેર થવું. એવો વિચાર કરી તે ગામના પટેલ પાસે ગયો. તે બાપડો બધા સાથે ચિંતામાં પડયો હતો કે હવે કરવું કેમ? તે જોઇ બીરબલે તેમને હિમ્મત આપી કે, તમે મારા ઉપર આજ સુધી ઉપકાર કરી મને છુપાવ્યો છે, માટે હું કહું તેમ કરો. તમારા ગામની પાંજરાપોળમાં જે વાઘ છે તેને દર રાત્રે એક પળ સુધી મેંઢાની સામે લાવીને બાંધવો, તેથી તે જેટલું ખાશે તેટલું ઉડી જશે અને વજનમાં વધશે પણ નહી, અને ઘટશે પણ નહી; પણ આ યુક્તિ મેં સુચવી છે એમ કોઇને કહેવું નહી. પટેલે બીરબલની યુક્તિ કામે લગાડી તો મેંઢો મહીનો પુરો થયો ત્યાં સુધી વજનમાં જેટલો ને તેટલો રહ્યો. વખત પુરો થયો એટલે જ્યાં જ્યાં મેંઢા મોકલેલા ત્યાંથી વજન આવવા માંડયા તો કોઇ વધુ ને કોઇ ઓછા, પણ બીરબલવાળા ગામના મેઢાંનું વજન તો જેનું તેજ રહેલું. બાદશાહે તુરત વિચાર્યું કે આજ ગામમાં બીરબલ હોવો જોઇએ. પટેલને બોલાવી પુછ્યું; એટલે પટેલે બધું ખરેખરૂં કહી દીધું. એટલે બાદશાહે છડી સ્વારી સાથે બીરબલને ત્યાંથી તેડાવી મંગાવ્યો. તે

આવતાંજ બાદશાહે પેલા બલખના રાજાનો કાગજ તેને બતાવ્યો. બીરબલે બાદશાહને ધીરજ આપી ઘડો ભરી અક્કલ મોકલવાની તજવીજમાં પડયો. તેણે પોતાના વાડામાં કડવા દુધીનો વેલો ઉગાડવા હોકમ કીધો. થોડાક દિવસમાં તેના ઉપર ફૂળ લાગ્યાં. તેમાંના એક ફૂળને ગાગરમાં નાંખી દીધું અને તે ફૂળ તેમાંજ મોટું થયું ત્યારે તે ગાગરને ભરી નાખી ને બાહાર આવવા માંડયું. જ્યારે તે પાક્યું અને મજબુત થયું ત્યારે બીરબલે તેના ઉપર એક મજબુત કપડું બાંધી લીધું. પછી બાદશાહને ખબર આપી કે ઘડો ભરીને અક્કલ તૈયાર છે, માટે તેને બલખ ખાતે રવાના કરી દેવો. તે જોડે એક પત્ર લખ્યો કે તમે ઘડો ભરી અકકલ માંગી છે તો આ જોડે મોકલી છે તે લેજો અને ઘડો નહી ભાંગતાં તેમજ અકકલનો ભુકો ન કરતાં એમને એમ આખી કહાડી લેજો અને ઘડો અમને પાછો મોકલજો. તેમ કરતાં જો ઘડાનો નાશ થાય અથવા અકકલનો નાશ થાય તો તેની કીંમત ચાલીશ હજાર મોહોર અમને મોકલી આપવી, અને જો તેમ નહી કરો તો યુદ્ધની તૈયારી કરવી. આ બધું લઇને દરબારના માણુસો બલખ જઇ પોહોંચ્યા. તે ઘડો તથા કાગળ રાજાને સ્વાધીન કીધાં. રાજા તો આ તદબીર જોઈ ચકિત થયો અને લડવા જતાં સામો ચિંતામાં પડયો. તેણે તુરત દરબાર ભરો અને તેના હજુર પેલો ઘડો તથા અકબર બાદશાહનો કાગળ રજુ કરી તેમની સલાહ પુછી. લાંબો વિચાર કરી દિવાનજીએ જબાન ખોલી, કે ગમે તે કરો, પણ હજુ એકબરની દરબારમાં ઘણાક અક્કલમંદ માણુસો હોવા જોઇએ. અને તેના જોડે આપણે લડાઈ માંગી છે પણ તે વ્યર્થ છે; આપણી જીત થનાર નથી, તેથી નાહક માણુસોના જીવ લેવા કરતાં તેને દંડ મોકલી આપી સલામત રહેવું વધારે શોભાસ્પદ છે. તેની મોકલેલી અક્કલ કહાડી લેવાનું કામ કેટલું મુસ્કેલ છે તે તો આપ જુઓ છોજ. દિવાનજીને આ પ્રમાણે બોલતા સાંભળી બધા તેમને મળતા થયા, એટલે રાજાએ ચાલીસ હજાર મોહોરો મોકલી આપી, વિધ્ન વિટાડયું. આ પ્રમાણે બીરબલ બાદશાહને માનીતો થાય તેમાં કાંઇ નવાઇ છે ?

## બીરબલની ખીચડી !—ગરીબ બ્રાહ્મણને ન્યાય.

બીરબલ એક દિવસે ભર શિયાળામાં બાદશાહ તથા બીજા દરબારીઓ સાથે બગીચામાં સેલસપાટી કરતા હતા. ફરતા ફરતા બાગમાંના તળાવ આગળ આવી લાગ્યા. પોષ-માઘ માસ ચાલતો હતો, એટલે ઠંડી પણ સુમાર વગરની હતી અને તેના જોરે તળાવના પાણી પણ બહુજ શીતળ થઇ ગયાં હતાં. બાદશાહે તે તપાસવા તેમાં હાથ બોળ્યો, પણ તરતજ પાછો ખેંચી લીધો, અને હાસ્ય કરતો દરબારીઓ તરફ જોઇને તેણે કહ્યું કે, છે કોઇ માયનો પૂત કે આ પાણીમાં એક પોહોર રાત સુધી બેસી શકે ? બધાએ ના પાડી, એટલે બાદશાહ બોલ્યો કે, જે કોઈ માયનો પૂત આખી રાત આ પાણીમાં પડી રહે તેને હું પચાસ હજાર રૂપિયા ઇનામ આપીશ; કોઇની હિમ્મત ચાલતી હોય તો બહાર આવો. બાદશાહજી બોલ્યા તો ખરા, પણ કોઇની હિમ્મત ચાલી નહી. જે લોકો ત્યાં હાજર હતા તેમાં રૈયતના કેટલાક લોકો પણ હાજર હતા. તેમાં એક ગરીબ બ્રાહ્મણ પણ હતો, તે બાપડો એટલો કંગાળ હતો કે અંગ ઉપર પુરાં વસ્ત્ર સુદ્ધાં ન હતાં. તેણે વિચાર્યું કે આટલા વરસો થયાં હું દરિદ્રતા ભોગવું છું અને સુખનો વખત આવ્યો નહી, માટે લાવ આજ રાત્રે આ પાણીમાં બેસવાનું કબુલ કરૂં, જીવ્યો તો ઠીકાઠીક, નહી તો મુઓ તો રડનાર કોણ છે ? એમ વિચાર કરી હિંમતથી બાદશાહ હજુર રજુ થયો અને બોલ્યો કે:—

બ્રાહ્મણ—ખુદાવિંદ, જો તમે મને રજા આપો તો હું આ તળાવનાં પાણીમાં આખી રાત બેસવાને ખુશી છું.

બાદશાહ—અલ્યા બ્રાહ્મણ, તું જો આખી રાત પાણીમાં બેસી રહેશે તો મારા વચન પ્રમાણે પચાસ હજાર રૂપિયા તુંને આપીશ.

બ્રાહ્મણ બેસવાને તૈયાર થયો અને બાદશાહે તપાસ કરવાને સીપાઇઓ રાખ્યા. પૈસાની લાલચથી અને જીંદગીથી હાથ ધોઈ ચુકેલો હોવાથી, બ્રાહ્મણ બાપડો આખી રાત પાણીમાં બેસી રહ્યો.

સહવારના પોહોરમાં તે પાણીમાંથી નીકલી, બાદશાહ જ્યાં દરબાર

ભરીને બેઠો હતો ત્યાં ભીંજાયલે કપડે હાજર થયો. ચોકીદારો પણ બાતમી આપવા તૈયારજ હતા. બ્રાહ્મણે બાદશાહને નમસ્કાર કરી, ઠરાવેલું ઇનામ માંગ્યું અને બાદશાહે તે આપવાનો હોકમ કીધો. દરબારમાં કેટલાક અદેખા દરબારીઓ હાજર હતા તેમનાથી આ ખમાયું નહીં, એટલે બ્રાહ્મણને રૂપિયા નહી મળે એવી તદબીર કરવા માંડી. અંતે એક જણે યુકિત શોધી કહાડી અને તેણે તે એક ચોકીદારને બોલાવી તેને મોઢેથી નીચે પ્રમાણે બોલાવ્યું:—

ચોકીદાર બોલ્યો—ખુદાવિંદ, તળાવમાં આ બ્રાહ્મણીઓ તો મરી ગયો હોત, પણ ડુંગર ઉપર દવ સળગ્યો હતો તે જોતો બેઠો હતો તેની ગરમીથી તે જીવતો રહેવા પામ્યો.

બાદશાહ પણ તેમજ હુલકાયો, અને બ્રાહ્મણને નીરાશ કીધો કે તું દવને જોતો બેઠો હતો એટલે તને કાંઇ મળશે નહી. એમ કહી તે બાપડાને ખાલી હાથે હાંકી કાહાડયો. બ્રાહ્મણ રડતો રડતો બીરબલ આગળ ગયો. બીરબલે તેની બધી વાત સાંભળી લીધી અને ધીરજ રાખવાનું કહી ત્યાંથી રવાના કર્યો.

બીજે દિવસે કચેરીમાં જતી વખતે નદી કીનારે વીસ પચીસ હાથ ઉંચો એક વાંસ ઉભો કર્યો, અને એક હાંડલામાં પાણી, દાળ, ચોખા ભર્યા ને તે હાંડલું વાંસને માથે લટકાવ્યું અને નીચે થોડુંક ઘાસ રાખી એકેક કાંડીથી સળગાવવા લાગ્યો.

દરબાર ભરી, બાદશાહ આસને આવી બીરાજ્યો, પણ બીરબલનું ઠેકાણું નહી, માટે થોડીક રાહ જોઇ બાદશાહે બીરબલને તેડી લાવવા માણસો દોડાવ્યા. જમાદાર બાઇમીયાં ફતેહબાહાદુર દોડયા અને ખબર કહાડી તો જણાયું કે, બીરબલ તો નદી કિનારે ગયો છે. જમાદાર સાહેબ દોડયા નદી કિનારે, અને બીરબલને પોકારી કહ્યું કે, ચાલો તમને બાદશાહ બોલાવે છે, બીરબલે ઠંડે પેટે જવાબ આપ્યો કે હું મારૂં કામ કરીને આવું છું. જમાદારે પુછયું કે તમે શું કરો છો? બીરબલે ઉત્તર દીધો મીયાં, તમે જોતા નથી કે હું ખીચડી પકાઉં છું. જમાદાર વિસ્મય પામી ત્યાંથી ચાલ્યો

ગયો, અને બાદશાહને બીરબલનો જવાબ કહી સંભળાવ્યો ઘણી વાર થઇ પણ બીરબલ નહી આવ્યાથી ફરી વાર તેડું મોકલ્યું, અને તેનો પણ તેણે એજ જવાબ આપ્યો. એ પ્રમાણે બે ત્રણ કલાક નીકળી ગયા છતાં બીરબલ નહીંજ આવ્યાથી બાદશાહની ધીરજ ખુટી અને તે ગુસ્સે થયો અને પોતે નજરે જઇને ખીચડી જોવા તૈયારી કરી કીનારે ગયો. ત્યાં જઇને પુછે છે—

બાદશાહ—બીરબલ, તું શું કરે છે?

બીરબલ—સાહેબ ખીચડી રાંધું છું.

બાદશાહ—બીરબલ, તું આજે દીવાનો થયો છે કે શું? આકાશ ઉપર હાંડલું રાખ્યું છે, ને નીચે ધાસ સળગાવ્યો જાય છે તેમ તે કાંઈ ખીચડી થતી હશે?

બીરબલ—હા ખુદાવિંદ, જેવી રીતે બે ગાઉ ઉપર ડુંગર ઉપર દવ લાગ્યો હતો અને તેના શેકથી બ્રાહ્મણ તલાવમાં બેઠો બેઠો જીવ્યો તેવીજ રીતે મારી ખીચડી પણ રંધાશે.

બાદશાહ—હા, એ વાત તો ખરી, પણ તું હવે દરબારમાં આવી પોંહોંચ, ત્યાં બ્રાહ્મણને તેડાવી ઇનામ આપીશું.

પછી બીરબલ બાદશાહ સાથે ગયો અને માણુસ મોકલી પેલા બ્રાહ્મણને તેડાવી મંગાવી, પોતાની બોલી મુજબ ઇનામના પચાસ હજાર રૂપિયા આપ્યા. ગરીબ બ્રાહ્મણની ખુશાલીનો પાર રહ્યો નહીં. તે બીરબલને મનમાં હજારો આશિર્વાદ આપતો ત્યાંથી ગયો અને જીવ્યો ત્યાં સુધી સુખ ચેનથી રેહી દુવા ગુજારવા લાગ્યો.

## બાદશાહની ઇસારતની કિમ્મત!

એક વેળા એવું બન્યું કે અસલ કોઈ ઉંચ કુળના, પણ પાછળથી જમાનાની ગીરદેશથી તંગીમાં આવી પડેલા માણસે શેહેરમાં આવી વસવાટ કીધો હતો. તેના બાપદાદાઓને શાહી દરબારમાં આવી બેસવાની છુટ હતી;

એટલે તે છુટ આ માણસને પણ મળી હતી. ઘરમાં તો બાપડો દળણું દળીને જેમ તેમ ગુજરાન ચલાવતો, પણ જ્યારે દરબાર ભરાય અથવા સ્વારી ફરવા નીકળે ત્યારે સારાં કપડાં પહેરી નીકળતો. ઘરમાં તેની માલ-મત્તા જુઓ તો એક ઘંટી માત્ર હતી, જેના ઉપર તે ગુજારો કરતો. ગરીબ છતાં કચેરીમાં જવાની જરૂર પડે ત્યાંને માટે તેણે માત્ર સારાં કપડાંની એકજ જોડ સાચવીને રાખી છાંડી હતી, અને જ્યારે વારો આવે ત્યારે તેનો ઉપયોગ કરતો. એક દિવસ એવું બન્યું કે આ મીયાંભાઇને પુષ્કળ દળણું મળ્યું હતું, એટલે તે દિવસે તેનાથી દરબારમાં જઇ શકાયું નહી. તેજ દિવસે બાદશાહની સ્વારી પણ નીકળવાની હતી એટલે તેમાં પણ તેનાથી ભાગ લઇ શકાયો નહી. સ્વારીના રસ્તા ઉપરજ તેનું ઘર હતું અને જે રસ્તેથી જતાં સાવધાનીથી ઘરમાં નજર કરે તો ઘરમાંનો બધો મામલો જણાઈ આવતો. ઘર આગળ સ્વારી આવી લાગી તો મીયાંભાઇ દળણું દળવાનાજ પોશાકમાં ચીંગામીંગા થઇને સ્વારી જોવા ઉભા. બાદશાહની નજર તેમના ઉપર પડી એટલે બાદશાહે તેમને ઝટ પીછાણ્યા; પણ તે વખતે તો બાદશાહ અખાડા કરી ચાલી ગયો. થોડા દિવસ પછી મોટી દરબાર ભરાઇ, તેમાં મોટા મોટા મુસલમાન, હિંદુ, શેઠશાહુકારો, અમીર ઉમરાવો હાજર થયા હતા. તેમાં આ મીયાંભાઇ પણ પોતાનો સાચવી રાખેલો એકનો એક પોશાક પેહેરી આવી બેઠા હતા. બાદશાહે હાજર થયલાઓ ઉપર નજર ફેંકી જેમ કરતાં તુરત આ મીયાંભાઇ ઉપર પણ નજર પડી; એટલે તેમને તે દિવસે જોયલા દેખાવની ખબર પુછવાનો વિચાર કીધો; પણ બોલવાથી ખોટું લાગશે એમ સમજી, બાદશાહે ઘંટીનું ચક્કર ફરતું બતાવવાને ગોળ ગોળ આંગળીને ચકરડી ફેરવી બતાવી. મીયાંભાઇ સમજ્યા કે બાદશાહ મારી વાત જાણે છે એટલે તેમણે પણ ભરમમાંજ પેટ ઉપર આંગળી મુકી ઇશારતમાંજ જવાબ દીધો. આ મામલો, દરબારમાં બેઠેલા ઘણાક મુસાઓથી સમજી શકાયો નહી; પણ તેઓનાં પાપી અંતઃકરણ તેમને ડંખવા લાગ્યાં. એટલે સંકેત કરીને દરબાર બરખાસ થયા પછી બધાઓ પેલા મીયાંભાઇને ઘરે દોડયા. તેણે બધાઓને માન આકરામથી બેસાડયા. બધા બેઠા પછી તેઓએ પેલા મીયાંને નમનતાઇથી

પુછવા માંડયું કે તે દિવસે દરબારમાં બાદશાહે તમને જે ઇશારત કીધી તે શા માટે કરી હતી તે હમને કહો. મીયાંભાઇ સમજ્યા કે, આ વાતમાં કાંઇ ભેદ હોવો જોઇએ. એટલે મીયાંભાઇ બોલ્યા કે ભાઇઓ એ કાંઇ કહેવા જેવી વાત નથી. પેલાઓ ઘણા કાલાવાલા કરવા લાગ્યા. ત્યારે મીયાંભાઇ ઠાવકું મોઢું કરી બોલ્યા કે જ્યારે તમે બજીદ થાઓ છો તો સાંભળો. રાજાએ ઇશારત કરી તમો બધાની વાત જાણવા માંગી, ત્યારે મેં કહ્યું કે તે બધાની વાત મારા પેટમાં છે. આ સાંભળીને બધાઓ દબાઇ ગયા કે આપણા બધાનાં પ્રપંચો આ માણસ જાણે છે, અને તે બાદશાહ આગળ ઉઘાડાં પાડશે ત્યારે આપણી શી વલે થશે? માટે એને જો લાંચ આપી એનું મોઢું બંધ કરીએ તો ઠીક; એમ ઠરાવી, કોઇએ બસો, કોઇએ પાંચસો, એમ સર્વેએ પોતપોતાની ગુંજાસ માફક રકમો રજુ કરી દીધી અને કાલાવાલા કીધા કે હમારી વાત તમારા પેટમાંજ છાની રાખજો. મીયાંભાઈ આ જોઈ તેમ કરવા કબુલ થયા. એટલે બધા નચિંત થઈ ચાલી ગયા. પછી સાંજે બાદશાહ નવરો થતાંજ લાગ જોઇને મીયાંભાઇને ઘરે ગયો. મીયાંભાઇએ પેલા શાહુકારો તરફથી મળેલું દ્રવ્ય બાદશાહના પગ આગળ રજુ કરી સઘળી હકીકત કહી સંભળાવી, અને ખુલાસામાં કહ્યું કે, ખુદાવિંદ, આ તમારી કરેલી ઈશારતની કીંમત ઉપજી છે. બાદશાહે આ સઘળું ધન તે મીયાંભાઇને નેવાજેશ કરીને કહ્યું કે, ભાઈ એ તુંજ રાખ અને એ વાપરી સુખી થા; આજથી હું તુંને મારી દરબારનો અમલદાર બનાઉં છું. એ સઘળા લુચ્ચાઓ છે તે સર્વને હું પીછાણું છું.

## કંજુસની કમાઇ-કેસી ગમાઇ-કેસી પીછી મીલાઈ!

એક કંજુસે આખી જીંદગીભર મહેનત મજુરી કરી ઘડપણમાં કામ લાગે એવા વિચારથી, તેમાંથી મેળવેલી થોડી ઘણી પુંજી જંગલમાં એક બીજોડાંના ઝાડ નીચે દાટી હતી, અને દર પાંચ સાત દિવસે તે જગાએ જઇ તપાસ રાખતો. એક દિવસે તપાસ કરતાં તે ઝાડનાં થડ આગળ જ્યાં તે ઓહોરો દાટેલી હતી, ત્યાં ખાડો પડેલો તે બાપડાના જોવામાં આવ્યો. તે

જોઇને તે બાપડો તદ્દન હિગ્મુઢ થઇ ગયો. છતાં દાટેલી જગા ઉખેડી તપાસ કરી તો ત્યાં કશું મળે નહીં, એટલે બાપડાએ કપાળ કુટવા માંડયું અને પોકેપોક રડવા માંડયું. કાંઇ ઉપાય નહીંજ સુઝયો ત્યારે દરબારમાં જઇ ફરિયાદ કીધી. બીરબલે તે સાંભળી લીધી. પણ બાદશાહ તેમજ બીરબલ બંને વિચારમાં પડયા કે આ તપાસ ઘણી મુસ્કેલ થઇ પડે તેવી છે. છતાં બીરબલે હારી ખાધી નહીં. તેણે ગામના બધા વૈદો તથા હકીમોને ભેગા કરી તેમનાથી પુછપરછ કરી કે, આ બીજોડાંના પાંદડાં તથા મુલિયાં વગેરે શા શા કામમાં આવે છે તેની તપાસ કરી આઠ દિવસમાં રિપોર્ટ કરવો. આઠમે દિવસે બધા વૈદરાજો તથા હકીમો હાજર થયા. તેમાંના એક મોટા વૈદે જાહેર કીધું કે આ "બીજોડાંના" પાંદડાનો ભુકો કરીને કમળાવાળા દર્દિને ફકાવ્યો હોય તો એકજ દિવસમાં તે રોગી સાજો થઇ જાય; અને તેનાં મુલિયાંનો ગુણ એવો છે કે, જલંદરના રોગીને તેનો ધુંઓ આપ્યો હોય તો તેનો રોગ તુરતજ મટી જાય. આ હકીકત સાંભળી સઘળા વૈદરાજો તથા હકીમોને રૂખસદ આપી. પછી ગામના બધા વૈદોને બોલાવી કહ્યું કે, આ સાલના દરેક મહીનામાં દરેક જણને ત્યાં જલંદરના કેટલા રોગી આવ્યા હતા અને તેમને કયા ઓષડથી તે દરદ સારૂં થયું હતું તેની તપાસ આઠ દિવસની અંદર કરીને લાવો. આઠ દિવસે પાછા બધા ભેગા થયા અને તે સર્વેએ માંગેલી ટીપ રજુ કીધી. તે ઉપરથી જણાયું કે કુલ રોગી ચાર હતા અને તેમાંના એક "બીજોડા"ના ઝાડનાં મુલિયાંથી સાજો કરેલો હતો. આ સાંભળી તેને બોલાવી પુછયું કે બીજોડાંનાં મુળ તેં કયાંથી આણ્યાં? જુઠું બોલીશ તો શિક્ષા પામીશ. બાદશાહનું આ બોલવું સાંભળી તે વૈદ ધ્રુજવા લાગ્યો; અને હાથ જોડીને કહ્યું કે, ખુદાવિંદ, મારો નોકરે એ દવાના મુલિયાં જંગલમાંથી લાવ્યો હતો. બાદશાહે તે ચાકરને બોલાવી મંગાવ્યો. તેને ખુબ ધમકાવીને પુછયું કે, આ મુલિયાં તું કયાંથી લાવ્યો હતો? ચાકર બોલ્યો, હા નામવર, હું તે જંગલમાંથી લાવ્યો હતો.

બાદશાહે ધમકીથી તેને પુછયું કે, તે ઝાડ નીચે સોનામહોર દાટેલી હતી તે તું ખોદી લઈ ગયો છે તે તુરતજ હાજર કર, નહીં તો જેરબંદ મારથી તારી ચામડી ઉખેડી નાખવાનો હોકમ કરીશ.

આ ધમકીથી ચાકર બાપડો ડરી ગયો અને કરગરી કહેવા લાગ્યો કે, ખુદાવિંદ, મને જીવતદાન બક્ષો તો હું તે મોહોર લાવી આપીશ.

બાદશાહે તેને જીવતદાન બક્ષવાથી બધી મોહોરો લાવી હવાલે કીધી. બાદશાહે તે મહોરો પેલા કંજુસને હવાલે કરી. પણ શીખામણના બે બોલ કહી તેને ત્યાંથી રૂખસદ આપી. આ પ્રમાણે કંજુસની કમાઇ તે કેસી ગમાઇ ઓર કેસી પીછી મીલાઇ! એમ વાત બનવા પામી.

## જર દેખીને મુનિવર ચળે.

દિલ્હીમાં ફાતમાબીબી નામની એક મુસલમાન બાઈ રહેતી હતી. બાઇનો ધણી મરી ગયો હતો અને તેને છોકરૂં છૈયું કાંઈ હતું નહીં, એટલે તેણે પોતાના દરદાગીના જરઝવેરાત વગેરે હતું તે વેચી સાટીને તેની સોનામહોરો લીધી, અને તે તે દરેક મહોરો ઉપર નહીં જણાય એવો કાપો પાડી તે એક કોથળીમાં ભરી. તેના ઉપર પોતાના નામની મહોર મારી તે બરાબર પેક કરી તે કાજીને ત્યાં અનામત મુકી. કાજીજી બહુ પહરેજગાર અને પાક-દયાનતના ગણાતા હતા. બાઇએ તેને કહ્યું, હું મકકે હજ કરવા જાઉં છું, અને જો પાછી આવીશ તો આ કોથળી તમારા પાસેથી લઇશ, અને જો મરી ગઇ એવી ખબર પડે તો તે ઉઘાડી તેમાંના નાણાંનો તમોને ગમે તેવો સદઉપયોગ કરજો. કાજીજીએ તે કોથળી લઇ અલગ સલામત મુકી છાંડી. બાઇ મકકે ગઇ પણ પાંચ વરસ થયાં છતાં તેણી પાછી ફરી નહી, એટલે કાજીજીની દયાનત બગડી. તેમણે તેમાંથી સફાઇથી સોનામહોર કહાડી લઇ તેની જગાએ સીસાં તથા કાંસાના સીક્કા મુકયા, અને કોથળીને પાછી અસલ જેવી સ્થિતિમાં તુણાવી લીધી. બનાવ એવો બન્યો કે તે પછી થોડા વખતે બાઈ મકકેથી પાછી આવી અને કાજી પાસે કોથળી માંગી. કાજીજીએ કોથળી તેના આગળ રજુ કીધી. બાઇએ તે ઉઘાડી જોયું તો તેણીના ડોળા ફરી ગયા, કે આતો સોનાને બદલે તદ્દન કાંસાં તથા કલઇના સીક્કા નીકળ્યા. બાઇ માથું કુટતી કાજી પાસે આવી, અને કાકલુદી કરી કે જોઇએ તો અરધા સીક્કા તમે રાખો અને અરધા પણ મને પાછા આપો. કાજીજી તો એકના બે થયા નહી, અને કહેવા

લાગ્યા કે બાઇ, આ પ્રમાણે ગળે પડવાનું છોડી દે. મેં તારી કોથળી થોડી-જ જોઇ હતી કે તેમાં સીક્કા છે કે કાંકરા. તારી કોથળી જેવી મને મળી હતી તેવીજ મેં તને પાછી આપી છે; તે લઇને ચાલતી પકડ, નહી તો માણુસ પાસે ધકા મરાવી બહાર કહાડીશ. બાઇ બાપડી ગભરાઇ. તે તો દોડી દરબારમાં અને બાદશાહ તથા બીરબલ હજુર ફરિયાદ કીધી. તેઓએ તે સાંભળી લઇ બાઇને ધીરજ આપી રવાને કરી. બાદશાહે કાજીને બોલાવી તેમની હકીકત સાંભળી. દાહડી પસવારતા કાજીજી બોલ્યા, ખુદાવિંદ, કેટલાક વરસ ઉપર બાઈ હજ કરવા જવાને કારણે એક કોથળી મારા આગળ લઇ આવી ખરી, તે મેં આટલા વરસ સાચવી રાખી ને જેવી તે હજ કરી આવી અને ઉઘરાણી કરી તેવીજ તે કોથળી તેણીને હવાલે કીધી. અંદર મોહોરો ભરેલી હતી કે કાંકરા તે મેં કાંઇ જોયું નહોતું. કાજીજીનું આ બોલવું સાંભળી બાદશાહને વહેમ પડયો. પણ તેનો તોડ કેમ કહાડવો તેની યુકિત કહાડવા. બંનેને તુરત તો રજા આપી, આઠ દશ દિવસ પછી પાછા આવવા કહી તેમને રૂખસદ આપી દીધી. બાદશાહે કોઇ ન જાણે તેમ એક દિવસે પોતાના બીછાંના ઉપર છરીનો એક કાપ મુકી દીધો. નોકરોના દીઠામાં તે કાપ પડયો ત્યારે તેઓ ખુબ બીધા કે આ કામ કોણે કીધું હશે? બાદ-શાહની જાણમાં આવશે તો બધાની ચામડીજ ઉખેડી કઢાવશે. આપસ આપસમાં સમજુતી કરી તેઓએ શહેરમાં એક હુશિયાર રફુ કરનાર હતો તેને બોલાવ્યો અને તેના પાસે તે કાપ એવી રીતે રફુ કરાવ્યો કે કોઇની જાણમાં પણ નહીં આવે. રાત્રે બાદશાહે બીછાના ઉપર જઇ તપાસ કરી તો કાપ બેમાલુમ થયલો જણાયો. એટલે બાદશાહે નોકરોને બોલાવી પુછપાછ કરી કે બીછાના ઉપર કાપ પડેલો હતો તે કયાં છે? એક ચાકર ગભરાઇ ગયો; પણ બાદશાહે તેને મારી આપ્યાથી તેણે બધી હકીકત જણાવી દીધી અને રફુ કરનારને બોલાવી કાપ કેમ તુણાવી લીધો તે હકીકત ખુલાસેવાર જણાવી દીધી. આ સાંભળી બાદશાહે તે રફુ કરનારને બોલાવી મંગાવ્યો. તે ધ્રુજતો બાદશાહ આગળ આવી ઉભો કે બાદશાહે તેને સવાલ કીધો કે પૈસાની એક કેથી કોઇ વખતે તેં તુણી હોય એમ તને યાદ આવ છે?

તુણનાર—હા, ખુદાવિંદ, આસરે બે વરસની વાત ઉપર એક કાજી પૈસાની કોથળી લઇ મારા પાસે આવ્યો હતો તે મેં તુણી આપી હતી ખરી. તે કોથળીમાં ત્રાંબાના તથા જસતના સીકકા વગેરે હતું, અને જે સીવવા બદલ મને બે સોનામહોર આપી હતી. તેમાંની એક મેં વટાવી અને એક મારા પાસે અનામત પડેલી છે. બાદશાહે તે મોહોર લઇ આવવા તે તુણનારને ઘર મોકલ્યો.

દરમ્યાન બાદશાહે, પેલી બાઇ તથા કાજીને બોલાવી મંગાવ્યાં. તેઓ હાજર થયા પછી તુરતજ પેલો તુણનાર મોહોર લઇને દરબારમાં આવ્યો. તેને જોતાંજ કાજીજીનો ચેહેરો ફીકોફચ્ચ મારી ગયો. તેઓ સમજ્યા કે બાદશાહે મારૂં પાપ પકડી કહાડયું છે.

પેલી મોહર લઇને બાઇના હાથમાં આપી તેણે કરેલી છુપી નીશાની-વાળો કાપો દેખાડવા હોકમ કીધો. બાઇએ તે કાપો દેખાડી આપ્યો. પછી બાદશાહે પેલા તુણનારને તે કોથળી આપી પુછ્યું કે તેં તુણી હતી તે એજ ખરી કે? તુણનારે કબુલ રાખ્યું અને તુણેલો ભાગ સુદ્ધાં દેખાડી આપ્યો.

બાદશાહે તે પછી કાજીજીને સવાલ કીધો—બોલો કાજી સાહેબ, હવે તમે શું કહેવા માગો છો?

કાજીજીએ કશો જવાબ નહી આપતાં નીચું જોયું. એટલે બાદશાહે તેમને પરહેજ કરવાનો હોકમ કીધો. તેમના ઘરની જડતી લેવાડી તો બધી મોહરો ત્યાંથી નીકળી આવી, જે બધાની ઉપર પેલી છુપી નીશાની દેખાઈ. બાદશાહે ગુસ્સે થઈ કાજીને કેદ કરવાનો અને તેમની માલમતા જપત કર-વાનો હોકમ કીધો. મોહોરો પેલી બાઇને હવાલે કરી પેલા તુણનારને તેની હુશિયારી માટે બીજી બે મોહોરો આપી વિદાય કર્યો.

## મોતીચંદ અને રામદાસની ભલાઈ અને બુંડાઈ.

દીલ્લી શેહેરમાં મોતીચંદ અને રામદાસ નામના બે વાણિયા રહેતા હતા. બંને વચ્ચે ભારે મિત્રાચારી અને લેણાદેણી હતી. એક વખતે મોતીચંદે

યાત્રાએ જવાની તૈયારી કરી. પોતાની માલમતાની એક ટીપ કરી તે રામદાસને સોંપી અને ખપજોગું પોતાની પાસે રાખી લીધું. મોતીભાઈ તો લગભગ ત્રણ વરસે જાત્રાથી પાછા ફર્યા. ઘરમાં દાખલ થઇને જુવે છે તો કશું મળે નહી, જ્યાં ત્યાં ઊંદર બીલાડાની દોડધામ. આખું ઘર તદ્દન ખાલી પડયું હતું. તેના મનમાં આવ્યું કે બધો સરસામાન રામદાસ પોતાને ત્યાં ઉપાડી ગયો હશે. એમ સમજી તે રામદાસને ઘરે ગયો અને ત્યાં તેને ક્ષેમકુશળના સમાચાર પુછી પોતાની માલમતાનો ખુલાસો પુછવા માંડયો. રામદાસભાઇએ તો દયાનત બગાડેલી એટલે તેને ઉડાવનારા જવાબ આપ્યા. અંતે મોતીચંદે દાબીને માંગણી કીધી અને રામદાસે તે સામે ઉપરથી વળતો તકાજો કરવા માંડયો અને તેને ગળે પડવા માંડયો કે, જો આ પ્રમાણે તું ગળે પડશે તો હું તને ધક્કા મરાવી બાહાર કહાડીશ. મોતીચંદ, રામદાસનું આવું બોલવું સાંભળી ઉદાસ થયો, અને બેચાર સારા શુકનો તેને કહી સંભળાવ્યા; પણ રામદાસભાઇ તો સાંભળેજ શેના! મોતીચંદ દિલગીરી સાથે ત્યાંથી નીકળ્યો. અને બીરબલ પાસે ગયો. બીરબલે તેની બધી વાત સાંભળી તેને ધીરજ આપી વિદાય કીધો. બીરબલે થોડેક દિવસે રામદાસને બોલાવી મંગાવ્યો. તે ધ્રુજવા તો લાગ્યો પણ તેણે ધીરજ એટલીજ રાખી કે એ બાબતમાં મોતીચંદ સાથે કશું લખાણ થયું ન હતું. બીરબલે રામદાસને આગતા સ્વાગતા કરીને બેસાડયો, અને જાણે તેના જોડે કેવી એક આગળની મિત્રાચારી હોય તેમ વાત કરવા માંડી. પછી બીરબલે તેને કહ્યું કે, નાના નાના કજીયાના ફેંસલા કરવાને બાદશાહે એક કોર્ટ સ્થાપવા ધારી છે અને તેનું ન્યાયાસન તમને આપવાનું ઠર્યું છે, માટે તમારી શી ઇચ્છા છે? રામદાસભાઇ તો આ સાંભળી હરખમાં આવી ગયા અને ખુશી થઇ જવાબ આપ્યો કે, મહેરબાન દીવાનજી સાહેબ, એ કામ હું ઘણીજ ખુશીથી બજાવીશ. તે સાંભળી લઇ બીરબલે તેને કહ્યું કે, તો ઠીક છે, તક જોઇને એ વાત હું બાદશાહ જોડે કરીશ. રામદાસભાઇએ તો મનમાંને મનમાં અનેક ખુશાલીના તરંગો દોડાવવા માંડયા. બીરબલે તે પછી મોતીચંદને બોલાવી હોકમ કીધો કે, તમે આવતી કાલે રામદાસને ત્યાં જઇ તમારી માલમતાની પાછી ઉઘરાણી કરજો, અને જો કાંઇ વામાતામાં

કરે તો મારા પાસે ફરિયાદ કરવાની ધમકી આપજે. મોતીચંદ બીજે દિવસે રામદાસને ત્યાં પહોંચી ગયો, અને પોતાની માલમતાની ઉઘરાણી કરી, પણ રામદાસભાઇ તો એકના બે નહીં થયા. એટલે મોતીચંદે બીરબલ હજુર ફરિયાદ જવાની ધમકી આપવા માંડી. તે સાંભળતાંજ રામદાસભાઇના હોંશકોશ ઉડી ગયા. તેમણે મનમાં વિચાર કીધો કે બીરબલ તો મને ન્યાયાધીશની જગા આપવા માંગે છે અને તેટલામાં આ વાત તેને ખબર પડશે તો વાંધો પડશે. તેથી એને એની માલમિલકત સોંપી દઇશ તો બીરબલને કાંઈ ખબર પડશે નહી; અને ન્યાયાધીશની જગા ઉપર તો બે મહીનામાં એટલા પૈસા મેળવી શકીશું. એમ વિચારી રામદાસભાઈ ફેરવાઇ ગયા અને બોલ્યા, ભાઇ મોતીચંદ એટલો વખત તો માત્ર મેં તારી મશ્કરી કરી પણ તું તારી બધી માલમતા ગણી લે. એમ કહી તેની બધી મતા મોતીચંદને હવાલે કરી દીધી. તે લઇ તે ઘર ગયો, અને તે વાત બાદશાહને જણાવી દીધી. આ તરફ રામદાસભાઇ જે ન્યાયાધીશ બનવા માટે બીરબલના તેડાની રાહ જોતો બેઠો હતો, તે સુઝમાંજ રોજા ખોલતો બેઠો. મોતીચંદે રામદાસ જોડેની મિત્રાચારી તોડી નાંખી. બીરબલે પણ રામદાસને સખત ઠપકો આપી તેને પોતાને ત્યાં આવવાની મનાઇ કીધી અને પરાયો માલ પચાવી જવાની જેવી નિષ્ટાથી તેણે કામ લીધું હતું તેવીજ બરકત તેને મળી. તે તદ્દન દરિદ્ર થઇ ગયો, અને પોતાની બુરી દયાનતને લીધે તે બુરા હાલે પોહોંચ્યો.

## બે ઝવેરીભાઇઓની વાર્તા.

ઝવેરચંદ અને માણેકચંદ નામના બે ભાઇઓ હતા. બાપાજી જીવતા હતા ત્યાં સુધી તે બંને કશો ધંધો ધાપો કરતા નહી અને આઇતાં ઉપર કોઇતું મારતા. પણ એમ તે કેટલા દિવસ ચાલે! ડોસાજી તો ધબાયનમ થયા અને બંને ભાઇઓ એકલા પડયા. થોડોક વખત તો બાપાજીની મુકેલી પુંજી ઉપર તાગડધિન્ના કરી, પણ ખાનારાં ઘણાં એટલે બધું ખવાઇ ખલાસ થઇ ગયું; એટલે તેમની સુધ ઉઘડી કે હવે કેયે જઇ ધંધો કરવો અને છૈયાં છોકરાનું પુરું કરવું. આ નિશ્ચય કરી બન્ને ભાઇઓ ઘરની ગોઠવણ

ફરી ધંધો કરવા બીજે ગામ જવા નીકળ્યા. આખો દિવસ હીંડતા અને રાત્રે કોઇ સારી જગા જોઇ વીસામો લેતા. એક ગામથી થોડોક માલ લેતા અને બીજે ગામ જઈ વેચતા અને નફો થાય તે સંભાળી રાખતા. એમ ચાલતા ચાલતા એક દિવસે નાનાભાઇ માણેકચંદને પાણીની તરસ લાગી, એટલે મોટા ભાઇને મુકીને તે પાણીની શોધમાં નીકળ્યો. થોડેક દુર એક પાણીનું ખાબોચીયું દેખાયું તેમાંથી જેમ તેમ પાણી પી તરસ છીપાવી અને પાછો ફરવા જાય છે તેવામાં તેની નજર એક કોથળી ઉપર પડી. ઝટ તે ઉપાડી લીધી તો અંદર દરદાગીના અને ઝવેરાત ભરેલાં હતાં. તેની અંદર બે કીંમતી લાલ હતાં. માણેકચંદ તો એ જોઇ હરખાઈ ગયો અને તુરત દોડતો મોટા ભાઇ ઝવેરચંદ આગળ આવ્યો, અને બનેલી હકીકત જણાવી. ઝવેરચંદે તે બધું એમ ને એમ માણેકચંદને સ્વાધીન કીધું અને તેને જણાવ્યું કે તું જઇને એમાંથી વેપાર ચલાવ. હું તારી પાછળ આવીશ. માણેકચંદે પોતાના ભાઇને પણ સાથે લઇ જવા માંડયો, પણ તેણે ના પાડી. ઝવેરચંદે સાફ ના પાડી એટલે એક લાલ માણેકચંદને આપી તે પોતાની ભાભીને આપવા કહી બન્ને છુટા પડયા. માણેકચંદ તો દીલ્લીમાં પાછા ફર્યા અને ઝવેરાત વટાવી મોટો વેપાર ધપાવવા માંડયો. પોતાના ભાઇએ પેલું લાલ ભાભીને આપવાની ગોઠવણ કરેલી તેના તો તે અખાડાજ કરી ગયો. તેણે વિચાર કીધો કે ભાઇ પુછશે તો કહીશું કે તે તો મેં ભાભીને આપીજ દીધું છે. બેચાર વર્ષે ઝવેરચંદભાઇ દેશાવરથી પાછા ફર્યા. બને ભાઇઓ હસી ખુશીથી ભેટયા પછી પેલા લાલની વાત નીકળી એટલે માણેકચંદને તેની વાત પુછી તો માણેકચંદે ગોઠવી રાખેલો જવાબ આપ્યો. એટલે જોઇ લ્યો ત્યાં ગરબડ સરબડ. પેલી બાઇ પણ સાફ ઇનકાર કરે કે હું કાંઇ લાલની વાત જાણુતી નથી અને મને કાંઇ તે મલ્યું નથી. ઝવેરચંદે બાયડીને ખુબ ફટકારી, પણ તેતો એકની બે નહી થઈ એટલે માણેકચંદ વિષે ઝવેરચંદના મનમાં શંકા થઇ. ઘણી ગડબડ વધી પડવાથી ઝવેરચંદ બીરબલ પાસે ગયો. ત્યાં બધી વાત તેને કહી. તેણે પછી ઝવેરચંદની બાયડી જમનાને તેડી પણ તેણીએ પોતાનું નિર્દોષપણું દેખાડયું. માણેકચંદ પાસ તેના સાક્ષીના

નામો માંગ્યાં. સાક્ષીઓ હાજર થયા અને લાલ જમનાને આપવાની વાત તેઓએ નજરે જોયલી કબુલ કીધી. બીરબલે તે સાક્ષીઓને દરેકને જુદી જુદી ઓરડીમાં બેસાડયા અને દરેકને પાંચ તોલા મીન આપીને કહ્યું કે એનો તમે જોયલાં લાલના જેવો આકાર બનાવો, પછી બધાને બહાર બોલાવ્યા. પેહેલાં તો પેલા બંને ઝવેરીભાઇઓએ બનાવેલો આકાર તપાસ્યો તો તે એક બીજાને મલતો આવ્યો. પછી પેલા સાક્ષીઓના કરેલા આકાર જોયા તો બધામાં તરેહવાર ફેરફાર જોયા. પછી જમનાનો આકાર જોવા માંગ્યો તો તે બાયડીએ તો મીનને એમને એમ ગોળી વાળીને રાખી મુકેલું તેમ જોઇને બીરબલે બાઇને તેનું કારણ પૂછયું તો બાઇ કહેવા લાગી કે, હજુર, મેં લાલ નજરે જોયું હોય તો હું નકલ બનાવું કે નહી? બીરબલની ખાતરી થઇ કે માણેકચંદે પોતાના ભાઇને રડાવવાની સાબેત યુક્તિ રચી છે. એટલે સાક્ષીઓને ધમકી આપી માર મારવાની તાકીદ કરી, તો તેઓએ તરત સાચું કહી દીધું. તે પછી માણેકચંદને ફસાવવાની તાકીદ કીધી એટલે તે પણ મારની બીકે તુરત સાચું બોલી ઉઠયો, અને તે લાવી જમનાને સ્વાધીન કીધું. માણેકચંદ તથા તેના જુઠા સાક્ષીઓને બીરબલે ઘટતી સજા કીધી, અને આ પ્રમાણે ઝવેરચંદ અને માણેકચંદનો ન્યાય થયો.

## બીરબલને દીવાનગીરી ઉપરથી ખસેડવાની યુક્તિ.

મુસલમાની રાજ્યમાં હિંદુ દિવાન હોય એ બીના દિલ્લીના મુસલમાનોથી સહન થઇ શકતી નહતી, પણ બીરબલ પોતાના ચાતુર્યથી દરેકને છક કરતો, એટલે કે કોઈ પણ તેની વિરૂધ બોલતું નહી, છતાં ગુપચુપ તો તેઓ પોતાની યુક્તિઓ લડાવતાજ રહેલા હતા. બાદશાહનો એક સગો જે દરબારમાંજ રહેતો હતો તે જો દિવાનગીરી ઉપર આવે તો તેઓનું ખરૂં પ્રબળ વધે એમ હતું; એટલે તેઓએ એ બાબતમાં રાણી સાહેબાને વચ્ચે નાંખવા પ્રયત્ન કીધો. જનાનખાનામાં મરદોને જવાનો બંદોબસ્ત હોવા છતાં, રાણીના ભાઇઓને તો ત્યાં જવાની છૂટ હતી. આ સાલાઓમાં એક શેખ હુસેન મીઆં નામનાં હતા, તેમને ખુબ ભણાવી, તેમની બહેનને ઉશ્કેરવાની ગોઠવણ કીધી.

શેખ હુસેનખાં, તે શીખવણી પ્રમાણે જનાનામાં બહેન આગળ જતા અને તેણીને ભંભેરતા કે મુસલમાની રાજ્યમાં કાફર દિવાનગીરી ઉપર હોય એ શું શોભારપદ ગણાય કે? રાણી સાહેબ પણ એ વાત જાણીને ખીજ થયાં અને એ કામ સરંજામ ઉતારી આપવાનું બીડું ઝડફ્યું. રાણી સાહેબ આ વાત બાદશાહ આગળ કહાડવાની તદબીરમાં હતાં. એક દિવસે બાદશાહને ખુશી મીજાજમાં જોઇને તેઓ બોલ્યાં, ખાવિંદ, આપણું રાજ્ય મુસલમાની છતાં આપણો દિવાન મુર્તિપૂજક હિન્દુ હોય એ ઘણુંજ નબોજું લાગે છે, તેથી આપણી જ્ઞાતિના લોકને કાંઇ સુખ મળતું નથી માટે રાજ્યમાંથી બીરબલને કહાડી, તેની જગા ઉપર મારા ભાઇ શેખ હુસેનભાઇને નીમો.

આ સાંભળીને બાદશાહ તુરત પામી ગયો કે, આના કોઇએ કાન ભંભેરેલા છે, એટલે તે લગાર કરડાકીમાંજ બોલ્યો કે રાણી સાહેબા, દિવાનપદ ચલાવવાને જે બાહોશી જોઇએ તે કશી તારા ભાઇમાં નથી, તે મૂર્ખનો સરદાર છે અને તેના બોલવાનું પણ ઠેકાણું નથી. રાજકારભારના ખટલામાં કોઇ કોઇ વેળા એવા બારીક સવાલો ઉભા થાય છે કે તે મારાથી ઉકેલી શકાતા નથી અને તે આ બીરબલ સફાઇ અને હુશિયારીથી ઉકેલે છે. તો તેવા એક બાહોશ કસાયલા માણુસને કહાડી મુકી તારા ભાઇ સરખા બેવકુફને તે જગાએ લાવી બેસાડવાની મારી બીલકુલ મરજી નથી. બાદશાહનું આવું બોલવું સાંભળી રાણીજી ખુબ છેડાયાં, પણ તે વખતે તો વાત પડતી મુકી. બે ચાર દિવસ પછી રાણીશ્રીએ એ વાત પાછી બાદશાહ હજુર કહી, અને બાદશાહે આગળના જેવો જવાબ આપ્યો. રાણીજી તો રીસાઇ બેઠાં, એટલે બાદશાહ તેમ જોઇને ત્યાંથી જતો રહ્યો. છતાં રાણીએ, એ વાતમાં બાદશાહનો પીછો છોડયો નહી, એટલે બાદશાહે ઠરાવ કીધો, કે એના ભાઇમાં કેટલું મીઠું છે તે એને પ્રત્યક્ષ દેખાડી આપું એટલે એની ખાતરી થશે. એમ વિચાર કરી બાદશાહે એક દિવસે રાણીને કહ્યું કે તારા ભાઇને આવતી કાલે દિવાનગીરી આપવામાં આવશે. રાણીજી તો ખુશ થઈ ગયાં એટલુંજ નહી પણ આખી મુસલમાન દરબાર તે વાત જાણીને ખુશ થઈ ગઇ. બાદ-

શાહે બીરબલને એકાંત તેડી, સઘળી હકીકત કહી અને તેને કહ્યું કે તેણે થોડાક દિવસ ઘરમાંજ રહેવું, કે તે દરમ્યાન શેખ હુસેનખાનની હું કસોટી કરી લઇશ. ગોઠવણ પ્રમાણે બીજે દિવસથી બીરબલે દરબારમાં આવવું બંધ કીધું અને બીજે દિવસે શેખ હુસેનખાનને દરબાર ભરી દિવાન-ગીરી સોંપી. શેખમીયાં તો ન્યાયની ખુરશીએ ચઢી બેઠા. થોડા ઘણા ફેંસલા કીધા પછી, બાદશાહે તેને હોકમ કીધો કે મને ચાર ચીજની ઘણી ગરજ છે, તે મને આઠ દિવસમાં મળવી જોઇએ. એક તો, **સબરસ,** બીજી, **સબજીવ,** ત્રીજી, **નીમકહલાલ** અને ચોથી, **નીમકહરામ.**

દિવાનજીએ તો અચ્છા જનાબ, કરી જવાબ આપ્યો. ગામોગામ એ ચારે ચીજની શોધ કરવા માણસો દોડાવ્યા; અને પોતે પણ ફાંફાં મારવા માંડયાં, પણ તેમાંની એક પણ ચીજ મળી નહી. આઠ દિવસની મહેતલ પુરી થવા આવી અને વચ્ચે એક રાત આડી રહેલી હતી. દિવાનજી તો કાંઇ ન બન્યું એટલે ચિંતામાં અન્નપાણી વગર સુકાતા ચાલ્યા, અને રાણીજી પણ ખુબ ચિંતામાં પડયાં. એટલે તેણીએ તેમને બીરબલને શરણે જવાનું કહ્યું. દિવાનજી પણ બીરબલને ઘરે ગયા અને તેને પગે પડી કરગરીને કહેવા લાગ્યા કે ગમે તેમ કરીને આ ચીજો મેળવી આપી મારો જીવ ઉગારો. બીરબલે તેને પોતાને શરણે આવેલો જોઇ હીંમત આપી, અને ચારે ચીજો મેળવી આપવા વચન આપ્યું. પણ તેના બદલામાં એક લાખ રૂપીયા માગ્યા. દિવાનજી તો ઘરે દોડયા અને લાખ રૂપીયાની ઠેલી લાવી રજુ કીધી. બીરબલે તે દરોબસ્ત ઉંચે મુકી દીધી અને દિવાનજીને બે ડબી આપી અને કહ્યું કે એકમાં **સબરસ** અને બીજીમાં **સબજીવ** છે. ત્રીજી અને ચોથી જણસ તો આપવા જેવી નથી, માટે તે વિષે બાદશાહ પુછે તો કહેવું કે તે બીરબલ પાસે છે તેને બોલાવી મંગાવો એટલે તે આપશે. બીજા દિવસે દિવાનજી તો મુછના આંકડા ચડાવતા દરબારમાં ગયા, તો જતાંને વાર બાદશાહે માંગેલી ચાર ચીજની ઉઘરાણી કીધી. તુરતજ દિવાનજીએ પેલી બીરબલની આપેલી ડબીઓ રજુ કરી જણાવ્યું કે જનાબ, આમાં એકમાં સબરસ અને બીજીમાં સબજીવ છે. સબરસવાળી ડબી ઉઘાડી તો અંદરથી

મીઠું નીકલ્યું અને બીજી ઉઘાડી તો તેમાંથી પાણી નીકલ્યું. મીઠાં વગર રસોઈ મોળી લાગે માટે તે સબરસ કહેવાય છે, અને પાણી એ બધાના જીવનો આધાર છે. આ બંને જણુસો જોઇને બાદશાહે કહ્યું કે એ બંને તમારી મેળવેલી નથી. જ્યાં છે ત્યાં બીરબલનું કામ છે. વારૂં, બીજી બે જણુસો કયાં છે? દિવાનજીએ જવાબ આપ્યો કે તે બીરબલને આપી છે તે તેને બોલાવી તેની પાસે માંગી લેવો. બાદશાહે બીરબલને બોલાવી મંગાવ્યો. તે દરબારમાં આવતો હતો તેટલામાં એક કુતરો તેને રસ્તામાં મળ્યો. બીરબલે તુરતજ તેને પોતાના સાથે રાખેલાં કપડાંથી બાંધી લીધો, અને કચેરીમાં લાવ્યો. બાદશાહે તેને બે જણુસો માટે પુછ્યું, એટલે કુતરાને હાજર કરી કહ્યું કે આ ત્રીજી જણુસ, ચોથી જણુસ તો આ તમારો જમાઈ જે તમારી આગળ બેઠો છે. બીરબલે વધુ ખુલાસો કરતાં જણાવ્યું કે જનાબ, સબરસ તો આ મીઠું, કેમકે મીઠા વગરની હાંલ્લી તદ્દનજ નકામી; બીજી ચીજ પાણી છે કે જેના વગર જીવ માત્રને ચાલતું નથી; ત્રીજી ચીજ આ કુતરો, તે નીમકહલાલ; તેના જેવું નીમકહલાલ પ્રાણી કોઇ નથી, એક વાર સુકી રોટીનો કકડો પણ આપ્યો હોય તો તેટલો પણ ઉપકાર ભુલતો નથી. આ પ્રમાણે આ ચારે જણુસો થઇ. બાદશાહ અને દરબારીઓએ આ ચારે જણુસો કબુલ રાખી, અને નવા દિવાનજી પાસે દિવાનગીરી લઈ પાછી બીરબલને આપી.

પણ એક વાત બાદશાહને ખટકી બેઠી કે જમાઇ તેટલા નીમકહરામ, માટે શેહેરમાં જેટલા જમાઇ હોય તેઓને ફાંસીએ લટકાવવા. બીરબલે કહ્યું કે તે માટે ખરચ ઘણો થશે. બાદશાહે જે ખરચ થાય તેની ચિન્તા નહી કરવાને જણાવ્યાથી બીરબલે ઠેકઠેકાણે ફાંસીના લાકડાં ઉભાં કર્યાં. આ મામલો જોઇને ઘણાક અમીર ઉમરાવો, વગેરે બીરબલને પગે પડયા અને તેના પગ આગળ પુષ્કળ પૈસાની ઠેલીઓ ખાલી કરી, આ હોકમ ફેરવવાની આજીજી કીધી. બધાંને છાતીએ હાથ દેખાડી બીરબલે તરેહવાર ધાતુની ફાંસીઓ તૈયાર કરી. તે જોઇને બાદશાહને આશ્ચર્ય થયું કે બીરબલે આ શું ઢોંગ માંડયો છે. એટલે તેણે

સવાલ કીધો, બીરબલ આ તેં શું કોહ્રાણુ મચાવી દીધું છે! બીરબલે ઠંડે પેટે ખુલાસો કીધો, જનાબ, આ લાકડાંની ફાંસી ગરીબ લોકોના જમાઇ માટે, આ ત્રાંબાપીતલની ફાંસી અમીર ઉમરાવોના જમાઇ માટે, અને રૂપાંની ફાંસી છે તે મારે માટે, અને આ સોનાની છે તે તમારે માટે છે. બાદશાહે, અજાયબ થઇને પુછ્યું કે આપણને ફાંસી દેવાની શી જરૂર છે? બીરબલ બોલ્યો, જનાબ, આપ પણ આપણા સસરાના જમાઇ છો. તેમ હું પણ મારા સસરાનો જમાઇ છું, માટે વારા ફરતી આપણી સર્વેની વારી આવશેજ. આ સાંભળીને બાદશાહના ટાંકા ઢીલા થઈ ગયા; અને ફાંસીનો હોકમજ તદ્દન રદ કીધો, અને જે ખરચ થયો તે થયો, એમ બોલી હસીને મેહેલમાં આવ્યા; એટલે બીરબલની યુક્તિથી બાદશાહ ઠેકાણે આવી ગયો એમ જાણી સર્વ કોઇ ખુશી થઈ ગયા.

## બીરબલને શિક્ષા—ઢેડાઓ ન્યાયાધીશ!

એક દિવસે બીરબલ અને બાદશાહ ગપ્પાં મારતા બેઠા હતા, તેવામાં બીરબલે ધીમેથી બાદશાહને કહ્યું કે, ખુદાવિંદ, કોઈ વેળા મારો કાંઇ અપરાધ થાય,—અને માણુસ માત્ર ભુલચુકને લાયક તો છેજ—તે વેળા મારો ન્યાય ગામના ઢેડાઓ પાસે કરાવજો. બાદશાહે મનમાં તો વિચાર્યું કે આ પાકો માણુસ કાંઇ બાજી રમે છે ખરો. પણ તે છતાં તે વેળા તો બાદશાહે બીરબલનું કહેવું કબુલ કરી દીધું. એ પછી ઘણાક દિવસ ગયા, અને એક દિવસે બીરબલનો કાંઇક કસુર થયો. બાદશાહ ગુસ્સે થઇ બીરબલને પંદર વીસ હજારનો દંડ કરવા ટાંપી રહ્યો હતો. બીરબલ સમજી ગયો કે હમણાં બાદશાહ કાંઇ આડીતીડી ઝીભલી ચલાવી દેશે. બાદશાહે બીરબલનો ન્યાય કરવા તેને એકાંતમાં બોલાવ્યો, એટલે બાદશાહે કહ્યું કે બીરબલજી, આજે તમે સજ્જડ સપડાયા છો; મારે આંજે તમારો ન્યાય કરવો છે. બીરબલ જાણી ગયો, અને બોલ્યો, હા ખુદાવિંદ, મારો અપરાધ તો થયો છે, એ વાત તો ખરી છે. બાદશાહે કહ્યું કે, જ્યારે તું તારો વાંક કબુલ કરે છે ત્યારે, મારે તને શું દંડ કરવો તેનો વિચાર કરવો પડશે. ખુદાવિંદ,

બીરબલ હાથ જોડી બોલ્યો, કબુલાત પ્રમાણે તમારાથી મને કશું થાય નહી; કબુલાત પ્રમાણે ગામમાંથી ઢેડાઓને બોલાવો, તેઓ જે કાંઈ કહેશે તે મારે કબુલ છે. બાદશાહે આવા હલકા માણુસો પાસે ન્યાય કરાવવા માટે ઘણા આગ્રહ સાથે ના પાડી, પણ બીરબલ બચ્ચો તો તે બોલને વળગીજ રહ્યો. બાદશાહે તુરત સિપાઈ મોકલીને પાંચ ઢેડાઓને બોલાવી મંગાવ્યા. ઢેડાઓ તો બાપડાઓ, બાપુને ઘણી ખમા, ઘણી ખમા, કરતા આવી ઉભા. અને બાદશાહ તરફ જોઈ બોલ્યા, કેમ બાપજી શો હોકમ છે? બાદશાહે બીરબલનો ન્યાય કરવો છે એમ જણાવી બધી હકીકત કહી, જે સાંભળીને બહુ સારૂં બાપજી, કરી તેઓ પોતપોતામાં વિચાર કરવા પડયા. તેઓ મનમાં તો ખુશી થવા લાગ્યા કે રાંડનો બીરબલ્યો જ્યારે ત્યારે, વાંકે કે વગર વાંકે આપણુને કનડે છે તો આ વખતે ઠીક આપણા હાથમાં સપડાયો છે. વિચાર કરી એક ભાઇસાહેબ બોલ્યા કે, આ કમબખતને આપણે સાતવીશું અને દશનો દંડ કરાવવો કે તે તેને જન્મોજન્મ યાદ રહી જાય. તે સાંભળી બીજો બોલ્યો, ના, ના એમ તો એના છૈયાં છોકરાં ભુખે મરે, અને હાય આપણા ઉપર પડે માટે એને પાંચ વીશુ ને દશ રૂપિયાનો દડ કરવાનો મારો વિચાર છે. ત્યારે બીજાએ ડાહાપણુ ડોલ્યું કે, ભાઇઓ આટલા બધા કકડતા રૂપિયા એ આપી પણ કયાંથી શકે? માટે મારો ત્રણ વીશું ને દશ રૂપિયાનો દંડ કરવાનો વિચાર છે; એ પણ એ જન્મ સુધી યાદ કરશે. અંતે રકઝક કરતાં તેઓએ તેને બે વીશું ને દશ રૂપિયાનો ભારી દંડ કરાવવો ઠરાવ્યો. પછી પાંચે જણા એકમત થઇ બાદશાહ હજુર રજુ થયા, અને બાપુને ઘણી ખમા કરી હાથબખશ કરી બોલવા લાગ્યા. તેમાં જે વડો હતો તે બોલ્યો, ખુદાવિંદ. બીરબલ સાહેબનો વાંક મોટો થયો છે માટે તેને 'દંડ પણ મોટો થવો જોઇએ. અમે એને એવો મોટો દંડ કરવા ઠરાવ્યું છે કે તે એને જન્માન્તર સાલે. બીરબલ સાહેબને બે વીશું ને દશ રૂપીયાનો દંડ કરવા અમે ઠરાવ્યું છે. આટલા દંડથી પણ એમને બહુ ખમવું પડશે, માટે એમના ઉપર દયા કરવી.

બાદશાહે આ ચુકાદો સાંભળી, બીરબલની હિકમતની તારીફ કરી

ઢેડાઓને જતા કીધા, અને બીરબલનો ગુનોહ માફ કીધો. ગરીબ માણુસ પોતાની ગુંજાસ વિચારીને કામ કરે છે. બાપડા ઢેડાઓને મનથી પચાસ રૂપિયા તે વધારે થઇ ગયા, તેઓ ખડબડતા પોતે આખું વરસ પછાડા મારે ત્યારે જેમ તેમ ચાલીસ પચાસ રૂપિયા એકઠા કરી શકે, બીરબલ આ સમજતો હતો, એટલે તેણે ઢેડાઓને બોલાવવાની તદબીર રચી હતી, અને એ પ્રમાણેની તદબીરથી બીરબલ અનેક વખતે સંકટમાંથી છટકી જવા પામતો હતો.

## બાદશાહ શેર તો બીરબલ સવાશેર !

બાદશાહ અને બીરબલ હંમેશાં ગપાટા સપાટા મારતા અને તેમાં કોઇ કોઈ વખતે બાદશાહ ટકોરમાં બીરબલની ઠેકડી પણ કરતો, પણ બીરબલ ક્યાં કાચો હતો કે તે બાદશાહથી ગાંજ્યો જાય. તેજ ઠઠ્ઠા મશ્કરીને ઉલટાવીને પાછી તે બાદશાહને એવી રીતે ગમે એટલા તો જોરથી મારતો કે બાદશાહ શેર તો બીરબલ સવાશેરજ થાય. એજ પ્રમાણે તેઓ એક દિવસે ઘોડા ઉપર બેસીને ગંગા કીનારે લહેર કરતા હતા. બંને જણા વાતોના તડાકા ચલાવતા અને તરેહવાર રમુજ કરતા જતા હતા. આમ તેમ બાદશાહની નજર એક કુતરા ઉપર પડી, જે સુકાઈ ગયલી રોટીનો કાળો થઇ ગયલો એક કટકો કરડતો હતો. બાદશાહને તે જોતાંજ બીરબલની મજાક કરવાનું મન થયું. બીરબલની માતુશ્રીનું નામ 'કાળી' હતું; અને તેથી મશ્કરી પણ બંધ બેસ્તી થઇ પડી. તે બોલ્યો, અરે બીરબલ, 'કાલી કુતા ખાતી હયૈ.' બીરબલ આ મશ્કરી સમજી ગયો. મનમાં ગોટ ગળી ગયો. તેણે વિચાર્યું કે બાદશાહ શેર થશે તો આપણે સવાશેર થઇશું. બાદશાહની માતુશ્રીનું નામ 'ન્યામત' હતું. એટલે વિચાર કરીને બીરબલે જવાબ આપ્યો કે, ખુદાવિંદ, 'હયતો કાલી, લેકીન ઉસ્કે મનમે ન્યામત હય.' બાદશાહ આનો અર્થ ઉંધો કરવા લાગ્યો કે 'ન્યામત' ને કુત્રો ખાય છે એમ બીરબલે મને ટોણો માર્યો. તેથી તે બીરબલ ઉપર ગુસ્સે થયો અને બોલ્યો. અરે બીરબલ, હમેરી માતુશ્રી 'ન્યામત' ઉસ્કુ આપને કુતેકી માંસ ખીલાઇ! બીરબલે તુરત જવાબ આપ્યો, હમારી માતુશ્રી કાલીકું આપને કયું કુતેકી માંસ

ખીલાઈ! બાદશાહે જવાબ આપ્યો, બીરબલ મેને તો રોટી કાલી દેખકે સહેજ કહ્યા કે એ કાલી રોટીકુ કુતા ખાતા હય, પણ ઉસકા અર્થ તુમને ઉલટા લીયા. બીરબલે જોયું કે બાદશાહજી ઠેકાણે આવ્યા એટલે મારે પણ ફેરવી તોળી સમાધાન કરવું જોઇએ. એમ વિચારી તે બોલ્યો ખુદાવિંદ, કુતેકે મનમેં એ રોટી 'કાલી' હય એ કુછ બીગડ ગયલી નહીં; ઉસકે મનમેં તો 'ન્યામત' હય! ન્યામતકા અર્થ 'અચ્છા હય. સો મેં બોલા કે ઉસકે મનમેં એ બી અચ્છા હય. ઐસા બિચાર કર મેં બોલા. ખુદાવિંદ, આપકી માતુશ્રીકા નામ મેં ઇસ બાબતમાં કૈસા લે શકું? એમ કહી બાદશાહને શાંત પાડયો અને જાણે કાંઇ બન્યુંજ નહીં હોય તેમ બંને જણ મેહેલ તરફ ચાલ્યા.

## બીરબલે ખાધી કઢી તો દરબારીઓના પગમાં પડી બેડી !

એક દિવસે બીરબલ પોતાના એક સાળાને ત્યાં જમવા ગયો હતો. એ વાતની ખબર બાદશાહને પડી. એટલે શું જમી આવ્યો તે બાદશાહે બીરબલને ભરી દરબારમાં પુછવા માંડયું. બીરબલે ત્યાંના દેખાવનું, જમવા આવેલા બીજા લોકોનું વર્ણન કીધું, પછી જમવાના પદાર્થોનું વર્ણન કરવા માંડયું. બીરબલ એકેક વાણી બોલે કે બાદશાહ 'ઓર ઓર' કરી, સવાલ કરે. બીરબલે થોડાં ઘણાં નામો કહ્યાં, અને પછી કાંઇ અગત્યનું કામ આ-વવાથી આગળ બોલવાનું રહી ગયું. બાદશાહ પણ કામમાં વાત ભુલી ગયો. છ મહીના પછી તેને તે અધુરી વાત યાદ આવી અને બીરબલની સ્મરણ શકિત તિક્ષણ છે કે કેમ, તે તપાસવાને બધા દરબારી બેઠા હતા સાંજ બીરબલને સવાલ કીધો; 'અને બીરબલ ઓર,' બીરબલ સમજી ગયો એટલે બોલ્યો, ખુદાવિંદ ઓર તો કઢી. બાદશાહ તેની આવી સ્મરણ શકિત જોઇ અજાયબ થયો, અને તેને મોતીની માળા બક્ષીસ કીધી. બીજા દરબારીઓના મનમાં આવ્યું કે બાદશાહને કઢી ઉપર વિશેષ પ્રીતિ છે, અને એથીજ બીરબલે કઢી શબ્દ બોલતાંજ બાદશાહે તેને મોતીની માળા ભેટ કીધી છે, માટે જો આપણે પણ કઢી તૈયાર કરી લાવીશું તો કાંઇ ઇનામ મળશે.

બધાના મનમાં તે વિચાર થયો, અને બીજે દિવસે ઉત્તમ છાસની કઢી બનાવી ગાગરમાં ભરીને તે માણુસ પાસે ઉપડાવી તેઓ બાદશાહની વાડીમાં લઇ આવ્યા. દરવાજા ઉપરથી મજુરોને પાછા વાળી સૌ સૌએ પોતાની ગાગર પોતાને માથે ઉપાડી. બાદશાહ જ્યાં ફરતો હતો ત્યાં આવી બધા ભેગા થયા. બાદશાહ આ મામલો જોઇ આશ્ચર્ય પામ્યો. બાદશાહે તેમને સવાલ કીધો કે, આ શું ટીખલ ઉભું કીધું છે? બધાએ જવાબ દીધો કે ખુદાવિંદકે બાસ્તે કઢી બનાકે લાયા હૈ. બાદશાહને આ સાંભળતાંજ ચીઢ ચઢી, અને સિપાઇઓને હુકમ કીધો કે 'જીસકા હાથમે કઢી હોય ઉસ્કા પાંઉમે બેડી ડાલો.' એ વાત તો તદન જુદીજ છે. બાદશાહને આ પ્રમાણે ગુસ્સે થઇ બોલતાં સાંભળી બધા ગભરાઇ ગયા અને બધા કરગરીને બાદશાહની માફી માગવા લાગ્યા. બાદશાહે તેમની મુર્ખાઇ ઉપર હસી તેમને માફી બક્ષી જવા દીધા.

## "ઓર" તો કહે "ફુરરર"–ચકલીઓ અને કબુતરનાં કૌતુક!

બાદશાહે એવો રીવાજ રાખ્યો હતો કે, દરરોજ રાતની વેળાએ મોટા ઓહ્દાના અમલદારોમાંથી એકેકે વારા ફરતી એકેક વાર્તા કહી સંભળાવવી. એક દિવસે બીરબલનો વાર્તા કહેવાનો વારો હતો. તે દિવસે બાદશાહે મનમાં મીંડુ વાળ્યું હતું કે આજે બીરબલને ખુબ ચીડવવો. બીરબલભાઇ કાંઇ કાચ્ચા ન હતા, તેઓ જ્યારે સમજ્યા કે બાદશાહે પોતાના મનમાં મને જ્યારે ચીડવવાનો સંકેત રાખ્યો છે ત્યારે તો તેને માથેના થવું. બીરબલે વાર્તા કહેવા માંડી. પાંચ પચીશ શબ્દ બોલે કે બાદશાહ "ઓર" કરીને માત્ર એજ અક્ષર બોલે. એમ કરતાં પણ એક વાત તો પુરી થઇ, અને તેને ખાસ્સો એક કલાક થયો. હવે બીરબલ કંટાળ્યો, છતાં બાદશાહે તેની દરકાર નહી કરતાં બોલ્યો કે, 'બીરબલ એક લંબી વાત ચલને દે.' બીરબલે વિચાર્યું કે બાદશાહની દાહડી હાલે છે અને "ઓર" શબ્દો બોલી મુંગો બેસે છે તેથી કાંઈ એવી યુક્તિ કરૂં કે બાદશાહ પોતે કંટાળી જાય. એમ વિચારી એક વાર્તા કહેવાની શરૂ કરી. તે બોલ્યો કે, જનાબ એક વખતે એક ખેડુતે

અનાજ ભરવાની એક કોઠી બનાવી હતી, તેમાં પવન પણ પેસી નહી શકે તેવો બંદોબસ્ત રાખ્યો હતો. પાક તૈયાર થયા પછી ખેડુતે તે કોઠી અનાજથી ભરી અને છાણુ માટીથી તેનું મોઢું બંધ કરી દીધું. છતાં દૈવયોગે તેમાં એક કાણું રહી ગયું, આ કાણા વાટે એક ચકલી અંદર દાખલ થઇ. ચકલી પોતાનો માળો ખાલી થયો સમજી અંદર દાખલ થઇ, પણ અંદર તો ટોકબંધ અનાજ ભરેલો હતો, તેથી બહુ ખુશી થઇ અને થોડી વારમાં લાખો નહી પણ કરોડો ચકલી અંદર પેસી ગઇ. થોડી વારે એક ચકલી અનાજ લઇને બાહાર નીકળી ફુફુર્રર કરીને ઉડી ગઇ. પછી થોડી વારે બીજી ફુર્રર કરતી ઉડી ગઇ. થોડી વારે ત્રીજી નીકળીને ફુર્રર કરીને ઉડી ગઇ. બીરબલે એમ 'એક ચકલી બાહેર નીકળી ફુર્રર કરીને ઉડી ગઇ' એમ પચાસેક વખત કહ્યું, અને બાદશાહે 'ઔર ઓર' એમ બોલ્યા કીધું. છતાં બીરબલે તો ફુર્રર કરીને ઉડી ગઇ એમ બોલ્યાજ કીધું એટલે બાદશાહે કંટાળીને પુછ્યું, 'અબે બીરબલ એ સબ ફુર્ર ફુર્ર કબ પુરા હોયગા?" બીરબલે જવાબ આપ્યો, 'ખુદાવિંદ જબ લાખો યા કરોડો ચલ્યાં ખલાસ હો જાયગા તબ પીછે આગુ બાત ચલેગી.' બાદશાહે હસીને કહ્યું, 'જબી તો એ બાતબી બરસો કા બરસભર ચલેગી, એ અબી રેહને દે,' એમ કહીને વાત બંધ કરાવી; અંતે 'જબ તો ખુદાવિંદકી જયસી મરજી' એમ કહી વાત બંધ કરી.

બાદશાહે વળી એક દિવસે બીરબલને કંટાળો આપવા માંડયો. તે બોલ્યો, "અયે બીરબલ કલરોજ તું ખેતમે ગયા થા, ઓર વ્હાં જો તુમને કૌતુક દેખાથા ઓ અબ કહે દે." બીરબલે ઉત્તર દીધો. ખુદાવિંદ હમને કુછ બડા કૌતુક નહી દેખા; લેકીન એ સબ લોક ઐસા કહેતે હૈ. જો મેને કૌતુક દેખા હે ઓ તુમકું કહેતા હું; સુનો વો ખેતમે એક કુવા થા, કુવેમેં કીતનેક કબુતર આગયે થે, સો વો ખેડુતને ઉસ્કેપર એક ચદર ડાલીથી, પીછે ખેડુતને ચદર ઉઠાઇ ઓર એક કબુતર ઉડ ગયા, બીરબલ બે બોલ બોલે ને બાદશાહ ઔર ઔર બોલે, બીરબલે પણ 'એક કબુતર ઉડી ગયું' એમ કહ્યાજ કર્યું. આખરે બાદશાહ કંટાળ્યો અને ગુસ્સે થઈ બોલ્યો, 'અયે

બીરબલ એક કબુતર ઉડ ગયા એ કબ પુરા હોયગા ?" ખુદાવિંદ, જબ 'ઓર' પુરા હોયગા તબ હમારા કબુતર બી પુરા હોયગા. બાદશાહ બીરબલના આ જવાબથી ચુપ થઇ ગયો. એટલે કબુતર પણ ખલાસ ને ઓર પણ ખલાસ.

## બીરબલનું રીસામણ કેમ મનાયું?—બીરબલની કસોટી.

એક દિવસે બાદશાહ અને બીરબલ વાતોના તડાકા મારતા ઓહોણી ઉપર આવી ગયા, અને બાદશાહ ઉતાવળમાં મોહમાંથી બીરબલને જે ગમે તે શબ્દો બોલ્યો. તે સાંભળીને બીરબલને જબરી રીસ ચઢી તેથી રીસાઇને બીજે ગામ જતો રહ્યો. દિલ્હીથી બે દિવસના રસ્તા ઉપર આવેલા એક ગામડામાં ગુપ્તપણે પડી રહ્યો. ગામનો પટેલ ભગવતસીંહ નામે હતો, તેને ત્યાં તે પથારો નાંખીને પડયો હતો. બીરબલના ગયા પછી બાદશાહે રાણીને રાજી કરવાને રાણીના ભાઇને બીરબલની જગા ઉપર નેમ્યો. હજુ તો તેમને આવ્યા ને દશબાર દિવસ થયા તેટલાં તો શેહેરમાં ભારે અંધાધુંધી ચાલવા લાગી; ચોમેર ફરિયાદો ઉભી થવા લાગી. દિવાનમાં કેટલી શકતી અને હુશિયારી છે તેની પરિક્ષા કરવાનો બાદશાહે નિશ્ચય કર્યો. એક દિવસે બાદશાહ છડી સ્વારી સાથે શેહેરબાહાર પ્રીસ્તી દરવાહે ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં ધુળમાં હાથીનો પગ પડયો હતો, અને તેની નીશાની બરાબર દેખાતી હતી તે જોઇને બાદશાહે નવા દિવાનજીને હોકમ કીધો કે 'આ હાથીનાં પગલાંની તારે જાતે ત્રણ દિવસ સુધી રક્ષા કરવી.' સ્વારી તો દરબારમાં પોહોંચી પણ દિવાન સાહેબ પગલાની રક્ષા કરવાને ત્યાંજ ખુંટો જમાવી પડયા. એક દિવસ ગયો, બીજો ગયો અને ત્રીજો પણ ગયો, ને બાપડા દિવાનજી તો ત્રણ દિવસ ભુખ્યા તરસ્યા ત્યાં પડયા રહ્યા. ચોથે દિવસે સવારના પોહોરમાંજ બાદશાહ આગળ હાજર થયા અને પગલાની રક્ષા કેમ કીધી તે બાદશાહને કહી સંભળાવ્યું. બાદશાહ તો તેની વાત સાંભળી, તેની અક્કલ પામી ગયો અને તેને રૂખસદ આપી હવેજ બાદશાહને બીરબલ વગર વસમું લાગવા માંડયું એટલે તેણે તેને શોધવાની યુક્તિ કરવા માંડી. તેણે પોતાના તાબાના ગામોમાં જુનો

હોકમ પાછો કહાડયો કે દિલ્હી સરકારના રાજકુવાના લગન છે માટે સૌ ગામના વડાએ પોતાને ત્યાંના ભરચક કુવા લઇને લગનમાં આવવું. બધાં ગામમાં આ હોકમ ગયો તેજ પ્રમાણે જે ગામમાં બીરબલ હતો તે ગામમાં પણ ગયો. આ નવાઇ જેવો હોકમ સાંભળીને બધા અજાયબીમાં ગરકાવ થયા. બીરબલ જે ગામમાં હતો ત્યાંનો પટેલ પણ વિચારમાં પડયો. બીરબલને કાને આ વાત આવતાંજ તે પામી ગયો કે બાદશાહે મારી શોધ માટે આ યુક્તિ રચી છે. તેણે બધા વિચારમાં પડેલાઓને હીમત આપી કે એની ચિન્તા કરવી નહી, અને હું તદબીર બતાઉં તે પ્રમાણે તમે કરો. તમો ગામના બધા મોટા લોકો દિલ્હીની સીમ ઉપર જઇને ઉતરો અને ત્યાં જઇ બાદશાહને કહેણુ મોકલો કે હમે હમારા કુવા લઇને તમારા ગામની સીમ ઉપર આવ્યા છીએ, માટે તમારા કુવાને અમારી સામા મોકલો એટલે હમારા કુવા આવશે. એમાંથી થશે એમ કે બાદશાહ કુવો લઇને આવી શકનાર નથી અને તમને માન અકરામથી રજા આપશે. બીરબલનો આ તોડ બધાંને ઠીક લાગ્યો અને તેઓ એક દિવસ ઠરાવી દિલ્લીના સીમાડાએ ચાલ્યા. ત્યાં ગયા પછી પટેલ પોતે બાદશાહ હજુર હાજર થયો અને બીરબલના શીખવ્યા મુજબ કહાવ્યું. બાદશાહ સમજી ગયો કે જ્યાં છે ત્યાં બીરબલ, આ પટેલીયાના ગામમાંજ છે, એટલે તે પટેલને તેડીને પુછયું કે આ જુક્તિ તમોને કોણે શીખાડી? પટેલે બધી વાત કહી અને જણાવ્યું કે તે માણસને પણ અહીં અમે જોડે આણ્યો છે. બાદશાહે તો તેને લેવાને છડી સ્વારી સામી મોકલી. એટલે બીરબલજી બાદશાહની હજુરમાં આવી કુર્નસ બજાવી ઉભા. પછી બાદશાહે પેલા પટેલ વગેરેને ઇનામ આપી રજા આપી. બીરબલને દિવાનની પદ્વી આપી અને તેણે રાજકાજમાં ચિત લગાડી થોડાક દિવસમાં તો એવો બંદોબસ્ત કરી દીધો કે પાછી સર્વત્ર શાંતિ ફેલાઇ રહી. એક દિવસે બાદશાહની સ્વારી શેહેર બાહાર ગઈ હતી ત્યાંથી પાછા ફરતી વેળા બાદશાહે હાથીના પગનું ચિન્હ ધૂળમાં પડેલું દીઠું. આ જોઇને બાદશાહને આગલી વાત યાદ આવી, અને બીરબલને હોકમ કીધો કે આ પગલાનું તારે રક્ષણ કરવું. બીરબલે કહ્યું, 'બહુ સારૂં.' એમ કહીને તે ત્યાંજ બેઠો. સ્વારી ચાલી ગયા

પછી પોતાના માણુસોને બીરબલે હોકમ કીધો કે હાથીના પગલાની જગાએ લોઢાનો ખુંટો રોપો. માણુસોએ તે પ્રમાણે કીધું. પછી બીરબલે બસો હાથ લાંબું દોરડું લઇને તે ખુંટાને બાંધ્યો અને તે જગા ઉપર આવેલા ઘરધણીઓને હોકમ કીધો કે બાદશાહના હોકમથી હાથીના પગનું રક્ષણ કરવું છે તેથી તમારાં ઘર ભાગી નાખવાં પડશે, માટે તેનો શો ઉત્તર આપો છો? ઘરધણીઓએ ઘણા કાલાવાલા કરવા માંડયા, પણ બીરબલજી તો સમજેજ નહી. આખરે કોઇએ પાંચસો, કોઇએ હજાર રૂપિયા બીરબલને આપ્યા. થોડીવારમાં એક લાખ રૂપિયાની રકમ ભેગી થઈ. એટલે બીરબલે ઘરધણીઓને કહ્યું કે હાલ તો જાવો, હું બાદશાહને સમજાવી, હોકમ ફેરવાવીશ. એમ કહી ખુંટો કઢાવી નાખી રૂપિયા ખજાનામાં ભરી, ખજાનચીના હાથની પાવતી લઇ બીરબલ સાંજે દરબારમાં આવ્યો. તેને જોતાંજ બાદશાહે પુછયું, બીરબલ, હાથીના પગલાંનું રક્ષણ કીધું? બીરબલે જવાબના બદલામાં પહેલી પોહોંચ આપી. બાદશાહે અચરત થઇને પુછયું, બીરબલ એ શું છે? બીરબલ બોલ્યો, ખુદાવિંદ, હાથીના પગલાનું રક્ષણ કીધું તેના આ આવ્યા. બીજા દરબારીઓ વગેરે બધા અજાયબ થયા. પછી બાદશાહે પોતાના સાલાને બોલાવી મંગાવી કહ્યું, તને હાથીના પગનું રક્ષણ કરવાનું કહયું અને તું ત્રણ દિવસ ભૂખ્યો, તરસ્યો પડી રહ્યો તે છતાં કાંઇ પ્રાપ્તિ નહી થઇ, અને બીરબલે ફકત એકજ દિવસ રક્ષણ કીધું તેમાં લાખ રૂપિયા મેળવ્યા. તારા જેવી મંદ બુદ્ધિનો માણસ શું અમલ ચલાવી શકે? દિવાન સામો નીચું જોઈ ચાલતો થયો અને બીરબલને બાદશાહે ઈનામ આપ્યું. અક્કલ કોઇના બાપની છે!

## ફકીરનો 'સબજો'–બ્રાહ્મણના 'ચોખા-રાખ!'

એક દિવસે બીરબલબાઇ દરબારમાં હાજર થયા ન હતા. તેટલાં એક ફકીરે આવી બાદશાહને સબજાનો પાલો ભેટ કર્યો. તેની પાછળ બંગાલાના એક બ્રાહ્મણે આવી, ચોખા ને રાખ (ભસ્મ) ભેટ ધરી. બને જણુ બાદશાહ તરફની ભેટની આશાએ ઉભા હતા. બ્રાહ્મણની ચીજો તરફ જોઇ બાદશાહે

દરબારી મીરજાંને સવાલ કીધો કે એ શું છે? મીરજાંએ ઉત્તર દીધો કે ખુદાવિંદ ચાવલ ઓર ખાક (રાખ) હયે. બાદશાહે તેનો ઊંધો અર્થ લીધો કે આ બ્રાહ્મણીઓ મારી ગાદી ખાક થઈ જાય એવા વિચારથી આ રાખ લઇ આવ્યો છે, માટે તેને ધક્કા મરાવી બહાર કહાડાવ્યો. પછી ફકીરની ચીજો તરફ જોઇ પુછયું કે એ શું છે? મીરજાં બોલ્યો, જનાબ એ તો સબજો લાવ્યો છે. સબજો જેવી પ્રિય વસ્તુનું નામ સાંભળી બાદશાહે ફકીરને સો રૂપિયાનું ઇનામ આપ્યું. એટલામાં બીરબલનું કચેરીમાં આવવાનું થયું તેને બ્રાહ્મણ સામો મલ્યો, એટલે બ્રાહ્મણે દરબારમાં બનેલી વાત કહી સંભળાવી. બીરબલ તેને એક બાજુ ઉભો રાખી કચેરીમાં ગયો ત્યાં તેને ફકીરને મળેલાં ઇનામની વાત ખબર પડી. એટલે બીરબલે બાદશાહ આગળ હાજર થઈ, તેને કહેવા માંડયું કે 'બંગાળ દેશના બ્રાહ્મણને તમે અપમાન આપ્યું તે સારૂં નહી કીધું. તેણે તમારી ગાદી અમર તપો એવા આશિર્વાદ સાથે મહાપ્રતાપિ મહાકાળી માતાનો પ્રસાદ આપ્યો તેને આપે ધક્કા મરાવીને બાહાર કહાડયો તેથી આપની કીર્તિને ઝાંખ લાગશે. જેણે આપનું નુકશાન થાય એવાં અર્થવાળી જણસ આપને નજર કરી તેને આપે બક્ષેસ આપી, એ મોટી અજાયબીની વાત છે.' બીરબલનું આવું બોલવું સાંભળી બાદશાહ બોલ્યો બ્રાહ્મણે ચોખા અને રાખ આપી તેનો અર્થ એવો થયો કે મારી રાખ થઇ જાય, અને તેટલા માટે તેને ધક્કા મરાવી કાઢી મુકાવ્યો. ફકીરે મારી પ્રિય વસ્તુ સબજો આપી તેથી મેં તેને ઇનામ આપ્યું. મેં તો તેજ વખતે પુરતો વિચાર કીધો હતો. બીરબલે કહ્યું, ખુદાવિંદ આપે એ અર્થ ઉંધો કર્યો. બંગાળનો મહાવિદ્વાન બ્રાહ્મણ કોઇપણ દિવસે આપનું બુરૂં ચાહે નહીં. બ્રાહ્મણે 'ચોખા' અને 'રાખ' આપી તેનું કારણ એટલુંજ કે ખુદાવિંદની ગાદી અમર રહો. 'ચોખા-રાખ'-એટલે-'કલંક વગરના' રહો. મહાકાળી ભવાનીની સ્તુતિ તેણે કરીને કહ્યું કે બાદશાહની ગાદીનું સારી રીતે રક્ષણ કરો. ફકીરે સબજાનો પાલો આપ્યો તેનો અર્થ એટલો કે 'સબજા' એટલે 'સર્વ જાઓ'-વિનાશ થાવો, છતાં આપે તેને ઇનામ આપ્યું, માટે એઉ વાત બરાબર નહીં થઇ. આપ આપના દિલમાં વિચારી જુઓ. બાદશાહના

મનમાં આવ્યું કે બેઉ વાત છે સાચી; માટે હવે બ્રાહ્મણને ઇનામ આપવું જોઇએ. એમ વિચારી બ્રાહ્મણને પાછો બોલાવી મંગાવ્યો અને તેને બસો રૂપિયા આપી ફકીર તથા બ્રાહ્મણને બેઉને વિદાય કર્યા. બાદશાહે બીરબલને કહ્યું, તારૂં કહેવું મારા ધ્યાનમાં બરાબર ઉતર્યું પણ ફકીર જે ચીજ લાવ્યો તે અમારા ધર્મમાં પવિત્ર છે તેથી મેં તેને એકસો રૂપિયા આપ્યા. બીરબલે કહ્યું ખુદાવિંદ, ધર્મ ઉપર આસ્થા રાખવી એ સારી ચીજ છે. એમ મનાવી દરબાર બરખાસ્ત કરી.

## રાંડના માર્યા ફોક ગયા!

એકવાર એક વિદ્વાન માણુસ પૈસા કમાવાને પરદેશ ગયો હતો, તે ત્યાંથી કમાઇ કરીને થોડી મુદતે પાછો ફર્યો. નાણાની હેલી તેના પાસેજ હતી. ઘરે આવતાં રસ્તામાં તેને એક કોચીનો સાહુકાર મળ્યો. તેણે તે બાપડાને લુટીને તેના પાસેનો બોજો કમી કરી દીધો. પેલો વિદ્વાન બાપડો રડતો કકળતો બીરબલ હજુર ફરિયાદ લઇ ગયો. તેણે તે લુટારાને પકડી મંગાવ્યો, પણ તે એવો શું ભોળો હોય કે તે ચોરી માને! તેણે તો સાફ ઇનકાર કીધો કે ફરિયાદી તદ્દન જુઠો છે, અને તે બદલ સોગંદ ઉપર સોગંદ ખાવા લાગ્યો. બીરબલે જોયું કે આ માણુસ સીધી રીતે કબુલ કરવાનો નથી એટલે તેણે જુક્તિ કરી. બંનેને જાણે કાંઈ બન્યુંજ નહોય તેમ કહાડી મુકયા, અને તે પછી એક જાસુસને ફરિયાદીને ત્યાં, અને બીજાને ચોરને ત્યાં છુપી રીતે મોકલ્યા અને તેઓ પોતપોતાના ઘરમાં શું વાત કરે છે તેની ખાત્રી મેળવી લાવવા હોકમ કીધો. પેલો ચોર જેવો પોતાને ઘરે ગયો કે તેની સ્ત્રી તેને ઇંતેજારીથી પુછવા લાગી કે કેમ, કોર્ટમાં ઉગડો કેમ બેઠો? છાતી ઉંચી કરી તે બોલ્યો કે, બંદા કાંઇ કાચા હતા કે, બંદાએ તો સોગંદ ખાઇને ઇન્કાર કીધો કે હું એ વાત કશી જાણતો નથી, અને ફરિયાદી મને ગળે પડે છે. પેલા છુપા જાસુસે આવી ઘરમાં ધણીધણીઆણી વચ્ચે થયલી વાતચીત રાજાને જણાવી જે ઉપરથી તેની ખાતરી થઈ કે તેણે ખરેખરજ ચોરી કરી છે. તેને તુરત પકડી મંગાવ્યો અને માર મારી પેલી ઠેલી તેના પાસે કઢાવી અને ઉપરથી તેને સખત સજા કીધી.

## સમજે તેનું મોત-નહીં સમજે તેની કમબખ્તી-
## 'ઈંદ્ર બડા કે હમ?'

એક દિવસે દરબારમાં બાદશાહ એક ધતિંગ લઇ બેઠો, કે, જે કોઇ દરબારી આવે તેને આવતાં વારજ સવાલ કરે કે 'ઈંદ્ર બડા કે હમ'? બધા દરબારીઓ મુંઝવણમાં પડયા પણ કોઇનાથી તેનો ઉત્તર આપી શકાયો નહીં, કારણ કે ખરો જવાબ આપવાની કોઇની હિમ્મત ચાલી નહીં. બધા એક બીજાનું મોઢું જોયા કરે. અંતે બીરબલ આવ્યો. હજુ તે દરબારમાં ગોઠવાય તેટલાંજ બાદશાહે તેને સવાલ પુછયો કે બીરબલ, જવાબ દે, "ઈંદ્ર બડા કે હમ?" બીરબલે હાથ જોડીને કહ્યું કે ખુદાવિંદ, ઇંદ્રથી આપ મોટા છો. બાદશાહે આ જવાબ સાંભળી અજાયબીથી ખુલાસો પુછયો કે ઇંદ્રથી હું બડો કેમ થયો? શું તારી અક્કલ ગુમાઇ છે? બીરબલે બેશક આ જવાબ ભેદમાં આપ્યો હતો, પણ બાદશાહ તે સમજી શકયો નહી. એટલે બીરબલે સમજાવવા માંડયું કે ખુદાવિંદ, અમારા શાસ્ત્ર પ્રમાણે સૃષ્ટિના કર્તા બ્રહ્માએ આપનું અને ઇંદ્ર દેવતાનું પુતળું બનાવી તૈયાર કર્યું. એમાંથી મોટો કોણ તે તપાસવા માટે એક ત્રાજવું લઇ તેના એકેક પલ્લામાં એકેક જણને બેસાડયા. તેમ કરતાં ઈંદ્રના વજનથી તમારૂં વજન વધી ગયું અને તમારૂં પલ્લું નમી ગયું એટલે ઈંદ્રનું વજન ઓછું થયું; તેથી તેનું પલ્લું ઉંચે ચઢી ગયું. આપવાળું પલ્લું નીચે જમીન ઉપર આવ્યું તેથી આપને પૃથ્વિનું રાજ આપ્યું અને ઈંદ્રવાળું ઉપર ગયું તેથી તેને સ્વર્ગનું રાજ આપ્યું. એ ઉપરથી આપ મોટા છો એમ મેં કહ્યું છે એમાં કાંઇ સંશય કરવા જેવું નથી. બીરબલને આ પ્રમાણે બોલતો સાંભળી બાદશાહ ખુશ ખુશ થઇ ગયા, પણ બીરબલનું ખરૂં માર્મિક કહેવું તો એજ હતું કે ઉંચ સ્થાન ઈંદ્રનું અને સૌથી નીચે તે તમારૂં. બીરબલના બોલવાનો ભવાર્થ બાદશાહ બરાબર સમજ્યો નહીં, પણ એમજ માની લીધું કે પોતે ઇંદ્ર કરતાં મોટો છે, એમ બીરબલે પુરવાર કરી આપ્યું તેથી તેને સાબાશી આપી. "સમજે તેનુ મોત ને નહીં સમજે તેની કમબખ્તી," એમ મનમાં વિચારી બીરબલે ચુપકીદી પકડી.

## માણસની જાત, પેઢીનું નાક, હાથનું મણી, બજારની ખાટ અને નર્કની વાટ-એક ભેદયુક્ત વાત-તેને બીરબલે કેમ ઉકેલી?

બાદશાહ ગમે તેવો પ્રાક્રમી હતો છતાં પોતાનાથી ચઢીયાતા રાજાઓથી લગાર થરથરતો ખરો. લંકામાં મુરસિંહ નામનો રાજા રાજ કરતો હતો. તે બહુ શુરવીર, પ્રાક્રમી અને અકલવાન પણ હતો. તે એક વેળા પરવાડતો પડયો એટલે દિલ્લીના બાદશાહની અકલની પરીક્ષા કરવાનો ઠરાવ કર્યો. એવો ઠરાવ કરી તેણે દિલ્લીના બાદશાહ ઉપર પત્ર લખ્યો કે "માણસની જાત, પેઢીનું નાક, હાથનું મણી, બજારની ખાટ અને નરકની વાટ." એ જીણસો ચાર મહીનાની અંદર મોકલી આપો, ને નહીં બને તો લડાઇ કરવાને તૈયાર થઇ જાઓ. આ પત્ર લઇ લંકાના અનુચરો, ઘણે વખતે દિલ્લીમાં આવી પહોંચ્યા. બાદશાહને પોતાના રાજા તરફનો પત્ર આપ્યો. બાદશાહે તે વાંચી વીચાર્યું કે આ હીકમત અકલની પરીક્ષા કરવાની છે. તેણે પોતાના દરબારીઓને હોકમ કીધો કે એક મહીનાની અંદર એ પાંચે જણુસો મેળવી આપવી. જો તમે નહીં મેળવશો તો ફાંસીને લાકડે લટકાવ્યામાં આવશે. દરબારીઓ તો આ હોકમ સાંભળી ભયભીત થઇ ગયા. તેઓએ ગામોગામ અને શેહેરોશેહેર શોધ ચલાવી પણ કેડેથી મળી શકી નહીં. શું આ જીણસો તે કાંઇ જમીનમાં પાકતી હશે? ઝાડે થતી હશે કે દુકાનદાર, વેપારીને ત્યાં વેચાતી હશે? નથી કોઈ વણકર કે તે વણાટ કરી શકે, ન કોઇ ઘડનાર કે તે ઘડી શકે? કોઇની અક્કલ ચાલી શકી નહીં. બધા દરબારીઓ બીરબલને શરણે ગયા, અને તેના હજુર કોટીબંધ નાણું ઠાળવી, માંગણી કરી કે આ જણુસો ગમે તેમ મેળવી આપવી. બીરબલને તેમની દયા આવી. અને તેણે પોતાથી બનતું કરવાનું વચન આપી બધાને ધીરજ આપી. પછી એક દિવસે બાદશાહ હજુર રજુ થઇ એ બાબતનો ખુલાસો કીધો અને કહ્યું કે ખુદાવિંદ, એ ચીજો અહીં મળશે નહીં પણ મુજ સેવકને ખુદ લંકામાં જવું પડશે, માટે મને લંકા જવાની રજા આપો. બાદશાહે તે સાંભળી લઇ તેને રજા આપી અને સાથે પુષ્કળ દ્રવ્ય તથા માણુસો વગેરે આપી તેને વિદાય કીધો. તેની સાથે તેને મોહોર છાપ સાથનો એક પત્ર પણ આપ્યો, કે "આ માણુસ તમે મંગા-

વેલી ચીજો લઇ આવ્યો છે તે તપાસી લઇ, ભર્યોપુર્યો પાછો વિદાય કરી દેજો.” બીરબલરાજ ઘણે લાંબે વખતે લંકા જઇ પહોંચ્યા. ત્યાં જઇ એક મેહેલ ભાડે રાખી રહ્યો. એક મહીના સુધી તો પુર ભપકામાં શહેરમાં ફરી-હરી ત્યાંના રીતરીવાજો વગેરેની માહીતી મેળવી લીધી. એટલો ઠાઠ રાખતો કે લોકો તેને જોઇને અંજાઇ જતા અને જે કોઇ પુછે તેને કહેતો કે હું તો કાશ્મીરના રાજાનો દિવાન છું. ત્યાંના અમીર ઉમરાવો અને સરદારો વગેરેને મેજબાનીઓ આપવા લાગ્યો. ગામના ઘણાક મોટા મોટા માણસો જોડે તેણે મિત્રાચારી બાંધી. એ પ્રમાણે બીજો એક મહીનો ખલ્લાસ થવા આવ્યો. હવે પેલા કામની તજવીજ કરવા માંડી. એક દિવસે તદ્દન સાદામાદા પોશાકમાં સાથે ત્રણ ચાર સિપાઇઓ લઇ તે ગામના દયારામ નામના એક સાહુકારને ત્યાં ગયો. દયારામભાઈની ગામમાં આંટ બહુ સારી હતી અને નામચીન કહેવાતો હતો. બીરબલને જોઇને તેને દયારામે તેની આગતા સ્વાગતા કરી વિવેકથી પેઢી ઉપર સારાં આસન આપી બીરાજમાન કીધો. વાતચીત થયા પછી દયારામે તેને આવવાનું કારણ પૂછ્યું. બીરબલે ઠાવકું મોહો રાખી ઉત્તર આપ્યો, શેઠજી હું કાશ્મીરના રાજાનો દિવાન છું. અમારા રાજા પોતાની કન્યાનો વિવાહ તમારા રાજાના દિકરા જોડે કરવા ઇચ્છે છે. મહારાજા સાહેબ, દાએજાની રકમ અગાઉથી માંગે છે. તેમાં થોડાઘણા અમારી પાસે છે, બાકીના વાસ્તે હુંડી મંગાવી છે તે ચાર પાંચ દિવસમાં આવી પહોંચશે. રાજા સાહેબ પહેરામણી હમણાંજ માંગે છે, તે રકમ આજેજ ભરવી જોઇએ. જો ન ભર્યે તો અમારૂં કારજ બગડી જાય છે, માટે તમારા તરફથી દશ હજાર રૂપિયા મલશે એવી આશા છે; આઠ દિવસે તમારી રકમ વ્યાજ સુધાં પાછી ચુકવી આપીશ. બીરબલનું આ પ્રમાણે બોલવું સાંભળી તેણે તે કબુલ રાખ્યું અને ચોપડામાં બીરબલને નામે દશ હજાર રૂપિયા લખી સેંકડે ચાર આનાનું વ્યાજ ઠરાવી રૂપિયા રોકડા ઠોકબંધ ગણી આપ્યા. તે લઇને બીરબલ પોતાને ઉતારે આવ્યો.

લંકામાં થોડાજ વખતથી વધી ગયલો એક બીજો દ્રવ્યવાન સાહુકાર

રહેતો હતો. દ્રવ્યના મદથી તે છકીને મદોન્મત થઈ રહેલો હતો. બીરબલ એક દિવસે તેને ત્યાં ખુબ ભપકાદાર પોશાક પહેરી શરીર ઉપર ચાર પાંચ હજારનું જરીયાન લટકાવી ચાર સિપાઇ આગળ, ચાર પાછળ એમ ડોળ કરીને તે સાહુકારની પેઢીએ આવ્યો. શેઠ પેઢીએ બેઠા હતા. બીરબલ તેની સામો આવી ઉભો, એટલે કેટલીકવાર તો શેઠે તેને જોયાજ કીધું. બેસવાનું પણ તેને કહ્યું નહીં. ઘણીકવારે શેઠે બીરબલની સામે નજર કીધી. બીરબલે વાંકાવળી નમસ્કાર કર્યા, પણ શેઠ તો એવા ઘમંડી કે માત્ર પાંછેરીઓ હલાવી પાછા જાણે પોતાના કામમાં ગુટાઈ ગયા. બીરબલથી નહીંજ થોભાયું એટલે શેઠજીને તેણેજ બોલાવવા માંડયા. પણ શેઠે તો કરડાકીમાંજ ઉત્તર દીધો કે જરા થોભો, હજુ જરા કામ છે તે કરી લઉં. થોડીવાર પછી પાછો બીરબલ શેઠજી આગળ હાથ જોડી ઉભો, એટલે શેઠે કહ્યું બોલો શું કહો છો? બીરબલે જેમ દયારામ આગળ વાત કરેલી તેમ તેમના આગળ પણ કીધી. શેઠે તો મોંઢું મચકોર્યું અને બોલ્યો તમોને અને અમોને કશો પરિચય નહી ને દશ હજાર રૂપિયા માંગવા આવ્યા એ તે શું કહેવાય? બીરબલે કાલાવાલા કરી કહ્યું, શેઠજી પંદર દિવસનું કામ છે માટે એટલી કૃપા અવશ્ય થવી જોઇએ, જોઇએ તો વ્યાજના પાંચ દશ હજાર રૂપિયા વધારે લ્યો. શેઠ જરા પીગળ્યા. તેમણે જોયું કે બીલ્લુ તો સદ્ધર લાગે છે, આંગપર પાંચ સાત હજારના દાગીના છે, રહેવાનો મહેલ છે, વળી આપણા રાજાને કામે આવેલો છે, કામ પણ દશ પંદર દિવસનું છે, વ્યાજ સારૂં મલશે, માટે સારો ફાયદો થશે, એટલે પીગળી ગયા, અને બોલ્યા કે હું તમને રૂપિયા આપીશ. પણ વ્યાજ આગળથી કાપી લઈશ અને તમારી સાક્ષી લખી આપી ઉપર તમારી મોહોર કરી આપવી પડશે. બીરબલે બધું કબુલ કીધું અને રૂપિયા લીધા, વ્યાજ વગેરે કાપી લેતાં સાડાબાર હજાર રૂપિયા થયા અને દશ હજાર પુરાની ચીઠી લખાવી લાધી. બીરબલે તેને મોટા શેઠ. મોટા શેઠ કહીને ચઢાવ્યો એટલે ફુલણજી બની ફુલી ગયા.

એજ ગામમાં રૂપવંતી નામની એક ગુણકા રહેતી હતી જે જાતે એકવચની હતી. જેની સાથે એકવાર કબુલાત કરતી તેનાથી કોઇ ગમે

તેટલું વધારે આપવા કબુલ કરે તો પણ તે ફરતી નહતી. બીરબલે તેને ત્યાં જવાનો સંકેત કર્યો. પોતાના માણુસ પાસે પચાસ રૂપિયા મોકલી આપી કહી મોકલ્યું કે આજની રાતે હું તારે ત્યાં આવીશ. રૂપવંતીએ તે રૂપિયા લઇ માણુસ પાસે કહેવડાવ્યું કે આજની રાત હું તમારીજ છું, જોઇએ ત્યારે પધારજો. આ પ્રમાણે કહેવાડી ગુણુકાએ તેને વાસ્તે તૈયારી કરવા માંડી. રાતે આવનારો જાણે પોતાનો પતિ હોય તે મીસાલજ તેના જોડે વર્તવા ગોઠવણુ કીધી. તેને ખાવાને માટે ફળ મેવો વગેરે મંગાવી રાખ્યો, સોકટા, ચોપટબાજી વગેરે તૈયાર કરી મુકયું, અને એક સ્ત્રી જેમ પોતાના પતિની આવવાની રાહ જોતી હોય તેમ રાહ જોતી બેઠી. નવ—દશ અગી-યાર વાગા પણુ બીરબલ આવ્યો નહી. રૂપવંતીની આંખોમાં જરા ઉંઘના ઝોકાં આવવા લાગ્યાં, એટલે પલંગ ઉપર નહી સુતાં જમીન ઉપરજ સુતી. બરોબર બાર વાગે બીરબલ આવ્યો અને ગરબડ મચાવી. તુરત રૂપસુંદરી ઉઠી ઉભી થઈ. બીરબલને વિવેકથી અંદર દાખલ કીધો. પણુ બીરબલે તો જલદી દરવાજો નહી ઉઘાડતા તેને દરવાજા ઉપર ધક્કા ખવાડયા એમ બોલી ખુબ ધમકાવી, એટલુંજ નહી પણુ ચાબુક લઇ પાંચ પંદર સપાટા પણુ લગાવ્યા. રૂપવંતી જો કે પોતાનો કશો કસુર ન હતો છતાં મુગે મોઢે તે સહન કરી જાણે પોતાનો ખરોજ કસુર થયો હોય તેમ મુગે મોઢે ઉભી રહી; એક ખોટો સખુન પણુ કહાડયો નહી. એમ એક સ્ત્રી જેમ પોતાના પતિની સાથે ચાલે તેમ તેની સાથે વર્તિ. આખી રાત ત્યાં રહી બીરબલ સવારના પોહોરમાં તેને ત્યાંથી જતો રહ્યો.

ચારેક દિવસે બીરબલ જાણીબુઝીને, 'દુષ્ટ બુદ્ધિ' નામની એક વેશિ-યાના દરવાજા ઉપરથી પસાર થયો. વેશિયાની નજર તેના ઉપર પડી. અને તેણે તેને બનીઠનીને જતો જોઇ બોલાવીને લુટવાનો મનસુબો કીધો. ગુણી-કાએ તેને આંખોની ઇસારતથી બોલાવ્યો. ચાકરને ઘોડો સોંપી બીરબલ ઘરમાં ગયો અને પૂછ્યું કે તમારે ત્યાં એક માણુસ આખી રાત ગુજારે તેની પાસે શું પૈસા લ્યો છો? વેશિયાએ વિચાર્યું કે આ બાપડો કોઈ અજાણ્યો છે, કશી ગતાગમ્ય નથી ને આંગ ઉપર ખાસ્સા બેચાર હજારના

દાગીના છે, તે કાંઇ જુક્તિથી પડાંવી લેવાની ઠીક તક છે. તેમ વિચારી તે બોલી શેઠજી એક રાતના પાંચ રૂપિયા લેવાનો મારો ધારો છે, પછી તો આપ સમર્થ છો, જે કાંઇ આપશો તે સ્વીકારીશ. આટલું કહી તેને પાનપટી આપી. બીરબલે તેને દશ રૂપિયા આપ્યા અને રાત્રે આવવાની કબુલાત આપી ચાલતો થયો. રાત પડી. એટલે કપડાં ઘરેણાં પેહરીને વેશિયાને ત્યાં ગયો અને સાથે કોઇપણ માણસને નહી લીધો. ગુણકાને ત્યાં જઇને જુએ છે તો દરવાજો બંધ દીઠો, એટલે પોતે બાહાર બેઠો તે નીચ ગુણકાએ બીજા બે ચાર જણાઓને ઘરમાં ઘાલેલા હતા તેમના સાથે મોજમજાહ કરીને તેમને વિદાય કર્યા. તે પછી ચાર મદદગારોને બોલાવી તૈયાર રાખ્યા કે બીરબલ આવે તેને લુંટવો. પછી તે નીચે આવી અને બીરબલને સ્ત્રી ચરિત્ર કરી ઉપર તેડી ગઇ. તે કહેવા લાગી કે શેઠજી નીચે શું કામ બેસી રહ્યા? બીરબલ બોલ્યો, તમોને હાંક મારી પણ તમે સાદ નહી આપ્યો તેથી હું બેસી રહયો. વેશિયાએ કહ્યું, મને જરા ઊંઘ આવી ગઇ હતી તેથી માફ કરશો. એમ કહી ચરિત્ર કરીને બીરબલને ત્યાં બેસાડી, પોતાના સાથીઓને અંદર બોલાવ્યા. તેમણે તેને પકડી નાગો કીધો અને બધાં ઘરેણા લેઇ ગુણકાને સ્વાધીન કીધા. ગુણકાએ તે લઇ પેટીમાં પેક કરી દીધાં અને પછી બાહાર રસ્તા ઉપર દોડી બુમાબુમ કરી મુકી કે, ઘરમાં ચોર ચોરી કરવા આવ્યા છે તે મને માર મારે છે માટે કોઇ આવીને બચાવો. તેનો આ પોકર સાંભળી શીપાઇઓ દોડી આવ્યા અને ઘરમાંથી બીરબલને પકડી બાંધીને ચાવડી ઉપર લઈ ગયા. સવારે કોટવાલે રાજાને રિપોર્ટ કીધો કે રાતે એક ચોરને પકડયો છે તેને સજા ફરમાવો. રાજાએ તેના અપરાધની તપાસ નહી કરતાં એકદમ તેને ફાંસીએ ચઢાવવાનો હોકમ કીધો. શીપાઇઓ તો બીરબલને ફાંસી દેવા લઈ ચાલ્યા. પણ બીરબલે તેઓને લાલચ દેખાડી તેમને પેલા, મહાન્મત શેઠને ત્યાં લઈ ગયો. ત્યાં તેણે બધી વાત કરી અને કહ્યું કે શેઠજી વગર તપાસે મને રાજાએ ફાંસીનો હોકમ કીધો છે. માટે બે હજાર રૂપિયા આપી મને છોડાવશો તો તમારા બધા પૈસા તમને મળશે, નહી તો તમારા બધા પૈસા પાણીમાં જશે. બીરબલનું આવું બોલવું સાંભળીને શેઠ સાહેબને

તો ગુસ્સો ચઢયો, અને તરેહવાર ફાટું ફાટું બોલ્યો અને બીજા બે હજાર રૂપિયા આપવા સાફ ના પાડી, તેમ જોઇ બીરબલ ચાલતો થયો. ત્યાંથી તે દયારામ શેઠને ઘરે ગયો. તેમની આગળ બધી વાત કરી બે હજારની મદદ માંગી. અને કહ્યું કે જો આટલી વધુ રકમ આડી પાડશો તો તમારા બધા રૂપિયા તમને મળી જશે, હજુ મારી હુંડી આવી નથી. દયારામ તે ખરેખરજ દયાના રામ હતા એટલે લાંબો વિચાર કરીને રૂપિયા આપવા કબુલ કીધા. જો કે તેમના પાસે રોકડા હતા નહી છતાં સ્ત્રીના દાગીના કઢાવી તેના ઉપર નાણું કઢાવી તે રકમ ગાંઠે બાંધી રાજાની દરબારે ગયો. રાજાને વિનંતી કીધી કે, મહારાજા એક અજાણ્યા માણુસને આપે ફાંસીની સજા ફરમાવી છે પણ તેની પુરી તપાસ થઈ નથી, માટે તે અપરાધી છે કે નીરઅપરાધી તે જાણ્યા વગર મોટી સજા અમલમાં મેલાતી અટકાવો. તેની તપાસ કરો, અને જો તે અપરાધી ઠરશે તો તેનો દંડ હું ભરીશ. રાજાના મનમાં વાત ઉતરી, અને પેલા અજાણ માણુસને (બીરબલ) તેડી લાવવા શીપાઈ દોડાવ્યા. બીરબલ રાજા સામો આવી ઉભો. આવતાં વાર તેણે દિલ્હીના બાદશાહનો મોહોર છાપ સાથનો પત્ર રાજાના હાથમાં મુકયો. રાજાએ તે ફોડીને વાંચ્યો. તેમાં તેણે માંગેલી પાંચે જણુસો સંભાળી લઇ, પોહોંચ આપવા લખ્યું હતું. તે પ્રમાણે વાંચી રાજાએ બીરબલને પુછ્યું કે તે પાંચે જણુસો કયાં છે? બીરબલે કહ્યું કે, પહેલાં ધન લોભી સાહુકારને તથા રૂપસુંદરી ગુણકાને તથા પેલી બનારસી દુષ્ટ બુદ્ધિ વેશ્યા જેણે મારા ઉપર જુઠું તોહમત મુકી મને લુટયો હતો તેમને બોલાવો. રાજાએ તેમને બોલાવવા માણુસ મોકલ્યાં અને દરમ્યાન બીરબલને માન સાથે પોતાની પાસે બેસાડયો. થોડીવારમાં ત્રણે જણુ દરબારમાં આવી પહોંચ્યા. તેમને જોતાંજ બીરબલે બોલવું શરૂ કીધું. મહારાજ તમારી પેહેલી જણુસ–માણુસની જાત તે આ ધન શેઠ છે, એટલે ન કરવાના ઉપાયો કરી લાખો રૂપિયા મેળવ્યા છે અને ધનના મદે કરી આંધળો થયો છે તે, પેહેલી 'જણુસ.' બીજી જણુસ 'પેઠીનું નાક'–તે આ દયારામ સાહુકાર છે; મને એમના સાથે કશા પરિચય ન હતો, છતાં મારા બોલ ઉપર એમણે મને દશ હજાર રૂપિયા કાહાડી આપ્યા; અને વળી જ્યારે મને ચોરીના વાંક માટે પકડયો ત્યારે તે

દશ હજાર ઉપર પાણી ફેરવી મને છોડાવવાને બે હજાર રૂપિયા લઇને કચે-રીમાં આવ્યો છે. પોતાના બાપદાદાની રીત પ્રમાણે આબરૂ દરકારથી વેપાર કરીને પૈસા મેળવનાર 'પેઢીનું નાક' તો એજ પુરૂષ છે. હવે તમારી મંગા-વેલી ત્રીજી જણુસ 'હાથનું મણી' તે આ રૂપસુંદરી ગુણકા છે. તે એક વચની છે. જે પુરૂષને પોતે એક વખત આવવાનું કબુલ કર્યું તો તેનેજ પોતાનો પતિ જાણી તેની આજ્ઞા પ્રમાણે વર્તનારી છે. તેના દાખલામાં જોવું હોય તો જુઓ એના દીલ ઉપર મેં ચાબુકથી ફટકા મારવા છતાં કાંઇ બોલી નથી. ખરેખરા "હાથનું મણી" તે એજ નારી છે! ચોથી જણુસ, "બજારની ખાટ" તે આ નીચ વેશિયા છે. એના ઠરાવ કરતાં મેં એને વધારે રૂપિયા આપ્યા, અને રાત્રે જ્યારે તેને ઘેર ગયો ત્યારે દરવાજો ન ઉઘાડતાં, બે ચાર આશામીઓ પાસેથી દ્રવ્ય લેઇ તેમને રજા આપી પછી મને અંદર લીધો. ને પોતાના મલતીયાઓ પાસે મારાં ઘરેણાં ઉતરાવી લઇ મને ચોર તરીકે પકડાવ્યો અને તેથી મને ફાંસી જવાનો વખત આવ્યો. આ સાંભળતાંજ રાજાને બહુ ક્રોધ ચઢયો, અને તે નીચ વેશિયાને બાંધી મારવાનો હોકમ કીધો. પછી બીરબલ બોલ્યો કે, મહારાજા, આપની જણાવેલી પાંચમી જણુસ 'નરકની વાટ' છે. અપરાધી માણુસને તેની તપાસ ન કરતાં તેને એકદમ સજા કરવી એજ 'નરકની વાટ' છે. તમારી મંગાવેલી જણુસો થઈ રહી. હવે અકબરશાહને જવાબ લખી આપો, બીરબલની આ વાત સાંભળી, રાજદરબાર આશ્ચર્યચકિત થઇ ગઇ. રાજાએ તેને ઉત્તમ પોષાક નજરાણું વગેરે આપી પોતાની પાસે બેસાડયો. દયારામ સાહુકારને તે દિવસથી દરબારમાં બેસવાની રજા આપી અને તેને ઘેર બેઠાં મુસારો બાંધી આપ્યો. પેલી રૂપવતી ગુણકાને સાબાશી આપી તેને પણ મુસારો બાંધી આપ્યો, પણ પેલી નીચ વેશિયાના ઘરબાર લુટી તેના નાક કાન કાપી ગધેડે બેસાડી ગામ બાહાર હાંકી કાહાડી. હવે રહ્યા પેલા ધનલોભી શેઠ. તેમને તેમના રૂપિયા આપી દરબારમાંથી હાંકી કહાડયા અને તે દિવસથી તેને દરબારમાં આવ-વાનો બંધ કીધો. આ થઇ રહ્યા પછી રાજાજીએ અકબર ઉપર જવાબ લખી આપી માન અકરામથી બીરબલને વિદાય કીધો. મંજલ દર મંજલ

ક્રાપતાં બીરબલ દિલ્લી આવી પહોંચ્યો અને લંકાના રાજાનો પત્ર આપી બધી બનેલી વાત કહી સંભળાવી. તે સાંભળી દરબારે વાહ વાહ પોકારી. તે દિવસથી બાદશાહે બીરબલને 'રાજા'ની પદ્વી આપી.

## બીરબલનો દુધભાઈ—ગાયનો વાછરડો!

બાદશાહનો એક દુધભાઈ હતો એટલે મા એક અને બાપ જુદો. એક દિવસે બાદશાહ શીકારે ગયો હતો. ત્યાં થાકી ગયાથી નદી કીનારે આવી બેઠા હતા. બાદશાહ તે વેળા મધપુડામાંથી મધ ખાતો હતો. બાદશાહના દુધભાઇએ બીરબલને પુછ્યું કે 'બાદશાહ શું કરે છે?' બીરબલે જવાબ દીધો—બાદશાહ ગુ(મધ) ખાય છે. બાદશાહના ભાઇને બીરબલનો આ જવાબ સાંભળી ગુસ્સો લાગ્યો, પણ કરે શું? તે લાગલો મોહનો થોબડો ચઢાવી બાદશાહ આગળ આવ્યો અને બનેલી હકીકત કહી. બાદશાહે બીરબલને તેડી મંગાવ્યો અને તેમ કરવાનું કારણ પૂછ્યું. બીરબલે ઠાવકું મોહો રાખી કહ્યું કે ખુદાવિંદ આપ મધ ખાતા હતા તેથી મેં એમ કહ્યું. બાદશાહ સમજ્યો કે બીરબલે ફારશી શબ્દ કહ્યો તે મારો ભાઇ નહી સમજવાથી આ ગોટાળો થયો છે. પછી બીરબલને બાદશાહે પૂછ્યું, બીરબલ તારો કોઈ દુધભાઇ છે કે? બીરબલે કહ્યું, હા, ખુદાવિંદ, મારો પણ એક દુધભાઇ છે. બાદશાહે કહ્યું કે તું તેને દરબારમાં કેમ લાવતો નથી? બીરબલે કહ્યું કે, ખુદાવિંદ તે ઉમ્મરે નાનો છે તેથી હું લાવતો નથી. બાદશાહે તાકીદ કીધી કે કાલે તેને જરૂર દરબારમાં લાવજે. બીરબલે જવાબ આપ્યો, હા, ખુદાવિંદ લાવીશ. બીજે દિવસે બીરબલ પોતાની ગાયના વાછરડાને સારી રીતે શણગારીને દરબારમાં લઇ ચાલ્યો અને બાદશાહ આગળ તેને ઉભો કરીને કહ્યું, ખુદાવિંદ, મારો દુધભાઇ આવ્યો છે. બાદશાહે વાછરડાને જોઇને કહ્યું, બીરબલ આ તારો દુધભાઇ? બીરબલે જવાબ વાળ્યો, હા ખુદાવિંદ એજ મારો દુધભાઇ? જે ગાયનું દુધ હું પીઉં છું તેનુજ દુધ એ પણ પીએ છે અને તેથી એ મારો દુધભાઈ છે. બાદશાહ બીરબલના આ ચાતુર્યથી વિસ્મય પામ્યો અને પછી બીરબલને સરપાવ આપી વાછરડાને ઘરે પહોંચાડવાનો હોકમ કીધો.

## નક્કી એક શેર માંસ!

દિલ્લીમાં શવદાસ નામનો એક મોટો શાહુકાર મોટા પાયા ઉપર લેણુદેણુનો ધંધો ચલાવતો હતો. તેની પેઢી પણ ઘણી પુરાણી અને પંકાયલી હતી. તેની આડત પણ દેશદેશાવરોમાં પુષ્કળ હતી, એક દિવસ એવું બન્યું કે તરત મુદતની કરોડો રૂપિયાની હુંડીઓ તેના ઉપર દેશાવરોથી આવી પડી. તેની પોતાની પણ હુંડીઓ આવવાની હતી. પણ દેશાવરો લંબાણુ હોવાથી વખતસર આવી પહોંચી ન હતી. એટલે એકી વખતે થોકબંધ નાણું આપતાં શવદાસ મુઝાઇ ગયો, અને બધુ પેઢીપરનું તમામ નાણું ગણતાં એમ લાગ્યું કે કમમાં કમ પાંચ લાખ રૂપિયાની તાણુ પડશે. ગામમાં કયાંકથી પણ લાવીને તે રૂપિયા ભરવાનો નિશ્ચય કીધો. એટલે હાથમાં જેટલા હતા તેટલા તો ચુકાવી દેવાનો મુનીમોને હોકમ કરી તે પાંચ લાખ રૂપિયા મેળવવા ગામમાં નીકળ્યો. થોડા થોડા બે પાંચ ઠેકાણે લેવા કરતાં તેણે તે એક ઠેકાણેથી મળે તો ઠીક એમ વિચારી, તે કોની પાસેથી મળશે તેની ખબર કહાડી તો જણાયું કે એક બીજા શાહુકારને ત્યાં તે એકી રકમે મળશે, પણ તે શાહુકાર જાતે હલકી ન્યાતનો મારવાડી હતો, વળી જુઠાંપણું, નિર્દયતા અને લોભીપણાનો તેને લખ હતો. તેને ત્યાં હાથ ઓળવા જતાં શવદાસને ઓછું તો લાગ્યું પણ કરે શું ? ગમે તે ભોગે પોતાની આંટ સાચવવી તો હતી. એમ સમજી શવદાસ તેને ત્યાં પોહોંચી ગયો અને પછી દશ દિવસની મુદતે પાંચ લાખ રૂપિયાની માંગણી કીધી, આ મારવાડી શવદાસ ઉપર મનમાં બળતો હતો, એટલે હવે વેર લેવાને તેણે નિશ્ચય કીધો. શવદાસને કાંઈ છોકરૂં છૈયું ન હતું એટલે જો શવદાસ મરી જાય તો તેની પેઢી બંધ પડે અને પોતાની પેઢી ધીકે એવી તેના મનમાં લેહ લાગી હતી, માટે એને કાંઇ સખત લખતથી બાંધી લઇને એને નાણાં ધીરવાં, એવો વિચાર કીધો. તેના મનમાં એક દુષ્ટ વિચાર સુઝ્યો, અને બોલ્યો. શવદાસ શેઠ, તમે કોઈ દિવસે નહી ને આજે મારે ત્યાં રૂપિયા લેવા આવ્યા તો હું તે મોટી ખુશીથી આપીશ, અને તેનું કશું વ્યાજ લઇશ નહી; પણ દશ દિવસની મુદતે તે રૂપિયા એક શરતે હું આપવા તૈયાર છું. જો દશ દહડામાં રૂપિયા પાછા ન

ફેરવો તો તમારા શરીરનું એક શેર માંસ ગમે તે ભાગમાંથી કાપી લેવું. શવદાસને આ શરત બહુ ભયભરેલી લાગી, છતાં પોતાની દયાનત પાક હતી, અને વળી પેઢીની આંટ સાચવવી હતી, અને તેને પોતાનાં નાણાં થોડા દિવસમાં ફરી વળવાની વક્કી હતી એટલે પરમેશ્વરનું નામ લઇ શવદાસે તે શરત કબુલ કીધી અને તે પ્રમાણે લખત કરી આપી પાંચ લાખ રૂપિયા લઈ શવદાસ પોતાની પેઢીએ ગયો, અને બધા હુંડીવાળાઓને નાણું પગાર કીધાં. બે દહાડા પછી તેની તબીએત બગડી આવી તેથી મારવાડીની મુદત વિષે તેનું ધ્યાન રહ્યું નહી, તેમજ બહારગામથી પોતાનું નાણું પણ ફરી વળ્યું નહી એટલે શવદાસ મુંઝવણમાં પડયો. પેલી તરફ પેલો મારવાડી પણ નાણાનો તકાજો કરવા લાગ્યો. શવદાસે ગામમાંથી પાંચ લાખ ભેગા કરી તે રકમ મારવાડીની દુકાને મોકલી આપી પણ મુદત થઇ જવાથી મારવાડીએ તો રૂપિયા સ્વીકારવા ના પાડી અને ફકત શરત પ્રમાણે એક શેર માંસનીજ ઉઘરાણી કરી. શવદાસ પોતે વળી માંદો પડી ગયાથી સંકટમાં વધારો થયો,

જ્યારે મારવાડીએ જોયું કે શવદાસ આમ તો સમજે તેમ નથી, એટલે કાજીની અદાલતમાં ફરિયાદી માંડી, કાજીએ શવદાસને બોલાવી મંગાવી તેમના વચ્ચે થયલાં લખતની શરત વિષે પુછ્યું અને શવદાસે બાહિમતથી તે વાત કબુલ રાખી, પણ કાકલુદી કીધી કે હું એને જે વ્યાજ માંગે તે સુધ્ધાં એના રૂપિયા આપવા તૈયાર છું, તેમ વળી એક વાર મેં એની દુકાને તે મોકલી પણ આપ્યા હતા, પણ તે એણે લીધા નહી અને માંસનીજ હઠ લે છે, માટે સરકારે પુરતો વિચાર કરી ન્યાય આપવો.

શવદાસનો એકરાર સાંભળી લઇ કાજીજીએ તો કાન ઉપર હાથ મુકયા કે હવે તો સરત પ્રમાણે થવુંજ જોઇએ, હમારાથી બીજી રીતે કામ લેવાય નહી, માટે તમારૂં શેર માંસ આ મારવાડી શેઠ તમારા શરીરના જે ભાગમાંથી પસંદ પડશે ત્યાંથી કાપી લેશે, એવો હમારો હોકમ છે. શવદાસ શેઠ ગભરાયા, અને બાદશાહને અરજી કરવા મેહતલ માંગી, જે તેને આપવામાં આવી.

શવદાસ આ પ્રમાણે ઘરે આવ્યો. બીજે દિવસે તે બાદશાહ હજુર હાજર થયો અને બધી હકીકત સાચેસાચી કહી. જે સાંભળીને બાદશાહ પણ વિસ્મય પામ્યો, વધારે એટલા માટે કે શવદાસ બહુ ચોખવટવાળો, અને પ્રમાણિક હતો અને તેની પેઢી પણ જુની અને સારી આંટવાળી ગણાતી હતી. તેને કોઇપણ યુક્તિથી બચાવી લેવો એવો વિચાર કરી બાદશાહે તે ન્યાય બીરબલને સોંપ્યો.

આ પ્રમાણે વિચાર કરી, બાદશાહે તેને ધીરજ આપી ઘેર મોકલ્યો અને તેડું મોકલે ત્યારે આવજો એમ હોકમ કીધો.

આ સાંભળી શવદાસને કાંઇક હીમ્મત આવી. તે ઘરે ગયો. પણ તેને કશું અન્નપાણી ભાવે નહી. આણી તરફ બાદશાહે બીરબલને તેડી તેના આગળ હકીકત કહી, શવદાસને કોઇપણ પ્રકારે બચાવી લેવાની તદબીર રચવા ફરમાવ્યું.

થોડાક દિવસ પછી પેલા મારવાડી શાહુકારે શવદાસ જોડેનું લખત અમલમાં મુકવાનો હોકમ કરવા અરજ કરી. બીરબલે બાદશાહનો હોકમ લઇ, તે કામ હાથ ધર્યું. તેણે શવદાસને તેડાવી મંગાવ્યો. તેને મારવાડીની સામે ઉભો રાખી સવાલ કીધો કે કેમ શેઠ, તમારે તમારા રૂપિયા લેવા નથી? મારવાડીએ સાફ ના પાડી. બીરબલે પુછ્યું રૂપિયાના બદલામાં આ સાહુકારના આંગનું માંસજ જોઇએ છે નહી? હા સાહેબ, મારવાડીએ ઉત્તર આપ્યો. તો ઠીક છે, સરત પ્રમાણે સાહુકારના આંગમાંથી જે જગાએથી તને પસંદ પડે તે જગાએથી એક શેર માંસ કાપી લે, પણ તેમ કરતાં જો કદાચ તે કાપેલાં માંસનો કકડો એક શેર કરતાં ઓછો કે વધુ થયો તો તારા કુટુંબનાં બધાં માણસોને દેહાંત દંડની શીક્ષા કરવામાં આવશે અને તારાં ઘરબાર જપત કરવામાં આવશે.

આ સાંભળી મારવાડીભાઇ તો ગભરાયા; શું બોલવું અને કેમ કરવું તે કશું સુઝ નહી પડે. તેમ જોઇ બીરબલ તેને ઉતાવળ કરવા કહેવા લાગ્યો; એટલે મારવાડી ભાઈ ઠેકાણે આવ્યા અને બોલ્યા, શેઠજી મને માંસ બાંસ

કાંઇ જોઇતું નથી. મારા રૂપિયાજ મને આપવા એટલે બસ. બીરબલે ડોળા કકડાવી કહેવા માંડ્યું, કમબખત, સાહુકારે તને વ્યાજ સુધાં રૂપિયા મોકલ્યા તે તેં લીધા નહી; હવે તે રૂપિયા કાંઇ મળશે નહી, પણ સરત પ્રમાણે તારે માંસજ લેવું પડશે, જો હમણાં તું માંસ નહી લે તો બીજી વખતે તે મળશે નહી, ને સરકારના હોકમની અવગણના કરવા બદલ ગુન્હેગારીના દશ લાખ રૂપિયા આપવા પડશે. માટે શું કહે છે? જલદી જવાબ આપ.

ખુદાવિંદ, મારવાડી બોલ્યો, મને કશું જોઇતું નથી, માટે મને સિધોપાધરો અહીંથી જવા દો.

બીરબલે ખુબ દમ ભીડાવી કહ્યું, જો સાંભળ, તેં સરકારના હોકમની અવગણના કરી છે માટે તારે દશ લાખ રૂપિયા દંડ આપવા; તારા ઉપર બીજો વાંક એ મુકવામાં આવે છે કે આ શેહેરના જાણીતા શાહુકાર અને નામી શેઠ શવદાસ ઉપર દ્વેષ રાખી તેને દુઃખી કરવાની મતલબે તેના શરીરનું માંસ કાપવાની સરત કરી જે કુદરતી કાયદાની વિરૂદ્ધ છે માટે તને છ માસની કેદની સજા કરવામાં આવે છે. આ સજા સાંભળી, મારવાડી ભાઇ તો આભાજ બની ગયા. પણ બાદશાહના મનને ઘણી શાંતિ થઈ. તેણે દશ લાખ રૂપિયા દંડ આપ્યો અને છ માસ કેદમાં ગયો. બાદશાહે, શવદાસને તેની પેઢીની આંટ જાળવવાને કરેલી કોશેષ માટે શાબાસી આપી બાઆબરૂથી વિદાય કીધો.

## કવિરાજ ગંગ બાદશાહ અકબરનો માનીતો કેમ થયો?

દિલ્લીના દરબારમાં ઘણાક કવિઓ, ભાટો, વિદ્વાનો અને ફીલસુફો વિગેરેનો જમેલો ઝામ્યો હતો, અને તેનું મૂળ કારણ તો એ હતું કે બાદશાહ અકબર એવા સર્વ વિદ્વાનોની વખત આવ્યે કદર બુઝતો હતો, અને તે વિદ્વાનોની ખરી કદરશનાશી કરનારો હતો. કેટલાક કવેશ્વરો, ભાટો વગેરે તો દરબારમાં જાયજ થઇ ગયા હતા, અને દરબારમાં હાજર રહી વખત આવવે અને તક મળવે બાદશાહને પોતાના ચાતુર્યથી છક કરતા હતા. તેવા દરેક જણ કોઈ કોઇ પ્રસંગને લઇને બાદશાહની દરબારમાં ભેગા થવા પામ્યા

હતા, જો કે તેઓ રહીશ તો જુદે જુદે ઠેકાણેના હતા. એજ પ્રમાણે દરબારના માનીતા થયલા કવિઓમાં કવિરાજ ગંગ પણ એક હતો. તે જોકે ગરીબ માબાપનો ફરજંદ હતો, અને પ્રથમ તે બીલકુલ ભણેલો ન હતો, છતાં શહેનશાહી દરબારમાં કેમ પેસવા પામ્યો, કેવી રીતે રાજકવિ થયો તેની એક દંતકથા ચાલતી આવે છે, જે ખરેજ રમુજી છે. એવું કહેવામાં આવે છે કે બાદશાહ અકબર શિકારી હતો, અને જ્યારે તે શિકારે નીકળતો ત્યારે જો ભોગ ચોઘડીએ કોઇ શિકાર નજરે પડી ગયો તો, ગમે તેમ કરીને તેની પુઠ પકડી તેને મારવા વગર રહેતો નહી. એજ પ્રમાણે અકબર એકવાર શિકારે નીકળ્યો. એક વાઘની પુઠ પકડી, પણ વાઘ કેમે કરી હાથ આવ્યો નહી અને તેની સાથનું લશ્કર તો તેનાથી દૂર રહી ગયુ. એમ કરતાં વાઘભાઈ તો એક ગીચ ખેતરમાં ભરાઇ ગયા અને બાદશાહ તેના ઉપર દૃષ્ટિ કરતોજ એક ઉંચા ઝાડ ઉપર ચઢી બેઠો. ખેતરમાં ઝાડીની અંદર વાઘની પુઠે દોડવાની તેની હિમ્મત ચાલી નહી. આ ખેતરના માલેકનું નામ ડુંગરજી રબાડી હતું. તેને એક હિમ્મતવાન છોકરી હતી, જે ખેતર તરફ આવતી હતી તેણી ઉપર બાદશાહની નજર પડી. છોકરીનું નામ મુગ્ધા હતું. બાદશાહ બીધો કે છોકરી ધસી આવે છે ને પેલી તરફ મામા બેઠેલા તેની નજર પડતાંજ બાપડીને ફાડી ખાશે. તેથી તે ઝાડ ઉપરથી પોકારી ઉઠયો કે "ભીતર મત પેસો શેર બેઠા હય." આ સાંભળી મુગ્ધા ચોંકી પણ તે હીમ્મતવાન છોકરી જરા પણ ડર વગર એક દંડુકો હાથમાં હતો તે ઘુમાવતી ખેતરમાં ધસી. અંદર એક બાજુ વાઘમામા ઝુકતા હતા તે તકનો લાભ લઇ મુગ્ધાએ એક દુંડુકો તેના મસ્તકમાં લગાવ્યો તેવોજ તે ખડો થઈ ખોંખાર મારવા લાગ્યો, અને આખું ખેતર ગજાવી મુક્યું. મુગ્ધાએ તુરત હીમત રાખી એક બીજો સખત ફટકો તેજ વખતે મસ્તક ઉપર લગાવ્યો. આ પ્રમાણે બે ફટકા સચોટ લાગવાથી મામા તો મુરદુ થઇ પડયા. આ બનાવ જોઇ આ દલેર ખેડુતબાઇની દલેરી જોઈ અકબર ભયમુઢ થઈ ગયો અને વિચાર કરવા લાગ્યો કે આ શેરબાનુ જોડે મારાં લગન થાય તો મને તેવીજ બાહાદુર સંતતિ થાય,

એમ વિચાર કરી, તેના જોડે લગન કરવાની માંગણી તેણે તેના માતપિતા ઉપર મોકલી આપી. આ માગણીથી તે ગરીબ ખેડુત વિમાસણમાં પડયો પણ અંતે તે માંગણી કબુલ રાખવામાં આવી. લગનની ક્રિયા તુરતાતુરત કરી નાંખવાની ધામધુમ ચાલી. બાદશાહે હોકમ બાહેર પાડયો કે લગનની ક્રિયામાં બીજા કોઇને હાજર રાખવા નહી. છતાં આજુબાજુ નાના છોકરાં રમતાં હતાં તેની તો કોઇએ દરકાર કરી નહી. લગનની ક્રિયા શરૂ થતાં, "મહારાજ પાણી હાથમાં લો, જરા નીચું જુઓ." એવા શબ્દો ક્રિયા કરનારને મોહડેથી સંભળાયા. આ શબ્દો સાંભળતાજ એક નાનો છોકરો રમતો હતો તે પોકારી ઉઠયો. અરે મહારાજ, એક ખેડુતની છોકરી સાથે લગન કરવામાં નીચું તો જોયું, હવે વધારે નીચું શું જોવાડો છો ? આ સાંભળી બાદશાહ ચોંકયો અને કાંઇક ક્રોધે પણ ભરાયો પણ હવે બીજો કશો ઇલાજ હતો નહી. ક્રિયા પુરી થતાં બાદશાહે તે છોકરાને પકડી મંગાવ્યો. તો માલમ પડયું કે તે ગામના વીરભટનો દીકરો નામે ગંગલો હતો. બાદશાહે તેને આગળ તેડી પુછયું કે તું ભાટનો છોકરો છે તો કાંઇ પીંગલ પઢયો છે કે ? ગંગલો કહે ના મહારાજ, પીંગલ તો ભણ્યો નથી પણ પિતાશ્રીને મોઢેથી પીંગલ સાંભળતાં તેને કાંઇક 'ડીંગલ' આવડે છે. બાદશાહ અજાયબ થયો કે વળી આ ડીંગલ તે શું હશે ? ગંગલાએ અકાવ્યું કે જેમ ગમે તેમ કવિતા બોલવી એનું નામ ડીંગલ. બાદશાહે ફરમાવ્યું કે, એવું એકાદ ડીંગલ ફેંકી તેમાં ગમે તે માંગી લેવું જે તને આપવામાં આવશે; પણ તેના બદલામાં આ લગનની વાત કોઇને કહેવી નહીં. ગંગલો કબુલ થયો અને નિચલું ડીંગલ બોલી તાની જેવી માંગણી કરી લીધી :—

### ડીંગલ.

બાદશાહ સલામત  
છત્રપતિ મેં કયા કયા મંગું ?  
કાનોમેં દો કુંડલ મંગું.  
હાથોમેં દો કડે મંગુ

એક જંજર દે
એક પંજર દે
એક સોનેકા એક રૂપેકા
દો બેલ દે તો એક તીસકા એક બતીસકા
દો ઘોડે દે એક કાબુલકા એક કંદહારકા
દો ઉંટ દે એક લાહોરકા એક મુલતાનકા
દો નફર દે તો ઝાટક ઝુટક કરે બીછાના
લડકા સોવે ભાટકા.
દો ભાટણી દે તો જેસા ફુલ ગુલાબકા
દો લોંડી દે તો કામ કરે ઘર સમાલકા
દો સાલ દોશાલા દે તો ફરૂં હોઢી હાટકા
દો હાથી દે તો એક સંગલકા એક દીપકા
અકબ્બરશાહ બાદશાહ હુમાયુકે નંદન
હમ ભાટકે મંગન
કુછ દે થોરાસા—મે ભાટકે મંગન થોરાસા
એ ભાટકે મંગન થોરાસા.

આ ડીંગલ સાંભળી બાદશાહ અજાયબ થયો. પોતાની આખી સલતનતમાં શોધે તો આ માંગેલી ચીજો મળી શકે નહી તો પછી બાદશાહ લાચાર થયો. આથી તેણે ગંગલાને સમજાવી તેને પોતાની જોડે પાયતખતે લઇ ગયો અને તેને કવિનો અભ્યાસ કરાવ્યો અને પાછળથી રાજકવિ થવા પામ્યો અને વખત જતાં તે દરબારી કવિ બનવા પામ્યો.

## નદી કાહેકો રોતી હે?—નદીકા બાપ પરવત ઉસકે ઘરસે નીકલકર અપના ખસમ જો દરિયાવ ઉસ્કુ મીલનેકે વાસ્તે સસુરકે ઘર જાતી હય—ઉસ બાસ્તે રોતી હય!

ચોમાસાના દિવસમાં એક સમયે વરસાદ પુષ્કળ પડવાથી દિલ્હીની પાસે આવેલી જમના નદીમાં રેલ આવી હતી. વળી ઉપરથી વરસાદ ચાલુ પડતો હોવાથી

એજ તરફ પાણીનું જોસ ઘણું વધી ગયું હતું અને પાણી વહેતું જવાથી તેનો ખલખલ થતો અવાજ સંભળાતો હતો. બાદશાહી મેહેલ નદીને કિનારે હોવાથી ત્યાં અવાજ વધારે આવતો હતો, અને જેમ જેમ અવાજ વધતો ગયો તેમ તેમ મહેલમાં પણ તેનો પડઘો જબરો પડતો હતો. મધ્યરાત્રે બાદશાહ અવાજ સાંભળી ચોંકી ઉઠયો અને ઉંઘરેતી હાલતમાં એ અવાજથી તે ચોંકી ઉઠયો અને તેના મનમાં કાંઈ વહેમ ઉત્પન્ન થયો. તેણે વિચાર્યું કે નદી રડે છે! તે શા માટે રડે છે તે પુછવાનો વિચાર થયો. પણ મધ્યરાત્રે એવો કયો પાકો માણસ ત્યાં હાજર હોય કે તે બાદશાહને બરાબર જવાબ આપે. આખરે દરવાજાની ચોકી કરનાર સિપાઇને બોલાવ્યો અને તેને પુછયું. "કહો મીયાં શમશેરખાં, નદી ઇતિની કાહેકુ રોતી હય?" મીયાંભાઇમાં મીઠું શું હોય કે જવાબ આપે. તેઓ તો બાપડા દધાઇને ઉભા રહ્યા. પછી બીજા જેટલા માણસો ચોકીમાં હતા તે બધાને ભેગા કરીને સવાલ કીધો, પણ તે બધા વળી, સમશેરખાંના જેવાજ હમુખાં એટલે તેઓ પણ જવાબ આપ્યા વગર મુગા ઉભા રહ્યા. એકાદ બે જણે કાંઇ ડહાપણ ડોલીને જવાબ આપવાની તજવીજ કીધી. પણ બાદશાહના ધ્યાનમાં તેમનો ખુલાસો ઉતર્યો નહી. એમ કરતાં તો મહેલમાં ગરબડ વધી અને આખો મેહેલ તળે ઉપર થઇ ગયો. પણ મગદુર શું કોઇની કે બાદશાહના સવાલનો જવાબ આપે. આખરે થાકીને બાદશાહે બીરબલને બોલાવી લાવવા હોકમ કીધો. એટલે શેરખાં, પાસેરખાં, તીસ્મારખાં બધા દોડયા. બીરબલને ત્યાં બુમ પાડી તેઓએ કોકરાણ મચાવ્યું, એટલે બીરબલનાં ધણીઆણીએ સવાલ કીધો કે કોણ હય? મીયાં બોલી ઉઠયા,-બાઇસાહેબ, બાદશાહકા હુકુમસે હમ બીરબલકુ બોલાનેકુ આયા હય. બીરબલ એક તો પોતાની તપાસની ફેરીથી પરવારી તુરત આવીને સુતેલો અને વળી ઉપરથી ધુમ વરસાદ પડે એટલે તેને ઉઠવાનું બહુ વસમું તો લાગ્યું, પણ કરે શું? બાદશાહના હોકમ આગળ લાચાર. આંખો ચોળતો તે ઉઠયો, અને જેમ તેમ બધાઓ ભેગો રેલમાં ચાલતો થયો. ભીંજાતો તણાતો તે મેહેલમાં ગયો, અને બાદશાહ હજુર હાજર થયો. બાદશાહે બીરબલને આવેલો જોઇ ખુરશી આપી અને બધાઓને ત્યાંથી

આઘા પાછા થઈ જવાની તાકીદ કરી દીધી. તેમ જોઇ બાદશાહે પુછ્યું. "સુનો બીરબલ, જબ મેં નીંદમે પડાથા તબ મેરેકુ એસા માલુમ હુવા કે એ નદી હય સો રોતી હયે; નીંદમેસે જાગા જબભી એ રડણકા અવાજ મેરે સુનનેમેં આયા, મેંને એ સબ નોકરોકુ ઉસકા ખુલાસા પુછા પણ કોઇ હમકુ ખુલાસા કર શકે નહી, ઉસ સબબસેં તુમકુ બુલાના પડા." બીરબલે માથું ખંજવાળ્યું; તે સમજી ગયો કે નદીનાં પાણીનો ખલખલાટ થાય છે તે અવાજ સાંભળીને બાદશાહ ચોંકયો છે, તેનાં એ ચકડોળપણાનું સમાધાન થાય, એવું વિચારીને બીરબલે જવાબ દીધો. "સુનો ખુદાવિંદ, એ નદીકા બાપ જો પરબત ઉસકે ઘરસે નીકલકર, અપના ખસમ જો દરિયાવ ઉસ્કુ મીલનેકે લીયે અપને સસુરકે ઘર જાતી હય, ઉસ લીયે રોતી હય." આ સાંભળીને બાદશાહ તો વાહ વાહ પોકારી ઉઠયો. બીરબલને પાસે બેસાડી બાદશાહ તો તેના જોડે વાતચીતના તડાકા મારવા લાગ્યો; પણ બીરબલના મનમાં તો એમ થાય કે કયારે અહીંથી નાહાસી છુટું. બાદશાહે ધીરજથી સવાલ કીધો:—"બીરબલ, એ બડી રાત ભઇ હય, તો ઇસ વખત કોણ ચલતી હય?" બીરબલે જવાબ દીધો, "ખુદાવિંદ ઇસ બખત સાવકારકા બ્યાજ ચલતા હય, સબબ ઉસકુ રાતદિન નિંદ્રા નહી હૈ." બાદશાહ આ સાંભળીને ખુશી થયો. પણ હવે તેને પણ ઉંઘના ઝોંકા આવવા લાગ્યાથી બીરબલને જવાની રજા આપી, એટલે બાદશાહને સલામ કરી તે ચાલતો થયો.

## ડોસાજી તમે રડો છો શા માટે?

બીરબલ એક રાત્રે મોડેથી દરબારમાંથી પોતાને ઘેર જતો હતો, તેટલાં રસ્તે જતાં એક ઝુંપડામાંથી કોઇનો રડવાનો અવાજ સંભળાયો. તુરત તેણે તે ઝુપડા તરફ ચાલવા માંડયું અને ઝુપડા આગળ જઇ દરવાજો ખખડાવ્યો. તુરત એક બુઢા માણસે દરવાજો ઉઘાડી તેને અંદર લીધો. બીરબલે તેને ધીમેથી સવાલ કીધો, કાકાજી, અહીં રડવાનો અવાજ આવતો હતો તે કોનો હતો? અને કોણ રડતું હતું? અંધારી રાત અને ઝુપડામાં બતી પણ ન હોવાથી તે બુઢાજી બીરબલને પીછાણી શકયા નહીં, છતાં તેણે ઉત્તર આપ્યો, ભાઇ

રડનાર તો હું પોતેજ હતો. અને મારાં દુખને રડતો હતો, પણ તે બધું તારા આગળ કહ્યાથી મારૂં શું વળે? બીરબલે તેને ધીરજ આપી કહ્યું, કાકાજી બોલો તો ખરા. હું તમોને કાંઇ બની શકતી મદદ કરી શકીશ. હા ભાઇ હું કહું ખરો પણ જો તું કોણ છે તે મને ખુલાસો કરી જણાવે તો હું બધું કહું. બીરબલે વિચાર્યું કે હમણાં મધરાત થઈ ગઈ છે, મને ઉંઘ પણ આવે છે, માટે એને સવારે ઘેર તેડીનેજ વાત કરૂં તો ઠીક. એમ વિચારી બોલ્યો કાકા, હવે તમે રડવાનું બંધ રાખો અને કાલે સવારે તમે દીવાનને ત્યાં આવજો. મારૂં નામ બીરબલ છે. ડોસાજી તો આ સાંભળીને ડંગજ થઇ ગયા. તે નક્કી સમજ્યો કે આવડી રાતે બીરબલજ વેષ બદલીને નીકળેલો હોવો જોઇએ. બીરબલ તો ઘરે જઇ સુઈ ગયો. બીજે દિવસે સવારમાં તે ડોસો બીરબલને ઘેર પોહોંચી ગયો. બીરબલે તેને તુરત ઓળખ્યો અને ઓરડામાં બેસાડી તેને રાત્રે રડવાનું કારણ પુછવા લાગ્યો. ડોસાએ માફી માંગી કહેવા માંડયું, બીરબલજી, હું એક ગરીબ કારીગર છું, મારો એકનો એક દીકરો જે મારૂં ગુજરાણ કરતો હતો તે મરી ગયો અને મને આવી સ્થિતિમાં છોડી ગયો. મારાથી મહેનત થતી નથી તેથી ભુખે મરૂં છું. ગઇ કાલે અપવાસ પડયો હતો; એ દુખ ખમી શકાતું નથી તેથી હું રડતો હતો. બીરબલને તેની દયા આવી એટલે તેને ધીરજ આપી ખાવાનું મંગાવ્યું અને પેટ ભરીને ખવાડયું. પછી તે ડોસાજીને પંદર દિવસની ખરચી આપી હોકમ કીધો કે એટલા દિવસમાં એક સાકરનો કકડો લઇ તેને કારીગરીથી ઘસીઘુસીને હીરા જેવો બનાવવો; એવો આબેહુબ કરવો કે કોઈ તે સાકર છે એમ ઓળખી શકે નહીં. પછી ચૌદમે દિવસે રાતની વખતે અહીં આવજો. તેટલા દિવસ મેં તમોને ખરચી આપી છે તેમાંથી તમારૂં પોષણ કરજો. ઠરાવેલે દિવસે ડોસો બીરબલ આગળ ગયો. અને પેલો સાકરનો કકડો જે ઘસીને હીરા જેવો બનાવ્યો હતો તે બતાવ્યો. બીરબલ તે જોઇને ખુશ થઇ ગયો. બીજે દિવસે બીરબલ તે ડોસાને લઇને દરબારમાં ગયો અને બાદશાહને મલ્યો. સવારના પોહોરમાં બીરબલને આવેલો જોઇ બાદશાહે તેને સવાલ કીધો કે, આજ

એટલો વહેલો કાં આવ્યો છે? બીરબલે જવાબ આપ્યો, ખુદાવિંદ હમણુંજ આ મારા ધામે આવેલો માણુસ એક ઉમદા હીરો લઇ મારે ત્યાં આવ્યો છે પણ તે આપને લાયકનો હોવાથી અહીં લાવ્યો છું. બાદશાહે તે હીરો જોવા માંગ્યો, અને તે જોઇને પેલા બુઢ્ઢાને બે કલાક પછી દરબારમાં આવવા હોકમ કીધો. બાદશાહે રૂપીઆ આપી હીરાનું વજન કરવા કહ્યું. તે હીરો બાદશાહે બીરબલને રાખવા આપવા માંગ્યો, પણ તેણે ના પાડી કે, મારે હજુ તો કજીયા ચુકાવવા જવું છે, માટે આપ ખુદાવિંદજ તે આપની પાસે રાખી છાંડો. બાદશાહ તે વેળા નાહવા જતો હતો તેથી ધ્યાનમાં ને ધ્યાનમાં તે હીરો પોતાનાં મોહોમાં નાખી દીધો. ઠરાવ પ્રમાણે વખત થતાં દરબાર ભરાયો. ત્યાં બીરબલ, પેલો ડોસો તથા બાદશાહજી વગેરે હાજર હતા. તે તકનો લાભ લઇ બીરબલે બાદશાહને યાદ દેવાડી કે પેલો હીરાવાળો માણુસ આવ્યો છે તેને શું જવાબ દેવો છે? હવે બાદશાહને હીરો કયાં મેલેલો હતો તેનું ભાન નહી આવ્યાથી બીરબલ અને બાદશાહ વચ્ચે રકઝીક ચાલી. બાદશાહે ઘણું માથું ઘવડયું, પણ હીરો કયાં મુકાયલો છે તે યાદ આવે નહી. પછી તેણે બીરબલને કહ્યું, બીરબલ, હીરો તો મેં રાખ્યો હતો તે વાત તો ખરી છે, પણ તે કયાં મુકયો છે તેનું મને ભાન નથી; નાહવાની ઓરડીમાં સુદ્ધાં ખોળ કીધી. પણ ત્યાંએ કશુંજ મલ્યું નહી. એટલે બાદશાહે બીરબલને હોકમ કીધો કે તેની જે કીંમત માંગે તે ડોસાને ચુકાવી આપ. બીરબલ ડોસા પાસે આવ્યો અને હીરાનું મૂલ પુછવા લાગ્યો. ડોસાજીને તો બીરબલે આગળથી ભણાવીજ રાખેલો એટલે બોલ્યો, સાહેબ હીરાની મને બે હજાર મોહોર પડી છે, અને હવે તે ઉપર જે નફો મલે તે ખરો. બીરબલે નફાની પચાસ મોહોર આપવા માંડી. પણ ડાસાજીએ સાફ ના પાડી, બસો મોહોર માંગી. બાદશાહે બંને વચ્ચે રકઝીક થતી સાંભળી બીરબલને હોકમ કીધો કે જવા દે, શાને માટે એટલી રકઝક કરે છે, આપી દે બે હઝાર ને બસો મોહોર. બીરબલે તીજોરીવાળાને હોકમ કીધાથી ડોસાજી તો બે હજાર ને બસો મોહોર લઇ, બીરબલની આ તદબીર માટે ઉપકાર અને આશિષ માનતા ચાલતા થયા. ડોસાજીએ તો પછી બીરબલને ઘેર જઇ ત્યાં પણ તેની આ તદબીરની

સ્તુતિ કરવા માંડી, પણ બીરબલે તેમને અટકાવી ઘરે વિદાય કીધા.

## વાહાલામાં વહાલી કઈ ચીજ?

એક દિવસે બાદશાહ કચેરીમાં બેસી પોતાનો નાનો લાડકવાયો બેટો સલીમ કે જે માત્ર બે વરસની ઉમરનો હતો તેને ખોળામાં લઇ રમાડતો હતો, અને તેથી તેમ કરી પોતાનું મનરંજન કરતો હતો. આ ઉપરથી બાદશાહને વિચાર આવ્યો કે પશુ, પંખી માણુસ તથા જીવજંતુઓને સૌથી વાહાલામાં વાહાલી કઈ ચીજ હશે? તેણે એ પ્રશ્ન મનમાં રાખવાને બદલે તે દરબારીઓને પુછવા માંડયો. દરબારમાં તે વેળા બીરબલ ગેરહાજર હતો, એટલે બધા દરબારીઓ તો ખુશી થયા કે, બાદશાહના સવાલના જવાબ હંમેશાં તે હિંદુ ચોટલીઓજ આપે છે અને બાદશાહ પોતે પણ તેનાથી સંતોષ પામે છે, તો આજે આ પ્રશ્નનો જવાબ આપી બાદશાહને ખુશ કરવાની તક આપણને મલી ગઈ છે. બાદશાહે મોઢાંમાંથી પ્રશ્ન કહાડયો કે સૌ કોઇને પોતપોતાની અક્કલમાં ઉતરે તેવા ખુલાસા કરવા પડયા. કોઇએ કાંઈ ઠોકયું તો કોઇએ કાંઈ ચલાવ્યું. અને શાહજાદા સલીમને બાદશાહના ખોળામાં ખેલતો જોઇને એક દરબારીએ ભમરડો ઘુમાવ્યો કે, જહાંપનાહ, સૌથી પ્યારામાં પ્યારૂં પોતાનું ફરજંદ છે. બીજાઓ પણ પાછળથી એ જવાબ સાથે સંમત થયા અને વધુ ખુશાલી ભરેલું તો એજ હતું કે ખુદ બાદશાહે પોતે પણ તે જવાબ સ્વીકાર્યો. આ ગરબડ સરબડ ચાલે છે તેટલામાં બીરબલજી દરબારમાં આવ્યા. એટલે બાદશાહે તે તકનો લાભ લઈ તેની કસોટી કરવા માટે તેને એ સવાલ પુછયો. બીરબલે જવાબ દીધો કે ખુદાવિંદ સર્વથી વાહાલામાં વાહાલો પોતાનો જીવ છે. બાદશાહે તે માનવાને આનાકાની કરી, ત્યારે બીરબલે છાતી ઠોકી જણાવ્યું કે મારૂં કહેવું સત્ય છે કે નહી તેની હમણાંજ તમને એક કસોટી કરી બતાવું? બાદશાહે તે વાત માન્ય રાખી એટલે બીરબલે દરબારની સામે આવેલો પાણીનો હોજ તમામ ખાલી કરવાનો હોકમ કીધો. બાદશાહે તે હોકમ અમલમાં મેલ્યો અને હોજ તદન ખાલી કરાવી દીધો. તે પછી બીરબલે એક વાંદરીને તેનાં બચ્ચાં સાથે

તે હોજમાં મુકાવી અને પાણીના નળ જે હોજમાં હતા અને જે હોજ ખાલી કીધાથી બંધ કરેલા હતા તે ધીમે ધીમે છોડાવી હોજમાં પાણી ભરવા માંડયું. પાણી જેમ વધવા લાગ્યું તેમ વાંદરીએ બચ્ચાંને પોતાને માથે લીધું. આ પ્રમાણે પાણી જ્યારે તેની ગર્દન સુધી આવ્યું; ત્યારે વાંદરીએ પગ ઉપર ઉભી થઇ બચ્ચાંને પણ ઉંચું ઉપાડી રાખ્યું. આવો બનાવ બનેલો જોઇ બાદશાહ બોલ્યો, કેમ બીરબલ વાંદરીએ પોતાના જાનની દરકાર કીધા વગર પોતાનાં બચ્ચાંને કેમ બચાવ્યું છે? માટે સૌથી વાહાલો પુત્ર છે, બીરબલે કહ્યું, ખુદાવિંદ લગાર ધીરજ પકડો, એ તો જ્યારે જીવ ઉપર આવશે ત્યારેજ ખબર પડશે. બીરબલ એટલું બોલ્યો તેટલામાં તો હોજ ચાકાર થવા લાગી અને વાંદરીના મોઢાંમાં પાણી જવા લાગ્યું તોપણ તેણે બચ્ચાંને દુઃખ પામવા દીધું નહી, પણ જ્યારે છેક મોઢાંમાં, કાનમાં અને નાકમાં પાણી જવા માંડયું અને તેનાથી શ્વાસ ગુંગળાવા લાગ્યો, ત્યારે તેણે વિચાર્યું કે હવે તો મરવાનો વખત આવ્યો છે એટલે તુરતજ બચ્ચાંની મમતા છોડી દીધી અને પોતાનો જીવ બચે એવા ઉપાય લેવા માંડયા. બચ્ચાંને બાથમાંથી નાખી દઈ પોતે તેની ઉપર ઉભી થઇ અને પોતાનો પ્રાણ બચાવ્યો. જ્યારે બીરબલે આ મામલો જોયો ત્યારે પોતાનું કહેવાનું સત્ય પડેલું જોઇ તુરતજ તે બીરબલે હોજ બંધ કરવાનો હોકમ કીધો અને વાંદરી તથા બચ્ચાંનો જીવ બચાવ્યો, પછી બાદશાહ તરફ ફરીને બોલ્યો, કેમ ખુદાવિંદ, તમારી ખાતરી થઇ કે, 'બચ્ચું' પ્યારૂં છે કે 'જીવ?' જ્યાંસુધી જીવ ઉપર આવ્યું નથી ત્યાં સુધી બધું વહાલું છે, પણ જ્યારે આવી બને છે ત્યારે પોતાના જીવ સિવાય બીજું કાંઇ વાહાલું લાગતું નથી, તેનો આ દાખલો આપે નજરે દીઠો કે? બાદશાહ તેમજ દરેક દરબારીઓએ પણ બીરબલનું કહેવું સત્ય માની બીરબલની અક્કલ સર્વોપરી છે એવું એક અવાજે સ્વીકારી લીધું.

## હીમતે મરદાં તો મદદે ખુદા! જીવ જાનેકા સોદા.

બાદશાહ જ્યારે પણ દરબાર ભરતો ત્યારે કાંઇને કાંઇ પ્રશ્ન ઉભો કરીને દરબારમાં ખળભળાટ કરવા ચુકતો નહી. એક દિવસે એજ પ્રમાણે

દરબાર ભરી બેઠો છે ત્યાં બધા દરબારીઓ વગેરે હાજર હતા. તેમાં એક દીલાવર અનવરખાન નામના દરબારી પણ હતા. તેમના તરફ જોઈ બાદશાહે પુછયું. ભલા, અનવરખાન પાંચ પ્રશ્ન તમને પુછવા માંગું છું તેના જવાબ મને આપશો? અનવરખાનજી લગાર અંદરથી ગભરાયા તો ખરા, પણ કાંઇપણ જવાબ દીધા વગર તો ચાલે તેમ ન હતું. એટલે બોલ્યા, ખુદાવિંદ, તમારા સવાલો બહુ ભેદી અને મહત્વના હોય છે માટે જો મારાથી બનશે તો હું ખસુસ જવાબ આપીશ.

**બાદશાહ**–ફુલ, દાંત, પુત્ર, રાજાઓ અને ગુણલક્ષણ એમાં શ્રેષ્ટ કોણ?

**અનવરખાન**–હું એકલો જવાબ આપું, અને તે ખોટો આપું તે ઠીક ન કહેવાય, માટે બીજાઓ સાથે મસલહત કરીને આપીશ તે વધારે સારૂં કહેવાશે.

**બાદશાહ**–ઠીક છે, એમ કરો, મીયાં સાહેબ, મને તેમાં કશો વાંધો નથી.

આટલામાં તો દરબારમાં ઠઠ જામી ગઇ, પણ બીરબલજી દેખાતા ન હતા. એટલે અનવરખાંએ બીજાઓ જોડે મસલહત કરી જવાબ આપ્યો.

**અનવરખાન**–ખુદાવિંદ સાંભળો; ફુલમાં ફુલ મોટું જાઇનું, દાંત મોટામાં મોટા **હાથીના, પુત્ર રાજાનો** મોટો, રાજાઓમાં મોટો **ચક્રવર્તી** રાજા, ગુણ મોટામાં મોટો **વિદ્યા.**

બાદશાહના ધ્યાનમાં આ જવાબ ઉતર્યા નહીં. થોડીવારે બીરબલજી આવ્યા અને બાદશાહે તેને પણ એજ સવાલ પુછયા, અને તેણે નીચે પ્રમાણે જવાબ આપ્યો:—

સાંભળો, જહાંપનાહ, ફુલ મોટું **કપાસનું**, જેમાંથી લુગડાંલત્તાં બને છે અને તે સારી દુનિયાના વપરાસમાં આવે છે. દાંત મોટામાં મોટાં **હળના,** જેના ઉપયોગથી ધાન્ય પેદા થાય છે; પુત્ર મોટામાં મોટો **ગાયનો** જેનાથી જમીન ખેડાય છે; રાજાઓમાં મોટો **મેઘરાજા** જેના વરસવાથી તમામ દુનિયાનું પોષણ થાય છે; બધા ગુણોમાં મોટો ગુણ **હિમ્મતનો. કહેવત છે કે, હિમતે મરદાં તો મદદે ખુદા.**

બીરબલનો આ સચોટ જવાબ સાંભળીને બધા દરબારીઓના ચહેરા

ફીકાફ્ચ થઇ ગયા અને બાદશાહ સુદ્ધાં બધાઓએ તે જવાબ કબુલ રાખ્યા, પણ પાંચમો જે જવાબ બીરબલે આપ્યો હતો તેની કસોટી કરી જોવાનો બાદશાહે ઠરાવ કીધો. આ વાત થયા પછી થોડેક દિવસે બીરબલ નદીએથી સ્નાન કરીને આવતો હતો. એ વખતે ખરેખરો લાગ છે એમ માની બાદશાહે દરબારી હાથીના માહવતને બોલાવીને હોકમ કીધો કે બીરબલ હમણું કોઈ સાંકડી ગલીમાં થઇને જાય ત્યારે તેની ઉપર એક હાથીને છેડીને છોડી મુકવો. માહવત આ હોકમ માથે ચઢાવીને એક હાથી ઉપર સ્વાર થઇ ફરવા નીકળ્યો. એવામાં બીરબલજી હજુ તો બીંજેલે દીલે સાંકડી ગલીમાં દાખલ થતા હતા, તેને જોઇને હાથીને છંછેડીને તેના દીલ ઉપર છોડી મુકયો. બીરબલે હાથીને જોતાંજ મનમાં વિચાર્યું કે, બાદશાહે તેના પાંચમા સવાલના જવાબની કસોટી કરવા આ યુક્તિ કરી છે. હવે કરવું કેમ? આગળ પાછળ સટકી જવાનો કશો માર્ગ ન હતો, આટલું છતાં કાંઇ પડી ખડી ચીજ હાથ લાગે તો તે શોધી કહાડવાનાં ફાંફાં માર્યાં. એટલામાં એક અર્ધમુઓ જેવો કુતરો સુતેલો તેની નજરે પડયો. હવે તેને હીમ્મત આવી. તુરત તે કુતરા આગલ ગયો અને તે કુતરાને બે પાછલા પગે ઉંચકીને પોતાની ઉપર છુટી આવેલા હાથીની ઉપર ફેંકયો. આ પ્રમાણે ફેંકયાથી કુતરાના નખો વગેરે હાથીને લાગ્યાં એટલે હાથી ગભરાયો અને બીરબલની પુઠ છોડીને ત્યાંથી પલાયણ કર્યું. માહવત તેને ફેરવી ફેરવીને બીરબલ ઉપર લાવવાને કોશેશ કરવા લાગ્યો; પણ તે ખીજવાયલું જનાવર કેમે કરી સમજ્યું નહી અને બીરબલ તેમ જોઇને ગલીમાંથી આડે રસ્તે બાહેર નાઠો. આ મામલો જોઇ માહવત બાદશાહ આગળ ગયો અને બનેલી હકીકત તેને કહી સંભળાવી. બાદશાહ એ વાત જાણી મનમાં ખુશી થયો, અને બીરબલ દરબારમાં આવ્યો ત્યારે તેને કહ્યું, બીરબલ, "હીંમતે મરદાં તો મદદે ખુદા" આ તારી કહેવત ખરી ઠરી છે. બીરબલે જોયું કે બાદશાહને એક થપડ લગાવવાની ઠીક તક છે એટલે બોલ્યો, ખુદાવિંદ, આપે તો ઠીક મારી કસોટીજ કરવી હતી; પણ તેમાં કદાચ મારો જાન નીકલી ગયો હોત તો કેમ થાત? બાદશાહે હસીને કહ્યું, બીરબલ એ તો બનવાકાળ હતું તે બન્યું, પણ એમાં

મારો કે તારો ઉપાય કાંઇ ચાલતો નથી. તે વખતે આવી બુદ્ધિ મને થઇ આવી પણ પાછળથી મને પસ્તાવો થાય છે. બીરબલે કહ્યું, ખુદાવિંદ, એમાં દિલગીર થવું નહી પણ સાહસ કામ કરતાં તેનાં પરિણામનો પેહેલાં વિચાર કરવો જોઇએ છીએ. બાદશાહે બીરબલને સરપાવ આપી નવાજ્યો.

## સો શાહાણા પણ અક્કલ એક–એક અજબ પરીક્ષા!

એક દિવસે દરબારી કામ ખલાસ થયા પછી બાદશાહ અને બીરબલ વાતોના તડાકા મારતા બેઠા હતા. એમ વાતો કરતાં બાદશાહે સવાલ કીધો, બીરબલ કહો જોઇએ, દુનિયામાં બધા લોકોનું મન અને અક્કલ એકજ હશે કે કેમ?

બીરબલે ઉત્તર દીધો–ખુદાવિંદ, સૌ લોકોનાં મન અને મતિ જુદી હોય છે. કહ્યું છે કે "પિંડે પિંડે મતિર ભિન્ના."

બાદશાહે પૂછ્યું, પણ બધાની મતિ જુદી છે, તેમ અક્કલ એક છે કે નહીં?

બીરબલે ખુલાસો કીધો કે, ખુદાવિંદ, "સો શાહાણા પણ અક્કલ એક" કહેવાય છે, કેમકે પોતપોતાના ફાયદાની મતલબ સાંધવાની શક્તિ બધામાં એકજ સરખી હોય છે.

બાદશાહે બીરબલનું આ કહેવું અજુગતું માન્યું એટલે બીરબલે તેની સાબેતી કરી આપવા પોતાની તૈયારી દેખાડી અને બાદશાહે પણ તેનો સ્વીકાર કીધો.

પછી બીરબલે રાજબાગનો મોટો હોજ ખાલી કરાવ્યો અને બાદશાહના હોકમથી ગામમાં ઢંઢેરો ફેરવ્યો કે આજ રાતના દરેક ઘર દીઠ એક એક હાંડો દુધનો ભરીને હોજમાં નાંખી જવો. તે હોજની ઉપર સફેદ કપડું ઢંકાવ્યું હતું અને દુધ નાંખવાને માટે બાકોરાં રખાવી દીધાં હતાં. બાદશાહને પોતાની આ બધી તદબીર બીરબલે બતાવી દીધી હતી.

હવે લોકોએ પોતપોતાના મનમાં વિચાર કીધો કે આજે રાતે દરેક જણ એકેક હાંડો દુધ નાંખશે, અને તેવા હજારો હાંડા દુધ પડશે, તેમાં

એકાદ હાંડો જો પાણીનો પડશે તો તે કોણ જાણી શકવાનું છે? દરેક જણે એવોજ વિચાર કીધો અને જ્યારે રાત પડી ત્યારે દરેક જણ પોત-પોતાના ઘરનો હાંડો લઇ ઉતરી પડયા; રાત અંધારી હતી એટલે લોકોને વધારે ફાવતું થયું હતું. એ પ્રમાણે દરેક જણ દુધને બદલે પાણીનો હાંડો નાંખી જતું. બધાના મનમાં તો એમજ આવતું કે માત્ર તેણેજ એક હાંડો પાણી રેડયું છે, બાકી બધાઓએ તો દુધજ નાખ્યું છે. હોજની અંદર એમને એમ જોય તો ઉપર બાંધી લીધેલાં સફેદ કપડાંથી એમજ લાગે કે અંદર દુધજ ભરાયું છે. આ પ્રમાણે હોજ ભરવાનું કામ મધરાત સુધી ચાલ્યું. બીજે દિવસે સવારના પોહોરમાં બીરબલ દરબારમાં આવ્યો, અને બાદશાહને સાથે લઇને હોજ આગળ ગયો. બાદશાહના દેખાતાંજ ઉપર ઢાંકેલું સફેદ કપડું કાહાડી નાખવાનો હોકમ કીધો, તો દુધને બદલે પાણીથી હોજ તો ઉભરાઇ જતો જણાયો. તેમાં દુધનું તો એક ટીપું સરખું જણાયું નહી. બાદશાહ પણ તે જોઇ આશ્ચર્ય પામ્યો. દુધ નાંખવાનો હોકમ છતાં હોજ પાણીથી ભરાયલો જોયો ત્યારે તેની અકકલ જાણે સુન્ય મારી ગઇ. એમ જોઇ બીરબલે બાદશાહને કહ્યું, કેમ ખુદાવિંદ, "સો શાહણા પણ અક્કલ એક" એ મારી વાત ખરી પડી કે નહીં?

બાદશાહ—બીરબલ મને લાગે છે તો એમજ, પણ કાંઇક વધારે ખાત્રી કરવાનો મારો વિચાર છે. બીરબલે તેને ખુશીથી તેમ કરવા રજા આપી.

બાદશાહે, રાતની વખતે છુપો વેષ લીધો અને ગામમાં ફરવા નિકળી પડયો. ફરતાં ફરતાં એક નીચી બાંધણીનાં પણ સુંદર દેખાતાં મકાન આગળ આવી લાગ્યો. બાદશાહે અહીંજ પોતાની કસોટી ચલાવવાનો કસદ કીધો. તેણે બારણું ઠોકયું એટલે અંદરથી અવાજ આવ્યો કે કોણ છે? બાદશાહે જવાબ આપ્યો, ભાઇ, હું એક પરદેશી છું, બાહરગામથી આજ બે દિવસ થયાં આવ્યો છું; સાંજે ગામ જોવા નિકળ્યો હતો તે ફરતાં ફરતાં લાંબે નિકળી ગયો, પણ અજાણ્યો હોવાના સબબે રસ્તો ભૂલ્યો છું, અને રઝળતાં રઝળતાં મારા ટાંટિયા દુઃખી આવ્યા છે, તેથી તમારા મકાનમાં થોડીકવાર આશ્રય આપશો તો ઉપકાર થશે. આ સાંભળી ઘરધણીએ તો બારણું

ઉઘાડી નાંખ્યું અને તેને અંદર લઈ તેની આગતા સ્વાગતા કરવા માંડી. તે ભૂખ્યો હશે એમ ધારી ખાવાનું લાવી મુકયું, પણ બાદશાહે તે ના પાડી કહ્યું કે તે ભૂખ્યો નથી. થોડીવાર પછી પેલો ઘરધણી પણ પોતાનું ઘરનું નિત્ય કામ કરી પરવારી તેના આગળ આવી બેઠો, અને બંને જણ વાતે વળગ્યા. વાત ઉપરથી વાત કાહાડતાં બાદશાહે કહ્યું, ભાઇ કાલે તમારા શેહેરમાં જે ઢંઢેરો ફેરવ્યો તેવો શું દરમહીને બાદશાહ ફેરવે છે કે? હું તો તે સાંભળીને વિસ્મય પામી ગયો કે રાજાને એવો તે કેટલોક શોખ હશે? પેલો ઘરધણી જે બાદશાહને ઓળખતો નથી અને તેને કોઇ પરદેશી મુસાફર તરીકેજ ઓળખતો હતો તે બોલ્યો ના, ભાઇ ના. બાદશાહને કોણ જાણે મનમાં શું વ્હારૂ આવ્યું હશે, તે ગઇ કાલેજ એવો ઢંઢેરો ફેરવ્યો હતો. તેમ જોઈ બાદશાહે પૂછ્યું, પણ આટલા બધા દુધનું શું કીધું હશે? પેલો ઘરધણી બોલ્યો, ભાઇ ખરી વાત કહું, બાદશાહ એ દુધનું જોઇએ તે કરે, પણ મેં તો દુધને બદલે પાણીનો હાંડો નાખ્યો હતો. આટલા બધા હાંડા દુધના પડે તેમાં એકાદ પાણીનો હાંડો પડે તો શું ખબર પડવાની હતી. બાદશાહે કહ્યું, વાહ, વાહ ભાઇ, શી તારી હીકમત? પણ ભાઇ જો આ વાત બાદશાહને ખબર પડે તો તમારા શા હાલ થાય? ઘરધણી હસીને બોલ્યો, ભાઈ એ વાત બાદશાહને ક્યાંથી ખબર પડે તે તો હુંજ જાણું છું. બાદશાહે આ સાંભળતાંજ પોતાનો વેષ બદલી નાખ્યો અને બાદશાહના વેષમાં જાહેર થયો. ઘરધણી તો આ જોતાંજ ફાટી ગયો અને હાય વરાળ કરવા માંડી કે આ તો મારૂં પાપ મારે મોહોડે ખુદ બાદશાહ આગલ કબુલ થઇ ગયું, હવે કેમ થશે! બાદશાહ તેના ઉતરી ગયલા ચેહેરા ઉપરથી તેની સ્થિતિ જાણી ગયો, અને તેને હિમ્મત આપી બોલ્યો; ભાઇ, તું બીહતો ના, તારા એક બાલને પણ ઇજા થવાની નથી, તેં તારો વાંક તારે મોઢે કબુલ કીધો છે એટલેજ બસ છે. મારે મારી ખાતરી કરવી હતી અને તે થઈ છે એટલુંજ બસ છે.

પછી પોતાનો છુપો વેષ પાછો પહેરી લઈ ત્યાંથી ચાલતો થયો. તે એક ધનવાનના ઘર આગળ જઇ પોહોંચ્યો. તે ઘરધણી બહુ ઉદાર મનનો

ગણાતો હતો. આગળ માફક તે ઘરમાં દાખલ થયો અને ઘણો થાકીને આવ્યો હોય તેવો દેખાવ કર્યો. ઘરધણીએ તેને પરદેશી મુસાફર સમજી ઘરમાં દાખલ કીધો અને ઘણીક સરભરા કીધી. થોડીવાર અહીં તહીંની વાતો કીધા પછી બાદશાહે જેમ પહેલાં વાત કહાડી હતી તેમ તે ઘરધણી આગળ પણ દુધના હાંડા નાંખવાના ઢંઢેરાની વાત કહાડી. ઘરધણીએ ખુલાસો કીધો, ભાઇ, પોતાના ઘરમાં નુકશાન કરવા કોઇને ગમે નહી. બીજાઓએ તો હોજમાં ગમે તે નાખ્યું હોય પણ મેં તો દુધને બદલે પાણીનો હાંડો નાખ્યો હતો. બાદશાહને તો એજ જાણવું હતું એટલે તે બોલી ઉઠયો, ભાઇ એ તમારી યુક્તિની વાત બાદશાહ જાણે તો શું થાય? એમ બોલી બાદશાહે પોતાનો છુપો વેષ કહાડી નાખી બાદશાહી સ્વરૂપ ધારણ કીધું, જે જોતાંજ તે પૈસાદાર ઘરધણીના હાંજા ગગડી ગયા; છતાં બાદશાહે તેને ધીરજ આપી, અને ત્યાંથી પોતાનો છુપો પોશાક પહેરી ચાલતો થયો. આ પ્રમાણે બીરબલે કહેલી વાત કસોટીમાં પુરી પાધરી ઉતરી તે માટે તેની અક્કલ ઉપર આફ્રિન કીધી.

## બાદશાહની કીમ્મત અંકાઈ–એક અશરફી!

એક દિવસે દરબારમાં ટોળટપા ચાલી રહ્યા હતા, તેટલામાં એક દરબારી ખોંખાર મારતો ઉભો થયો. તેને જોઇને બધા ચુપ થઈ ગયા, અને બધા ચુપ થતાંજ તે દરબારી બોલ્યો જહાંપનાહ, આજે રસ્તે આવતાં મેં એક અદ્દ્ભૂત બનાવ જોયો. આ ગામના એક પ્રખ્યાત સાહુકારને તેના નોકર સાથે ખટપટ થતી હતી. તે દરમ્યાન, શેઠે માણસને કહ્યું, તું કોડી કીમ્મતનો છે, તારામાં કશી અક્કલ નથી. નોકરે શેઠને ઉત્તર આપ્યો કે, શેઠ તમે માણસની કીમ્મત મુદ્દલ પીછાનતા નથી, તમારા માટે મેં કેટકેટલું જોખમ સહન કર્યું છે? તમારો માલ કેવો સાચવીને રાખ્યો છે? તમો આટલા બધા પૈસાદાર બન્યા છો તેમાંના અરધા પૈસા તો મેં તમને કમાવી આપ્યા છે, અને તે બધું તમે ભુલી જાઓ છો. ખુદાવિંદ, નોકર શેઠ વચ્ચે આવી જાતની તકરાર થતી સાંભળીને હું અજાયબ થયો અને

ગુપચુપ ચાલી આવ્યો, અને તે વાત મેં તમારા હજુર રજુ કરી છે. બાદશાહ આ સાંભળી ચોંકયો અને તેને તુરત કાંઇ બારે વિચાર આવ્યો અને ઘણીકવાર મનમાં અંદેશો કરીને બોલ્યો; હા, આ બાબતનો મને કશો વિચાર આવ્યો ન હતો, આજ તો એ સાહુકાર છે તેના નોકર વચ્ચે આવી બોલચાલ થઇ છે! અને કાલે ઉઠીને મારા દરબારીઓ મારા સંબંધમાં એવો સવાલ ઉઠાવે તો મારે શું કરવું? તેઓ તો એમજ કહે કે બાદશાહને તો હમોએજ ગાદીએ બેસાડયો છે તો પછી મારે શું કરવું? માટે મારે મારી પણ કીમ્મત અંકાવવી જોઇશે.

બાદશાહની કીમ્મત આંકવી એ કાંઇ ગપ દેતો કે થુક ઉછાલી જવાનું કામ ન હતું, એટલે એક દરબારી પોતાને માથેથી એ ખટરાગ ઉઠાવી દેવાને બોલ્યો, ખુદાવિંદ, એ કામ આપણો બીરબલ બરાબર બજાવી શકશે. બાદશાહે પણ માન્યું કે આ બધા ઢોંડફાડા દરબારીઓમાં માત્ર બીરબલજ કાંઇ તોડ કહાડશે ખરો. એટલે તેણે બીરબલનેજ તે સવાલ કીધો, કે મારી કીમ્મત કેટલી તે નક્કી કર.

બીરબલે જાણ્યું કે ફસ્યા તો ખરા, પણ વિચાર્યું કે તુરત વેળા કાંઈ યુક્તિ કરીને એમાંથી છટકવું ખરૂં. બે હાથ જોડી બીરબલ બોલ્યો, ખુદાવિંદ, કોઇપણ ચીજની કીમ્મત આંકવી એ તો સાહુકાર, શરાફ અને ઝવેરીનું કામ છે, માટે હોકમ હોય તો શેહેરના તમામ ઝવેરીઓને બોલાવી મંગાવી આપની કીમ્મત અંકાવી આપું.

બાદશાહ બોલ્યો, હા, બીરબલ, ફાવે તેમ કર.

બાદશાહનો હોકમ થતાંજ બીરબલે સીપાઇઓને બોલાવી શેહેરના તમામ મોટા મોટા ઝવેરીઓને તેડાવી મંગાવ્યા. તે બાપડા ગભરાયા કે આજે શી ધાડ ધયરી છે, કે બધા ઝવેરીઓને પકડી મંગાવ્યા છે. બધા ઝવેરીઓ બનીઠનીને દરબારમાં હાજર થયા. તે બધાને ભેગા થયેલા જોઈ બીરબલે કહ્યું, ભાઇઓ, તમારે આજે બાદશાહ સલામતની કીમ્મત આંકવાનું કામ બજાવવાનું છે. બધા આ સાંભળી મુઝવણમાં પડયા, છતાં એક હીમતવાન

વૃદ્ધ ઝવેરીએ હાથબક્ષ કરી માંગી લીધું કે, સિપાઇ એકદમ તેડવા આવ્યાથી હમે ઠરીઠામ થઈ આવ્યા નથી માટે હમોને વિચાર કરવાનો વખત આપો.

બાદશાહે, તે માંગણી કબુલ રાખી, બીરબલને કહ્યું કે, આ લોકોને એકાંત ઓરડામાં લઇ જા, અને ગમે તેમ કરી મારી કીમ્મત નક્કી કરાવ.

હોકમ પ્રમાણે બીરબલ સાહુકારોના જમેલાને દરબારની પડોશમાં એક ઓરડામાં લઇ ગયો. બધાઓને બેસાડી, બીરબલ પણ તેમની પાસે બેઠો. પછી તેઓ પરસ્પર મસલહત કરવા લાગ્યા, પણ કોઇની તદબીર સચોટ લાગી નહી. એમ જોઇ બીરબલે કહ્યું, ભાઇઓ હાલ તો બાદશાહ પાસે તમે પંદર દિવસની મેહતલ માંગી લેવી, અને તે દિવસ ખલાસ થવાની એક દિવસ પેહેલાં તમે બધા મારે ત્યાં આવજો, એટલે હું કાંઇ યુકિત શોધી કહાડીશ.

બીરબલની ચતુરાઇ બધાઓને ખબર હતી એટલે તેનું બોલવું કબુલ રાખી દરબારમાં આવ્યા અને પેલાજ હીમ્મતવાન ઝવેરીએ, હાથ જોડી બાદશાહને અરજ ગુજારી કે, ખુદાવિંદ, આપનું મુલ્ય આંકવું એ કાંઇ ખાવાનું કામ નથી માટે હમોને પંદર દિવસની મેહતલ આપો તો અમે વિચાર કરી જવાબ આપીશું.

બાદશાહના ધ્યાનમાં પણ તે વાત ઉતરી એટલે તેણે પંદર દિવસની મેહતલ આપી. બધા ધરે ગયા અને બીરબલ પણ ધરે જઈ તદબીર શોધવા મંડયો. બાદશાહી ટંકશાળમાં તેણે એક અશરફી પાડી મંગાવી, જે બીજી અશરફીઓથી એક વાલ જેટલી વજનમાં વધુ હતી; કેમકે બીરબલે તેમાં તેટલું સોનું ખાસ વધારે નખાવ્યું હતું. આ અશરફી લાવીને તેણે બીજી અશરફીઓ જોડે ભેલી દીધી. ચોદમે દિવસે બધા ઝવેરીઓ બીરબલને ઘેર ભેગા થયા. તેઓને બીરબલે સમજાવી દીધું કે મેં બે હજાર અશરફીઓ તૈયાર રાખી છે. તેમાંની એકાદ વજનમાં બે વાલ વધારે નીકલી આવશે. બધી અશરફી તોલી જોવી અને તેમાં જ્યારે તે વધારે વજનવાળી હાથ લાગે ત્યારે તમારામાંથી એક જણે તે બાદશાહના પગ આગળ મુકી કહેવું

કે, ખુદાવિંદનું મુલ્ય આ અશરફી છે. જ્યારે બાદશાહ તેનો ખુલાસો પુછે ત્યારે કહેવું કે આ અશરફી બીજીઓ કરતાં બે વાલ વધારે છે. બીજી અશરફીઓમાં જેમ એ વધારે છે તેમ બીજા માણુસો કરતાં આપ એટલા વધારે છો, એ સિવાય બીજું સમય વર્તિને બોલવું. આ પ્રમાણે સમજાવી બીજે દિવસે દરબારમાં હાજર થવાને તેમને તાકીદ કરી વિદાય કીધા.

બીજે દિવસે દરબાર ભરાઇ. એ દિવસે બાદશાહની કીમ્મત અંકાવાની' છે એમ સાંભળીને લોકોની ઠઠ ભારે મળી હતી. દરબારીઓ પણુ વેળાસર પોતપોતાની જગ્યાએ આવી બેસી ગયા હતા. પેલા ઝવેરીઓ પણુ બધા આવી ગયા હતા. છેલ્લે બાદશાહ સલામતની સવારી આવી એટલે હાજર થયલાં લોકોએ તેમને વધાવી લીધા, દરબારનું કામ ચાલવા લાગ્યું, પેલા ઝવેરીઓએ કાંટા લઇને પેલી હાજર કરેલી બધી અશરફીઓનું વજન કરી જોયું, ઉપરાંત દરેક અશરફી ઉછાલી તેનો ટીક ટીક અવાજ કરી જોયો. આ પ્રમાણેનો તમાસો બે કલાકેક ચાલુ રહ્યો, બાદશાહ પણુ અધીરો થવા લાગ્યો.

'આખરે ઝવેરી વર્ગમાંથી પોકાર ઉઠયો કે બાદશાહની કીમ્મત અંકાઇ ગઇ. તુરતજ એક વૃદ્ધ શરાફ ઉભો થઇ જરા આગળ આવી બાદશાહના પગ આગળ પેલી અશરફી રજુ કરી બોલ્યો, 'ખુદાવિંદ, આ અશરફી આપનું મૂલ્ય છે.'

બાદશાહે આશ્ચર્ય પામી પૂછ્યું, શું આ એક અશરફી મારૂં મૂલ્ય ? એ તે કેવી વાત ?

પેલા ઝવેરીએ હીમ્મતથી જવાબ દીધો, હા, ખુદાવિંદ આ અશરફીઓ તપાસી પણુ એની જોડીની બીજી એકે નથી. આપની પ્રજા બીજી સાધારણુ અશરફી જેવી છે અને આપ આ, અસાધારણુ અશરફી સમાન છો.

બાદશાહે અજાયબી પામી સવાલ કીધો, ત્યારે શું મારા અને મારી રૈયત વચ્ચે આ માત્ર બે વાલનોજ ફરક છે ? શરાફે હીંમતથી ખુલાસો કીધો, હા ખુદાવિંદ, જાણે આપની પ્રજા આપને તાબે રહેવા સરજાયલી છે અને આપ તેને તાબે રાખવા સરજાયલા છો. પ્રજામાં જેમ આપ શ્રેષ્ટ છો

તેમ અશરફીઓમાં આ અશરફી શ્રેષ્ટ છે. આપ ઉંચે આસને બેસો છો અને આપની રૈયત નીચે બેસે છે અને તેથી આપના અને રૈયત વચ્ચે ભેદ જણાય છે.

વૃદ્ધ શરાફનું આ બોલવું સાંભળી બાદશાહે તુરતજ તેને તેમજ બીજા બધા ઝવેરીઓને જુદાં જુદાં ઇનામો આપ્યાં. બધા ખુશી થતા ઘેર ગયા, અને બાદશાહ પણ પોતાની કીંમત અંકાયેલી માનીને મેહેલમાં ગયો. પેલી તરફ બધી દરબાર પણ વિસ્મય પામી વિદાય થઇ ગઈ.

## થોડું ઘણું?

એક દિવસે બાદશાહ ખાનગી દીવાનખાનામાં બેસી ઝોંકા ખાતો હતો; તેવામાં બીરબલ ત્યાં દાખલ થયો. તેને તો મેહેલમાં ગમે ત્યાં દાખલ થવાની છુટ હતી. તે વેળા તેની જોડે તેની ચાર–પાંચ વર્ષની દીકરી હતી. બાદશાહને કુર્નસ બજાવી બીરબલ તેની સામો બેઠો એટલે બાદશાહે તે છોકરીને પૂછ્યું, છોકરી તને બોલતાં આવડે છે કે? છોકરી બોલી, હાજી, થોડું ઘણું આવડે છે. બાદશાહે પૂછ્યું થોડું ઘણું તે શું? છોકરી બોલી મારા કરતાં જેઓ મોટા છે તેમનાથી થોડું અને મારા કરતાં નાના છે અને સદાબડું બોલતાં નથી આવડતું તેમના કરતાં વધારે, એટલે "થોડું ઘણું." આટલી નાની છોકરીની આવી ચાલાકી જોઇ બાદશાહ મગન થયો અને ખુશ થઈ એક બેમુલો પોશાક ભેટ આપ્યો.

## આપનારનો હાથ નીચો!

એક વખત બાદશાહ બીરબલ વગેરે ગુપચુપ બેસી એક બીજાનાં મોહોડાં જોતા હતા. તેવામાં બાદશાહને કાંઇક ટકોર સુઝી આવી. તેણે બીરબલને સવાલ કીધો, બીરબલ, એક માણસ જ્યારે બીજાને કાંઇ આપે છે ત્યારે હંમેશ આપનારનો હાથ ઉપર અને લેનારનો હાથ નીચે એમ હોય છે. પણ કાઇ પ્રસંગે એથી ઉલટુંજ બને છે ખરૂં, કે આપનારનો હાથ નીચે અને લેનારનો હાથ ઉપર આવે. બીરબલે ઝાઝો વિચાર નહી કરતાં તુરત કહી દીધું, હા ખુદાવિંદ, ઘણી વખત એમ બને છે. બાદશાહે

તે કેમ બને છે તે જાણવા માંગ્યું એટલે બીરબલ બોલ્યો, ખુદાવિંદ તપખીર આપતી વખતે આપનારનો હાથ નીચે અને લેનારનો ઉપર હોય છે. બીરબલની આ હાજરજવાબી સાંભળી બાદશાહ ખુશ થઈ ગયો.

## સુખી અને દુઃખી કોણ?

એક દિવસે ભર દરબારમાં બાદશાહે બીરબલને સવાલ કીધો,–બીરબલ સુખી કોણ? બીરબલે તુરત જવાબ દીધો. ખુદાવિંદ, જીવતો માણસ કદી સુખી ગણાતો નથી. માણસ મુવા પછીજ સુખી કહેવાય છે. બાદશાહે તેનું કારણ જાણવા માંગ્યું, એટલે બીરબલે કહ્યું જહાંપનાહ, જે માણસ આજે સુખી દેખાય છે તેની ઉપર કાલે કેવી વિપત્તિ આવશે તે તે જાણી શકતો નથી તેથી તે સુખી કેમ કહેવાય? વળી બાહારથી સુખી દેખાતો હોય પણ અંદરથી તેનું અંતઃકરણ સુખી છે કે દુઃખી તે કેમ જણાય? માણસ મુઆ પછીજ સુખી કહેવાય છે. આ સાંભળી બાદશાહજી ખુબ ખુશ હો ગયા.

## ફાવ્યો તે ડાહ્યો અને ફસ્યો તે મૂખ :

એક દિવસે બાદશાહે બીરબલને ફરમાવ્યું કે ડાહ્યો અને મૂર્ખ કોણ તે સમજાવ. બીરબલે તુરત હસીને જવાબ દીધો; જહાંપનાહ, પોતાની રચેલી તદબીરમાં જે ફાવ્યો તે ડાહ્યો અને જે ફસી પડયો તે મૂર્ખ સમજવો. બાદશાહ તથા બધા દરબારીઓ આ જવાબ સાંભળીને આશ્ચર્ય પામ્યા.

## નસીબ સરસ કે ઉદ્યોગ?

એક દિવસે ભર દરબારમાં ગામગપાટા ચાલી રહ્યા હતા, જેને જેમ ગમે તેમ વાતોના ગપાટા હાંકતા હતા, નાચ રંગની લેહર ચાલતી હતી, અબીલ ગુલાલ ઉડી રહ્યાં હતાં, અને એવી લ્હેર ભોગવી દરબારીઓ ઉઠવાની તૈયારી કરતા હતા. તેટલામાં બાદશાહને ચુડ થઇ આવી અને તેણે સવાલ કીધો,– બીરબલ મને એક ચીજ ખટકયા કરે છે તે એમ કે નસીબ સરસ કે ઉદ્યોગ તેનો મારે ખુલાસો જાણવો છે.

બધા દરબારીઓ જાણે વાઘ માર્યો હોય તેમ બોલી ઉઠયા, ભલા,

ઉદ્યોગ સરસ. પણ બીરબલ તે બધાના અભિપ્રાયથી તદ્દન જુદો પડયો, અને બોલ્યો કે, ખાવિંદ ઉદ્યોગ કરતાં નસીબ વધારે સરસ છે.

બાદશાહે તુરત કહ્યું કે, બીરબલ જો તારા કહ્યા પ્રમાણે નસીબ ઉપર આધાર રાખીને ઉદ્યોગ કીધા વગર બેસી રહીએ તો ખાવાનું પણ મળે નહી.

બીરબલે કહ્યું, ખુદાવિંદ, તકસીર માફ છે. પણ ગમે તેટલો ઉદ્યોગ કરો પણ નસીબમાં નહી હોય તો કાંઇ મળે નહી, અને છતે ઉદ્યોગે ભૂખે મરે, માટે ઉદ્યોગ કરતાં નસીબ સરસ છે.

આ તકરાર ચાલતી હતી તેટલામાં એક દરબારીએ ટાપસી પૂરી કે ખુદાવિંદ, બીરબલ પાસે એની તકરારના ટેકામાં કાંઇ વજનદાર દલીલ હશે.

બાદશાહે તે માન્ય રાખી બીરબલને હોકમ ફરમાવ્યો કે, તારા બોલવાના ટેકામાં કાંઈ પુરવારી હોય તે બતાવ.

બીરબલે કહ્યું, એના પુરાવા કાંઇ સાથે લઇને ફરાય છે? કોઇ દિવસે તે પ્રત્યક્ષ બતાવી આપીશ.

આ ખટરાગ તે વખતે તો બંધ પડી. થોડા દિવસ પછી એક દિવસે સાંજને વખતે બાદશાહ પોતાના ખાસ દરબારીઓ સાથે જમના નદી ઉપર સહેલ કરવા નીકળ્યો. ખાસ મછવો તૈયાર થતાંજ બધાજ તેમાં બેઠા. થોડીકવાર કેટલીક વાતચીત થઇ ગયા પછી બાદશાહ પોતાની અસલ વાત ઉપર ઉતર્યો. ઉદ્યોગ અને નસીબની વાત તેણે પાછી છેડી, અને બીરબલને પૂછ્યું કેમ બીરબલજી, નસીબ કરતાં ઉદ્યોગ સરસ છે તે વાત હજુ પણ તારે ગળે ઉતરે છે કે કેમ?

બીરબલ કાંઇ કાચો નહતો. તે તો પોતાના બોલને વળગીજ રહ્યો. આ ઉપરથી બાદશાહને ક્રોધ ચઢયો. તેણે પોતાની હાથની ખાસ સીલની વીંટી પાણીમાં ફેંકી અને કહ્યું કે એ વીંટી મને એક મહીનામાં પાછી ન મળી તો બીરબલ તારૂં મોત આવેલું સમજી લેવું; વગર ઢીલે તારૂં માથું કપાવી નાખીશ.

બાદશાહનું આવું ક્રોધયુક્ત ભાષણ સાંભળી બધા દરબારીઓ ધ્રુજવા લાગ્યા. પણ જેનું નામ બીરબલ, તે તો ચુપકી ધારણ કરીનેજ બેઠો રહ્યો. બાદશાહે મછવો પાછો ફેરવ્યો. જે ઠેકાણે બાદશાહે વીંટી નાખી હતી તે ઠેકાણે પાણી ઘણુંજ ઉંડું હતું. બધા કીનારે ઉતર્યા. બીરબલનું હવે આવી બન્યું છે એમ દરેક જણ સમજવા લાગ્યા, અને વીંટી મલવી મુશ્કેલ છે એમ બધા વમાસવા લાગ્યા. કીનારે ઉતરતાંજ બાદશાહ મહેલમાં ગયો, અને વીંટી મેળવવા બીરબલ કાંઇ ઉપાય ન કરે તેની સાવચેતી રાખવા સીપાઇઓને તાકીદ કરી. બીરબલ પણ જે બનવાનું હશે તે બનશે એમ સમજીને બેઠો રહ્યો. બાદશાહે આપેલી મહીનાની મુદતને ત્રણ દિવસ વાર હતા, તેટલામાં એક દિવસે, બીરબલને પૂછ્યું કેમ બીરબલ, વીંટી મલી? પણ કબુલ કરી દે કે નસીબ કરતાં ઉદ્યોગ સરસ છે, જો તેમ કરશે તો તને કરેલી સજા માફ છે.

બીરબલ હસ્યો અને બોલ્યો, જહાંપનાહ, નસીબ કરતાં ઉદ્યોગ કદી સરસ થઇ શકેજ નહી, હજુ તો ત્રણ દિવસ બાકી છે તેટલામાં તો કોણ જાણે શું નું શું થઇ જશે?

આ હઠીલાઇ ભરેલા જવાબથી બાદશાહના ક્રોધમાં તો વધુ અગ્નિ સળગ્યો. છતાં ત્રણ દિવસ પુરા થઇ ગયા એટલે ચોથે દિવસે બીરબલે બાદશાહ હજુર રજુ થઈ નમ્રતાથી કહ્યું, બાદશાહ સલામત મને મારા નસીબના ગોગે તમારી વીંટી મલી નથી. ત્યારે તો, બીરબલ,—બાદશાહે તાકીદ કીધી—'તું મરવાને તૈયાર થા.'

બાદશાહે હોકમ કીધો કે બીરબલને પકડી કેદ કરો, અને ફાંસીના માચડા ઉપર લઈ ચાલો. છતાં એકવાર ફરીથી બાદશાહે પૂછ્યું, બીરબલ હજુ પણ તારી હઠ છોડી કબુલ કર કે નસીબ કરતાં ઉદ્યોગ સરસ છે.

બીરબલ નાસીપાસ થઇને બોલ્યો, ખુદાવિંદ મરતા માણસને શા માટે સતાવો છો? એકદમ જલ્લાદને ફરમાવો કે મને ગર્દન મારે.

બાદશાહની ઇસારત થતાંજ સીપાઇઓ તેને પકડીને ચોગાનમાં લઇ ગયા. ત્યાં ફાંસીનો માચડો ઉભો કરવામાં આવ્યો. બીરબલને ફાંસી અપાતી જોવાને મેદાનમાં લોકોની ભારે મેદની મળી હતી. બીરબલનાં કુટુંબીઓ એક બાજુ ઉભાં રહી રડતાં હતાં. તેટલામાં જલ્લાદે આવી તેની છેલ્લી શી ઇચ્છા હતી તે પૂછવા માંડયું. તેનો જવાબ આપવા જતો હતો તેટલામાં જાણે જમીનમાંથી ફુટી નીકળ્યો હોય તેમ એક ફકીર ત્યાં હાજર થયો. અલ્લાહના નામની બાંગ પોકારી તે બોલ્યો, "અરે બીરબલ, તારા નસીબના યોગે તને આજે ફાંસી જવાની વેળા આવી છે માટે એક પુન્યનું કામ કરતો જા; આ પ્રભાતનો પોહોર છે તેવા સમયે ભોજન જેવું બીજું એકે દાન નથી, મને ભૂખ લાગી છે માટે એક સારી જેવી મચ્છી લઈ મને તું તારા હાથે રાંધી ખવાડ."

આ સાંભળી, બીરબલ બોલ્યો, "ફકીર મૌલા, આ તે કેવી વાત, હું એક પવિત્ર હિંદુ તેમાં વળી વર્ણે ઊંચ બ્રાહ્મણ, છતાં તને મચ્છી રાંધીને ખવાડું એ તે કદી બને?"

ફકીરે કહ્યું કે "બીરબલ, મરતી વખતે તું મારી ઇચ્છા પૂર્ણ કરીશ તો તારૂં તેમજ તારાં બાલગોપાળનું કલ્યાણ થશે."

બીજા કેટલાકો ત્યાં હાજર હતા તેઓએ પણ બીરબલને સમજાવ્યો કે, ફકીરની ઇચ્છા પૂર્ણ કરવીજ જોઇએ.

કેટલીક આનાકાની પછી બીરબલે તે વાત કબુલ કીધી. એક જણ દોડયો ને એક મચ્છીમારને મચ્છીની ટોપલી સુદ્ધાં બોલાવી લાવ્યો. તેમાંથી એક સારી જેવી મચ્છી શોધી તેના પૈસા મચ્છીમારને આપી દીધા. પછી છરી લઇ તે મચ્છી ચીરવા માંડી. પેટું ચીરાતાંજ અંદરથી કાંઇ કઠણ ચીજ નીકળી પડી. બીરબલે તે ચીજ ઉંચકી લીધી અને સાફ કરી જોઇ તો બાદશાહની રાજમુદ્રા-વીંટી! આ વેળા બાદશાહ પોતે પણ બારીએ ઉભો રહી આ બધો તમાશો જોતો હતો. ફકીર તથા બીરબલની વાત તેણે સાંભળી ન હતી પણ બીરબલને મચ્છી સમારતાં તો તેણે જોયો હતો.

બીરબલ મચ્છી સમારતાં એકદમ ઉભો થયો. તે પેહેલાં પેલા ફકીરને જોવા ગયો તો ફકીર તો ગેપ! પછી બીરબલે પોતાની ઉપર દેખરેખ રાખવાને ઉભા રાખેલા અમલદારોને ખસેડી બાદશાહને મળવા જવાની રજા માંગી.

મચ્છીના પેટમાંથી કાંઇ ચીજ નીકલી છે એ આગળ ઉભેલાઓએ જોઈ લીધું હતું, પણ તે શું ચીજ તે કોઇ જાણી શકયું નહી. અમલદારો બીરબલને બાદશાહની હજુરમાં લઇ ગયા. બાદશાહ સમજ્યો કે, બીરબલ છેલ્લી ઘડીએ હઠ છોડી પોતાની ભૂલ કબુલ કરવા આવે છે, પણ બાદશાહજીએ તો ઠરાવ કીધો હતો કે બીરબલને ક્ષમા નહીજ કરવી. બીરબલ હજુ તો પોતાની જીભ ઉપાડે તેટલામાં બાદશાહ બોલી ઉઠયો, બીરબલ, હવે આજીજી કરવી ફોકટ છે. ઉદ્યોગ મોટો ઠેરવે તો તે પણ હવે મિથ્યાજ છે.

બીરબલે ઠાવકું મોહોડું કરી કહ્યું, પણ ખુદાવિંદ, હું કયાં કહું છું કે, ઉદ્યોગ સરસ છે, હું તો નસીબજ સરસ જાણું છું, અને તેથીજ આપની પાસે આવ્યો છું.

બાદશાહે, બીરબલના આ જવાબથી આશ્ચર્ય પામી કહ્યું, ત્યારે મારા હજુર આવવાનું કાંઇ કારણ?

બીરબલે કહ્યું કે, ખાવિંદ કારણ એટલુંજ કે, તમારા પાસે કબુલ કરાવવું કે નસીબ સરસ છે.

બાદશાહે પુછયું એટલે?

બીરબલે ધીરજથી જવાબ દીધો—એટલે, આ રહી તમારી વીંટી!

બાદશાહે અજાયબ થઇ તે વીંટી હાથમાં લઇ તપાસી તો તે પોતાનીજ જણાઇ અને બીરબલને પૂછયું. બીરબલ ખુલાસો કર, એ કયાંથી મળી?

બીરબલે કહ્યું, જહાંપનાહ, મારાં નસીબને યોગે મને મલી છે, જો નસીબ સરસ ન હોત તો વીંટી મને મલતે નહી.

આમ કહી, બધી બનેલી વાત બાદશાહને સમજાવી, અને બાદશાહ પાસે કબુલ કરાવ્યું કે ઉદ્યોગ કરતાં નસીબ સરસ છે.

બાદશાહે તે કબુલ કરી, ફાંસીની સજા રદ કરી બીરબલને ઉમદા શીરપાવ તથા બીજી કીમતી ભેટ આપી, તેના કુટુંબના માણસોને એકેક પોશાક ભેટ આપ્યો.

ગમે તેટલો માણસ ઉદ્યોગ કરે તો પણ નસીબમાં હોય તેટલુંજ ફળ મળે, તેમ ફક્ત એકલાં નસીબ ઉપર આધાર રાખી ઉદ્યમ નહી કરવાથી પણ નસીબ ફળતું નથી. નસીબ અને ઉદ્યોગ બંને એક બીજાને મદદ કરે છે.

## ગદ્ધાનો ઘોડો કેમ બને?

એક દિવસે સાંજે બીરબલ અને બાદશાહ ઘોડેસ્વાર થઈ ફરવા નિકળ્યા. ગપાટાસપાટા ચલાવતાં અને ફરતાં ફરતાં ઠેઠ જમના કિનારે આવી પોહોંચ્યા. સંધ્યાકાળ થયલો હોવાથી કેટલાક બ્રાહ્મણો સ્નાન કરીને અને કેટલાકો મોઢું ધોઇધોઇને સંધ્યા કરવા પડયા હતા. બીરબલ પણ જાતે હિંદુ તો ખરોજ એટલે તે પણ મોઢું સાફસુફ કરી સંધ્યા કરવા બેઠો. એ સઘળો વખત બાદશાહ બાજુએ ઉભો રહી તમાશો જોયા કરતો હતો. સંધ્યા પૂજા કરી રહી બીરબલ પાછો ઘોડેસ્વાર થયો; અને બાદશાહ સાથે આગળ ચાલ્યો. રસ્તે ચાલતાં બાદશાહને કાંઇક ગમ્મત કરવાની ચુડ થઇ આવી. એટલે તે ઠાવકું મોહોડું કરીને બોલ્યો, બીરબલ મને સંધ્યા કરતાં શીખાડ. બીરબલે કહ્યું; ખુદાવિંદ, સંધ્યા તો બ્રાહ્મણ કે ક્ષત્રીયથીજ થઇ શકે. બાદશાહ બોલ્યો, તેમ તો ઠીક, બીરબલ મેરેકુ બ્રાહ્મણ કર દે. બીરબલે કહ્યું, જહાંપનાહ એક દેહમાંથી બીજી દેહ કદી થઇ શકે ખરી કે? બાદશાહે હઠ લીધી કે, કોઇપણ ઉપાય કર કે જેથી હું બ્રાહ્મણ બની જાઉં. બીરબલે જાણ્યું કે બાદશાહના મનમાં ભુતડું ભરાયું છે તે સેહેલથી નિકળવાનું નથી, માટે હવે તો કાંઇ તદબીર લગાવવી પડશે. એમ વિચાર કરી જવાબ દીધો, ખુદાવિંદ એ બાબતસર હું એકાદ બે દિવસમાં તજવીજ કરીશ. આ વાતચીત કરી તેઓ ઘોડા કુદાવતા ઘરે આવ્યા. થોડા દિવસ પછી બીરબલે ગામમાંથી થોડા કુંભારોને બોલાવી કહ્યું, આવતી કાલે સાંજે એક ગધેડાને લઇને તમે જમના નદીમાં નહવડાવવા લઇ જજો અને તેને

ખુબ ઘસીઘુસીને નહવાડજો. પછી ત્યાં હું અને બાદશાહ આવી લાગીશું, અને તમને પૂછીશું કે આ શું કરો છો? ત્યારે જવાબ આપજો કે "સાહેબ આ ગધેડો છે તેને ઘોડો બનાવીએ છીએ." કુંભારો તો બીરબલની આ વાત ધ્યાનમાં રાખી ચાલી ગયા. ગોઠવણ પ્રમાણે બીજે દિવસે સાંજે તે કુંભારો એક ગધેડાને લઇને જમના કિનારે ગયા અને ત્યાં ગધેડાજીને પાણીમાં ઉતારી ખુબ ઘસીઘસીને નહવાડવા માંડયો. વખત થતાંજ બાદશાહ અને બીરબલ ત્યાં આવી લાગ્યા. બીરબલ ખામુખા પેલા કુંભારો જ્યાં ગધેડાને નહવાડતા હતા ત્યાં બાદશાહને લઇ આવ્યો. બાદશાહે, ગધેડાને ખુબ ચોળી ચોળીને નહવાડતા હતા તે જોઇ વિસ્મય પામી કુંભારોને તેમ કરવાનું કારણ પૂછ્યું. કુંભારોએ નમ્રતાથી હાથ જોડી કહ્યું, ખુદાવિંદ, આ ગધેડો છે તેને ઘોડો બનાવીએ છીએ. બાદશાહ આ સાંભળી હસ્યો અને બીરબલ તરફ ફરીને પૂછ્યું, બીરબલ આ બાપડાઓ મૂર્ખા લાગે છે, ગધેડાનો ઘોડો તે થઇ શકતો હશે ખરો?

બીરબલે જોયું કે હવે મારો લાગ આવી પોહોંચ્યો, ખાવિંદ, જો ગધેડાનો ઘોડો નહી થઇ શકે તો, મુસલમાન તે બ્રાહ્મણ કેમ થઇ શકે?

બાદશાહે કાન પકડયા, હા બીરબલ એ પણ ખરી વાત.

તેમ જોઇ બીરબલે ઠોક મારી, જનાબ, પારકા ધર્મમાં શ્રીમંત થવા કરતાં પોતાના ધર્મમાં ગરીબ રહેવું વધારે સારૂં છે; ધર્મ ત્યાગ કરવા કરતાં, દેહનો ત્યાગ કરવો બહુ ઉત્તમ છે.

બીરબલની ચતુરાઇ જોઇ બાદશાહ આનંદ પામ્યો.

## જીવાજી દરજીની ચતુરાઇ–રાણીની કાંચળીનાં કાપડની ચોરી.

અમદાવાદના જીવાજી દરજીની ચતુરાઈની અનેક વાતો સંભળાય છે. તેમાં તેણે અમદાવાદથી ઠેઠ દિલ્લી આવી, બાદશાહની રાણીને માટે બનાવેલી કાંચલીમાંથી કેમ કપડું તફડાવ્યું અને તેમાં શી સીફત વાપરી તે વાત જાણવાજોગ રસિલી છે. સીલાઇ કામમાં જીવાજીની બરોબરી કોઇ કરી શકે

તેમ નહતું. અમદાવાદમાં રહેલા બાદશાહના સરસુબા તથા બીજા બધા દરબારીઓનાં કપડાં જીવાજીજ સીવતો હતો, અને જીવાજી પણ એકીનથી તે સર્વનું કામ કરતો હતો. એક દિવસ દિલ્લીમાં બાદશાહની વર્ષગાંઠ હતી તેથી મોટી દરબાર ભરાઇ હતી. તેમાં બીજાઓ જોડે આ સરસુબો પણ હાજર હતો. શેહેરો શેહેરના રજવાડાઓ તથા અમીર ઉમરાવો તરફથી પુષ્કળ ભેટ સોગાદો બાદશાહને મલી હતી. આ ભેટમાં ચીનાઇ કીનખાબનો એક પીળો રેજો પણ મળેલો હતો. આ કીનખાબ બહુ કિમતી હતી. ચીનમાં ફક્ત શેહેનશાહ તથા તેનાં કુટુંબીઓજ તે કીનખાબનો ઉપયોગ કરી શકતાં હતાં. રૈયતથી તો તેનો ઉપયોગ થઈ શકતોજ નહી. આ મૂલ્યવાન કીનખાબનો રેજો પેલા ભેટ આપનારના હાથમાં આવી ગયો હતો, અને તે તેણે બાદશાહને નજર કીધો હતો. બાદશાહે તે કટકો પોતાના દરજીને બતાવી જોયો તો તેણે માપી ભરીને અભિપ્રાય આપ્યો કે આટલોજ બીજો ટુકડો હોય તો રાણી સાહેબની ચોલી થઇ શકે, તે સિવાય તે બીજા કોઇ ઉપયોગમાં આવે તેમ નહતું.

આ ઉપરથી બાદશાહે પેલા ભેટ આપનાર સોદાગરને કહ્યું કે આ કટકો જો મોટો હોત તો તે ઉપયોગમાં આવી શકત, બાકી આ ટુકડામાંથી તો નથી મારો સાહયો બનતો કે નથી મારી સુરવાલ બનતી, કે નથી બેગમનો કબજો કે ચોલી થતી. જો થોડો વધારે હોત તો ઉપયોગમાં આવત. પેલા ભેટ આપનાર સોદાગરે કહ્યું, ખુદાવિંદ, જો મળશે તો બીજો ટુકડો હું જરૂર મેળવી આપીશ.

આ ગોફતેગો સાંભળી ગુજરાતનો સરસુબો બોલ્યો, ખુદાવિંદ દરજીઓ ઘણા લુચ્ચા અને કસબચોર કુશળ હોય છે. મારા ધારવા મુજબ બેગમ સાહેબાની ચોલી તો એમાંથી સારી રીતે થઇ શકશે. જો મારો જીવો દરજી અહીં હોત તો નમુના પ્રમાણેજ એક કટકામાંથી મન ચાહે તે બનાવી આપતે, અથવા વગર નમુને પણ ચોલી બનાવી આપતે.

બાદશાહે કહ્યું, આપણે જીવાને અહીં બોલાવીએ તો કેમ?

સુબાએ જવાબ દીધો, જનાબ, કયાં દિલ્લી અને કયાં ગુજરાત!

બાદશાહને મન તો એ બધી રમત, એટલે તેમણે તો હોકમ કરી દીધો કે જીવાજીને તેડી લાવવા છડી સ્વારી રવાને કરી દયો. અને તે હોકમ તુરત અમલમાં મુકાયો. એટલે જીવાજી તો પોતાના કુટુંબકબીલા સાથે દિલ્લીમાં આવી પોહોંચ્યા. દિલ્લીમાં તેને વાસ્તે જગા તૈયાર કરવામાં આવી હતી ત્યાં ઉતારો આપવામાં આવ્યો. બે દિવસ વિસામો લીધા પછી બાદશાહે જીવાજીને દરબારમાં બોલાવી પેલો કીનખાબનો કટકો બતાવી પૂછયું કે આ કટકામાંથી બેગમની ચોલી થઇ શકશે કે નહી! જીવાજીએ બીજી ચોલીનો નમુનો જોઇ ખુશી થતાં કહ્યું કે એમાંથી ઘણી ઉત્તમ ચોલી થઇ શકશે.

બાદશાહે તેને નજરાનજર હજુર કામ કરવાને મેહેલમાં એક ઓરડો કહાડી આપ્યો, અને તે ચોલી સીવી રહે ત્યાં સુધી તેનો ખાવા જમવાનો પણ બંદોબસ્ત ત્યાંજ કરવામાં આવ્યો. કીનખાબનો કટકો ઘણો કિમતી હતો તેથી દરજી તેમાંથી ચોરી ન કરે તેની તકેદારીને ખાતર આ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો, એ ઉપરાંત ચાર ચકોર અમલદારોને તેના ઉપર ચાલુ તકેદારી સોંપી હતી. ત્રણ દિવસ સુધી જીવાજીએ ચોળી સીવવાનું ચાલુ રાખ્યું. ત્રીજે દિવસે જ્યારે જીવાજી ઘરે ન ગયો ત્યારે તેની બાયડી ઉજમે તેના દીકરા ગોવિંદને તેને તેડવા મોકલ્યો. છોકરો ત્યાં જઈ બોલવા લાગ્યો, 'બાપા બાપા, આજ ત્રણ ત્રણ દિવસ થયા તમે ઘેરે કેમ આવ્યા નથી?'

જીવાએ કહ્યું, બેટા, આ બેગમ સાહેબની કાંચળી સીવવાની છે તે આજે સાંજે પુરી થશે ને ઘેરે આવીશ.

ગોવિંદે પુછયું, બાપા કેટલી કાંચળી બનાવી?

જીવાએ કહ્યું, બેટા આ એકજ હજુ તો ચાલે છે.

ગોવિંદે કહ્યું, બાપા, એક કાંચળીને ઘણા તો બે કલાક ઘણા થઈ ગયા.

જીવો ચીરડાઇને બોલ્યો, હવે ડાહ્યો શેનો થાય છે? સાંધી જાય છે કે નહી? ફોકટ માથું ખાય છે.

ગોવિંદે મશ્કરી કરતાં કહ્યું, એમાં તે વળી મોટું માથું દુઃખી આવ્યું, હજુ તો એક કાંચળી પણ સીવી નથી.

જીવો બોલ્યો, મૂર્ખા, તું શું જાણે કે એમાં કેટલી મહેનત બળેલી છે? આ તે કાંઇ સાધારણ બાઇની કાંચળી છે કે ગમે તેવા ટાંકા મારી આપીએ, પણ આ તો રાણી સાહેબની કાંચળી છે તો તે તેમના નામ પ્રમાણે સીવી આપવી જોઇએ, જોને એમાં બખીઆ કેટલા છે?

બાપ દીકરા વચ્ચે થતી આ તકરાર પેલા ચોકીદાર અમલદારો હસ્તા હસ્તા સાંભળતા હતા, પણ વધારે હસવાનું તો હવેજ થયું. ગોવિંદ પોતાના બાપને ચીડવવા બોલ્યો, 'પણ બાપાજી તમને ચોલી સીવતાં કોણે શીખવ્યું? મારી માડીએજ ના?

જીવાજી તો આ સાંભળીને ખેજાલત લાગવાથી ખુબ છેડાઇ પડયા અને બોલ્યા, કાલા નાગ, ગોવિંદા હવે અહીંથી કાળું કરે છે કે નહી?

છોકરો બોલ્યો, હું જતાંનેવાર બધી વાત મારી માને કહી દઇશ, ને તમે ઘેર આવશો એટલે તે તમને ખુબ ઠોકશે અને બરડો પખોડશે.

જીવાજીની ધીરજ હવે ખુટી ગઇ, એટલે પોતાના પગનો જોડો જે ત્યાં પાસેજ પડેલો હતો તે ઉપાડીને દીકરાને છુટો માર્યો. છોકરો તો હસતાં હસતાં તે જોડો હાથમાં લઇ નાહાઠો. અને બોલ્યો, લ્યો, ત્યારે હવે એક પગે ખાસડું પહેરીને આવજો.

છોકરાને નાહાસ્તો અટકાવવાને જીવાએ બુમો પાડી. સીપાઇ, સીપાઈ, પકડો, પકડો, મારો જોડો લઈ જાય છે. સીપાઇઓ તો ગમ્મત જોઈ રહ્યા હતા. તેઓએ જીવાનાં બુમરાણ ઉપર કશું ધ્યાન આપ્યું નહી અને છોકરો તો બાપનું ખાસડું લઇ ઘરે ગયો.

તેજ સાંજે જીવાજીએ બેગમની કાંચલી પુરી કરી પોહોંચતી કરી. બેગમ સાહેબ તો તે જોઇને આનંદ પામ્યાં. બાદશાહ પણ જીવાજીની કારીગરી જોઇ ખુશી થયા એટલુંજ નહી પણ જીવાને ઇનામ તથા પદવી આપી

પોતાના ખજાનાનો ચોકીદાર ઠરાવ્યો. જીવા જેવા અજાણ્યાને આરો મોટો અધિકાર આપ્યો તેથી ઘણા જુના અમલદારો બળતરા કહાડવા લાગ્યા.

આ બનાવ પછી ઘણેક દિવસે બેગમ સાહેબ ગામમાં ફરવા નીકળ્યાં. ફરતાં ફરતાં એક મોટાં ઘર આગળ સ્વારી આવી પોહોંચી. ત્યાં એક ઘરમાં પેહેલા માળની બારીમાં એક જુવાન બાઇ, સ્વારી જોવા ઉભી હતી. તે બાઇના દીલમાં પોતાનીજ કાંચળીના સરખી કાંચળી પેહેરેલી જોવામાં આવી. આ જોઇ બેગમ સાહેબને જેમ અજાયબી લાગી તેમજ ગુસ્સો પણ ઉપજ્યો. કેમકે બાદશાહે તે કાંચળી તેણીને આપી ત્યારે કહ્યું હતું કે આ જાતના કીનખાબની કાંચળી કયાંય મળશે પણ નહી. તેથી બેગમ સમજેલાં કે મને બાદશાહે આમ કહી ઠગી છે. પોતાને ઠગાયલી માની બેગમ ત્યાંથી પાછી ફરી. મેહેલમાં જઇ તુરત તેણે બાદશાહને તેડું મોકલ્યું. બાદશાહ પણ અજાયબ થયો કે કોઈ દિવસે નહી અને આજે બેગમ ફરવા ગયેલી આટલી જલદી પાછી કેમ ફરી? બાદશાહજી બેગમ હજુર ગયા કે તરત બેગમે તો પોતાનો ગુસ્સો ખાલી કરવા માંડયો અને બાદશાહને જતાંનેવાર ઉધડો લીધો કે જનાબ, તમે મને સજ્જડ ઠગીને ખાસ બનાવી કાહાડી છે.

બાદશાહે વિસ્મય થઇ જાણવા માંગ્યું, જાન, મેં તને કેવી રીતે ઠગી છે? શું છે શું, તે ખુલાસાથી જણાવ તો ખરી!

બેગમે ચોળીના કીનખાબની બધી વાત ખુલાસેથી કહી અને જણાવ્યું કે એજ કીનખાબની બીજી ચોળી, હું આજે ફરવા ગઇ તે વેળા અમુક ઘરમાં એક હિંદવાણીનાં દીલમાં મેં દીઠી છે. માટે ખાવિંદ, આ તમારી માનીતી કાંચલી તમેજ રાખો, એ મને જોઇતી નથી. એમ કહી, રાણી સાહેબે તો દીલમાંથી કાંચળી સેરવી કહાડી.

બાદશાહ તો આ બધો ગરબડાટ સાંભળી કાંઇ સમજીજ ન શકયો, અને વિસ્મય થઇ વિમાસણમાં પડયો કે આ બધો ગોટાળો સોટાળો શું બન્યો છે? સૌથી પેહેલાં બાદશાહે તે ઘરની નીશાની પુછી ત્યાં જઈ તપાસ કરવાની તૈયારી કીધી. બાદશાહની સ્વારી તે ઘર તરફ આવી અને બેગમે

કહ્યા પ્રમાણે એક સ્ત્રીને તે ઘરમાં જોઇ પણ ફેર એટલો પડયો કે બાદશાહને દેખી તે બાઈ લાજ કહાડીને ઘરમાં પેસી ગઇ. પોતાની સાથે રાખેલા અમીરને બાદશાહે પુછ્યું કે, આ ઘર કોનું છે? તો તેણે કહ્યું, જનાબ એ તો આપણા દરજી જીવાભાઇએ બાંધ્યું તે ઘર છે, અને જે સ્ત્રી ઉભી હતી તે પણ જીવાનીજ સ્ત્રી લાગે છે.

બાદશાહે સવાલ કીધો, એ બાઇએ ચોળી પહેરી હતી તે જોઇ કે? અમીરે કહ્યું, હા જનાબ, એ પીળા કીનખાબની હતી અને જો હું ભૂલતો ન હોઉં તો આપની સાલગ્રેહને દિવસે પેલા સોદાગરે ભેટ કીધેલા કીનખાબને મળતી હતી.

બાદશાહે હાથ પગ પછાડયા; હા, બરાબર છે, જીવા દરજીએ આપણા કીનખાબમાંથી ચોરી કરી છે, એમજ પુરવાર થાય છે.

જીવાને મોટે ઓધ્ધે ચઢાવ્યો તેની અદેખાઇ કરનારા અમલદારોમાં, આ અમીર પણ સામેલ હતો એટલે તેઓએ તો આ તકનો લાભ લઇ બાદશાહને જીવાજીનું તપેલું ચઢાવી આપ્યું. આથી બાદશાહ બહુજ ક્રોધે ભરાયો અને દરબારમાં આવી જીવાજીને પકડવાનો ઠરાવ કીધો, પણ દરબારમાં આવ્યો તે વેળા સારૂં થયું કે જીવો દરબારમાં ન હતો. તુરત તેના ઘર આગળ દોડધામ કરી દેવામાં આવી અને જીવાને કેદ પકડયો. જીવાજી પોતાનું પાપ બરાબર સમજી ગયા, એટલે સ્ત્રીને બે ચાર મચેડી કહાડી.

સ્ત્રી હતી બડી ઠાવકી, તેણે પાછો ઉત્તર દીધો, તમે બીહોછો શેના? તમે મારૂં નામ ખુલ્લું દેજો, પછી હું છું ને બાદશાહ છે.

જીવાને પકડીને બાદશાહ હજુર આણી ઉભો કરતાંજ બાદશાહ તો તેના ઉપર વાઘની માફક છેડાયો અને બોલ્યો, કમબખત, નીમકહરામ, તેં આ પ્રમાણે વિશ્વાસનો ઘાત કીધો?

જીવો તો ઠંડે કલેજે બોલ્યો, પણ જહાંપનાહ, મારો ગુન્હો શું થયો છે તે તો કહેશો કે?

મુજી, તું હજુ મને પુછવાની હિમ્મત કરે છે કે? શું અપરાધ કીધો

છે? તો જાણુ કે જે કીમતી કીનખાબ મેં તને ચોળી સીવવા આપ્યો તેમાંથી તેં ચોરી કીધી છે કે નહી? બોલ જોઉં, હવે શું કહે છે? તારી જીભલી કેમ ઉપડતી નથી? બાદશાહે ધુન્જારો ચલાવ્યો.

જીવાએ ઠંડે પેટે કહ્યું, ખુદાવિંદ આવો અપરાધ, જીવાએ કદી કીધો નથી અને કદી તેમ થવાનું પણ નથી.

પેલો ગુજરાતનો સરસુબો તે વેળા હાજર હતો તેણે વચ્ચે ટાપસી પુરી, હા જનાબ, મારા અભિપ્રાય મુજબ આમાં કાંઈપણ ભૂલ થતી હશે, કેમકે એવું કામ જીવો કરે તેમ તો નથી.

બાદશાહે પુછયું, ત્યારે જીવા બોલ એ બધું કેમ બન્યું છે?

જીવાએ કહ્યું, ખુદાવિંદ, આપ થંડા પડો, કહું તે સાંભળો, આપે મને જે ટુકડો ચોળી બનાવવા આપ્યો હતો તેમાંથી એક રેન્જો વધ્યો હતો તે ચોરાઇ જાય નહી એમ સમજી મેં તેને મારા એક જોડામાં સંતાડી રાખ્યો હતો. જે દિવસે મેં ચોળી પુરી કીધી તે દિવસે મારો છોકરો મને બોલાવવા આવ્યો, પણ મારો વિચાર તો ચોળી પુરી કરવા પછીજ ઘરે જવાનો હતો. તેથી મેં તેને કહ્યું કે હું સાંજે ઘરે આવીશ. તેણે મને ઘણુંક આડું અવળું બોલી ચીડવ્યો જેથી મેં તેને મારા પાસે પડેલો પેલો જોડો ઉંચકીને છુટો માર્યો. હું તે વેળા તદન ભુલી ગયલો કે પેલો વધેલો રેન્જો તેમાં હતો. મારો છોકરો તો જોડો ઉંચકીને નાસી ગયો અને બોલતો ગયો કે બાપા હવે ઉઘાડા પગે આવજો. તેજ વખતે મને તે રેન્જાની યાદ આવી એટલે જે ચોકીદારો ઉભેલા હતા તેમને પોકારી કહ્યું કે તેને પકડો, પકડો પણ તેઓએ તેના ઉપર ધ્યાન આપ્યું નહી. છોકરો તો દોડતો ઘેર જઇ પહોંચ્યો. રાત્રે ઘરે જઇ જોડો તપાસ્યો તો માહે રેન્જો નહી મળે. પૂછપરછ કરતાં જણાયું કે રેન્જો તો મારી બાયડીએ કહાડી લીધો. મેં ઘણીવાર તેની પાસે માંગ્યો પણ તે કમબખ્તે મને આપ્યો નહી અને ગુપચુપ તેની કાંચળી સીવીને પહેરી. આમાં મારો કશો અપરાધ થયો હોય તો બેલાશક મને સજા કરો. આ ઉપરથી બાદશાહે જીવાની સ્ત્રીને તેડવા માણસો મોકલ્યાં, પણ તેમને

ખાસ હોકમ કીધો કે તેણીને બેઆબરૂથી લઇ આવવી. તે આવે તેટલાં બાદશાહે જીવો કાંચળી સીવતો હતો તે દરમ્યાન તેના ઉપર ચોકી કરવા રાખેલા અમલદારોને બોલાવી તેઓની જુબાની લીધી; અને જીવાને તેનો છોકરો તેડવા આવ્યો તે વેળા શું બનાવ બન્યો તે કહી દેવા જણાવ્યું. તેઓએ કહ્યું કે જીવાનો છોકરો જીવાને તેડવા આવ્યો તેને જીવાએ ખાસડું માર્યું અને તે લઇને તે છોકરો નાહઠો. તે વેળા જીવાએ પકડો, પકડોની બુમો પાડી, પણ અમે તો માત્ર મશ્કરી સમજ્યા તેથી તેને પકડયો નહી અને જતો મૂકયો. એટલામાં જીવાજીનાં ધણિયાણી હાજર થયાં.

પેલી કીનખાબની ચોળી તેના હાથમાં હતી તે લઇને તેણી લાજ કહાડીને બાદશાહની સામે ઉભી રહી. તેને જોઇ બાદશાહે તેણીને સવાલ કીધો, બાઇ મારી બેગમની સ્વારી તારા ઘર આગળથી પસાર થઇ તે વેળા તું એમજ ઉભી રહી અને મારી સ્વારી પસાર થઇ ત્યારે તું લાજ કહાડીને અંદર ભરાઇ ગઇ તેનું કારણ શું ?

જીવાની સ્ત્રી બોલી, હા, ખુદાવિંદ સાંભળો, હમે આ શહેરમાં બેગાના પરદેશી છીએ તેથી બીજા સાધારણ લોકોની લાજ નહી કહાડીએ તો અડચણ નહી, પણ આપ તો હમારા માબાપ છો તો આપની લાજ રાખ્યા વગર તો નહીજ ચાલે, બાપજી.

બાદશાહે હસીને સવાલ કીધો, બાઈ, જ્યારે તું હમોને માબાપજ કહે છે તો શું પુત્રીએ બાપની લાજ કહાડવી જોઇએ ?

સ્ત્રીએ કહ્યું, ખુદાવિંદ જો આપની ઇચ્છા એવી છે તો લ્યો આજથી આપની લાજ મૂકું છું તો હું આપની પુત્રીજ છું. આમ બોલી દરજણે મોઢાં ઉપરનો છેડો કહાડી નાખી, સામી ખડી થઇ રહી.

બાદશાહે પૂછ્યું, બાઇ તેં આજ જે કીનખાબની ચોળી પહેરી હતી તેને વિષે મારે તને કંઇક પૂછવું છે તો તેનો સિધો જવાબ દેજે.

દરજણ બોલી, હા, મહારાજ પુછો જે હશે તેનો ખરોજ જવાબ દઇશ.

બાદશાહે સવાલ કીધો, બાઇ એ ચોળીવાળી કીનખાબ તારે ત્યાં ક્યાંથી આવી ?

દરજણે પેહેલેથી ખુલાસો કરવા માંડયો–ખુદાવિંદ જ્યારે મારો પતિ ત્રણ દિવસ સુધી ઘરે નહી આવ્યો, ત્યારે મેં મારા પુત્રને મોકલ્યો કે, તારા બાપાને તેડી લાવ. પણ થોડીવારમાંજ તે છોરો દોડતો દોડતો પોતાના બાપનો એક જોડો હાથમાં લઈ પાછો ફર્યો. મેં તેને બધી હકીકત પૂછી અને જાણ્યું કે તેણે દરબારમાં જઇ પોતાના પિતાને ચીડવ્યાથી તેઓએ ચીડાઇને તે જોડો તેના ઉપર ફેંકયો અને તે લઇને તે દોડતો આવ્યો. મેં તેને ખુબ ધમકાવી તે જોડો પાછો આપી આવવા કહ્યું પણ મારની બ્હીકે તે પાછો ગયો નહી. મેં પણ વિચાર્યું કે હવે તો સાંજે ઘરે આવે ત્યારેજ વાત. પછી જોડાને ધુળ વળગેલી હતી તે સાફ કરવા બેઠી તો અંદરની બાજુએ મને કાંઇ કપડાં જેવું દેખાયું. તપાસ કરતાં અંદરથી જુદાંજ કપડાંમાં કીનખાબનું કપડું નીકળી પડયું. મેં તુરતજ બેસીને તેની આ ચોળી સીવી ક્હાડી. મારા ધણિએ ઘરે આવી પેહેલાં તો પોતાનો જોડો તપાસ્યો, પણ તેમાંથી કાંઇ નહી મળ્યું એટલે મને સવાલ કીધો. મેં ચોળી સીવેલી દેખાડી તે તેમણે પાછી માંગી પણ મેંજ હઠ કરીને નહી આપી. આપ જાણો છો તો ખરા કે સ્ત્રીઓને નવું નવું પહેરવાનું મન હોય છે અને આ નવી જાતનું કપડું જોઇ તે મને પાછું આપવાનું મન થયું નહી. માટે એ અપરાધ મારો છે મને જોઇએ તે શિક્ષા કરો.

દરજણને આમ ચતુરાઇ અને ઠાવકાઇથી બોલતી સાંભળી, બાદશાહ આનંદ પામ્યો, અને હસીને બોલ્યો, બાઈ આમાં તારો કાંઈ વાંક નથી; તારા પતિને પણ કાંઇ સજા કરવી નથી, માટે બાઇ, એ ચોળી તું લઇ જા, અને એ પહેરીને સુખી થા; જીવા, તું એમ ના સમજતો કે તારો ઓહ્દો મેં લઈ લીધો છે; મેં તને તારા ઓહ્દા ઉપર કાયમ કીધો છે. બાદશાહના આ સખુનો સાંભળી પેલા બીજા દરબારીઓ જેઓ જીવા ઉપર બળતા હતા તે ઘણીક જાતની અદેખાઇ કરવા મંડયા અને આવા મોટા

ઓહ્દા ઉપર જીવા જેવાને વગર જામીનગીરીએ નીમવાને બાદશાહને ઠપકો આપવા લાગ્યા. તે જોઇને પેલો ગુજરાતનો સુબો હામ બીડીને જીવાનો જામીન રહેવા તૈયાર થયો; પણ બાદશાહે માત્ર તેના શુકનની સાબેતી ઉપરથી આ કામ કરેલું જણાવી બધા દરબારીઓને તાકીદ કરી કે જીવાને કોઇએ પણ અપશબ્દ બોલવો નહી. આ અમલદાર આજે તો આમ જીવાની બદનક્ષી કરનારૂં બોલ્યો છે તો માફ કરૂં છું, પણ બીજીવાર તે કે કોઇ બીજો પણ તેવું બોલશે તો મારા હાથે નુકશાન પામશે.

આમ બોલી બાદશાહે જીવાજી તથા તેમનાં સ્ત્રીને ઇનામ આપી વિદાય કર્યાં.

## ઘીનો વેપાર-વગર લખાણુની ધીરધારનો ગોટાળો.

કેટલાક ગુચવણુ અને મુઝવણુ ભરેલા મુકદમાઓ ચુકવવામાં પણુ બીરબલની અદલાઈ અને ચતુરાઇની જાબજા તારીફ થતી હતી. તેવા તો કુચકંઇ મુકદમા તેને હાથે તુરતા તુરત ફેસલ થઇ જતા. તેવાજ એક બનાવની નોંધ લેવામાં આવી છે. બન્યું એમ કે એક દિવસે ઘીના એક વેપારીએ આવી બીરબલને અરજી આપી તેમાં જણાવ્યું હતું કે મેં મારા એક બીજા ભાઇબંધ વેપારીને પાંચસો રૂપિયા ધીર્યા હતા પણ હાલ તે વેપારી તે રૂપિયા નાકબુલ જાય છે; કમનસીબે મેં તેના ઉપરના વિશ્વાસને લીધે તેના પાસે લખાણુ કશું કરી નથી લીધું તેમજ કોઇ સાક્ષી પણુ રાખ્યો નહતો. બીરબલે એ અરજી વાંચી ધ્યાનમાં લીધી અને તુરત તે વેપારીને બોલાવી મંગાવ્યો. તેના આગળ પેલા વેપારીની ફરિયાદ વાંચી સંભળાવી તેનો ખુલાસો તેના પાસે માંગ્યો. તે વેપારી જાણે કશામાં હોયજ નહી તેમ બોલ્યો, મહારાજ આ વેપારી મને તદ્દન ગળે પડે છે, અમે બંને એકજ જાતના વેપારી રહ્યા એટલે અદેખાઇ કરી મને ખરાબ લગાડવા માંગે છે. તમો સાહેબ બરાબર સાક્ષી પુરાવા લઈ ન્યાય કરશો તો માલમ પડશે કે એ સામાવાળો કેવું તરકટ કરી રહ્યો છે.

બીરબલે દેખાવ એવો કીધો કે તે જાણે પ્રતિવાદીની વાત માનતો

હોય. તેને તુરત રજા આપી; ફરિયાદીને બોલાવી કહ્યું કે તમારે થોડો વખત સબુરી પકડવી અને તમે જાણુતાજ ન હોય તેમ ચાલજો, હું સત્ય શોધી વાજબી ન્યાય કરીશ. તે વેપારી તેની સલાહ પ્રમાણે ચાલવા કબુલ કરી ત્યાંથી ગયો. પાંચ સાત દિવસ ગયા પછી બીરબલે ચાર ડબ્બા ઘીના ભર્યા. તેમાંના બે ડબ્બામાં એકેક સોનાની અશરફી નાખી, તેમ કરી પેલા વાદી, પ્રતિવાદી તથા બીજા બે વેપારીને બોલાવીને કહ્યું કે મારી પાસે આ ચાર ડબ્બા ઘીના છે તેમાંનું ઘી કાંઇક બગડી ગયું હોય એમ જણાય છે, માટે તમે એકેક ડબ્બો લઇ જઇ જેમ જાય તેમ બજારભાવે વેચી તમારો નફો લઇ બાકીના પૈસા મને આપજો. આ સાંભળી પેલો પ્રતિવાદી વેપારી બોલ્યો; બીરબલ સાહેબ, આમાં ચાર વેપારીનું શું કામ છે એકનેજ સોંપ્યા હોત તો તે એક હાથે પણુ કામ ઠીક થાત. બીરબલે કહ્યું મારે તો બધાનાં મન રાજી કરવાં જોઇએ. એમ કહી બધાને એકેક ડબ્બો આપ્યો. પેલા વાદી–પ્રતિવાદીને જે ડબ્બામાં અશરફી નાખી હતી તે ડબ્બા નીશાની કરીને સોંપ્યા. પેલા વેપારીઓ ડબ્બા ઉપાડી ઘરે ગયા અને વિચાર કર્યો કે ઘી લગાર બગડેલું છે તો તેને લગાર ગરમ કરીશું તો સારૂં થશે. એટલે દરેક જણે પોતપોતાના હસ્તકનો ડબ્બો ઘરે લઇ જઇ ગરમ કરવા મૂકયો. તેમ કરતાં પેલા વાદીને હસ્તક ગયેલા ડબ્બામાંથી અશરફી દેખાઇ આવી. તે સમજ્યો કે એ અશરફી બીરબલની હશે તેથી તે આપવા દોડયો. બીરબલની ખાત્રી થઇ કે આ માણુસ ખરોજ પ્રમાણિક છે. પેલા પ્રતિવાદીને હસ્તક સોંપાયલા ડબ્બામાંથી પણુ અશરફી નીકળી. પણુ સોનું જોઇ તેની નજર બગડી. તેણે તે પોતાના દીકરાને આપી કહ્યું કે, હાલ તો એ પેટીમાં રાખ, હું માગું ત્યારે આપજે.

થોડેક દિવસે બધા જણુ બીરબલને ત્યાં ઘીના પૈસા ચુકવવા આવ્યા. એકેક પછી બધાના પૈસા લીધા પછી પેલા પ્રતિવાદીના ડબ્બાના પૈસા લેવાનો વારો આવ્યો, ત્યારે બીરબલે ટકોર કરી કહ્યું કે તમારા ડબ્બામાં તો સવા મણુ ઘી હતું ! પ્રતિવાદી વેપારીએ જવાબ દીધો, ના સાહેબ, માત્ર મણુજ ઘી નીકળ્યું છે.

બીરબલે પુછ્યું–ભાઈ તમે બરાબર વજન કર્યું હતું ખરૂં કે? વેપારીએ જવાબ દીધો, હા સાહેબ, તે વેળા મારો દીકરો પણ હાજર હતો. બીરબલે કહ્યું, ચાલો જે હશે તે ખરૂં.

પછી કાંઈ બહાનું કહાડી બીજા ઓરડામાં જઈ એક સિપાઇને હોકમ કીધો કે, પેલા પ્રતિવાદી વેપારીની દુકાને જઇ તેના મોટા છોકરાને કહો કે તારો બાપ ઘીના ડબ્બામાંથી મળેલી અશરફી લઇ તને બોલાવે છે એમ કહી તેને અહીં લઇ આવ. પેલો સિપાઇ તુરત ગુપચુપ તે વેપારીની દુકાને ગયો અને થોડીજવારમાં તે પેલા છોકરાને અશરફી સુદ્ધાં ત્યાં તેડી લાવ્યો. પેલો વેપારી પોતાના દીકરાને ત્યાં આવી ઉભેલો જોઇ વિચારમાં પડયો પણ બાપ બેટાને એક બીજા જોડે વાતચીત કરવા ન દેતાં, બીરબલે તે છોકરાને પુછ્યું કેમ છોકરા, તું અશરફી લાવ્યો?

છોકરાએ જવાબ દીધો; હા સાહેબ, લાવ્યો છું, લ્યો આ રહી.

બીરબલે તુરત પાછો સવાલ કીધો કે; તારો બાપ તો કહે છે કે ચાર અશરફી નીકળી હતી અને તું એકજ કેમ લાવ્યો?

છોકરો આ સાંભળી અજાયબ થયો, અને બાપ તરફ જોઇ પૂછ્યું, બાપા ચાર અશરફી કયારે નીકળી હતી તમે તો મને એકજ આપી હતી!

બાપ બધું સમજી ગયો એટલે ઉડાવનારો જવાબ આપ્યો મૂર્ખા, વળી અશરફી કયારે નીકળી હતી?

છોકરાએ તદ્દન નિર્દોષતાથી કહ્યું, બાપાજી એમ કાં કરો છો? આપણે ઘી ઉન્હુ કર્યું ત્યારે તેમાંથી અશરફી નહી નીકળી હતી?

બાપાજી તો સમજ્યા કે આપણા પુરા બાર વાગી ચુકયા છે; એટલે ગાબડાં મારવાનીજ વાત કરવા માંડી. તે અજાયબ થતો બોલ્યો, મેર મૂર્ખા, તારામાં ખરી અક્કલ અને સમજણ તે કયારે આવશે?

આ વાતચીત સાંભળી બધા અજાયબ થતા હતા કે આમાં શું ભેદ છે?

બીરબલ પણ મુંગે મોહોડે આ વાતચીત સાંભળ્યા કરતો હતો તે

હવે બોલી ઉઠયો, કેમ વેપારીજી, હવે બોલો, આ બાપડાના રૂપિયા તમારા ઉપર લેહણા છે કે નહી?

પેલો બાપડો તો વિમાસણમાં પડી ગયો, તેને વધુ ઝંખવાણો પાડવા બીરબલ બોલ્યો, જે માણુસ એક અશરફી માટે દયાનત બગાડે તે પાંચસો રૂપિયા માટે પોતાની દયાનત નહી બગાડે તેની શી નવાઈ?

આટલું છતાં તે વેપારી જાણે જાણુતો ન હોય તેમ ચુપ રહેવાથી બીરબલે હોકમ કીધો કે, આ ઠગારાને તુરત બાંધી માર મારો, એટલે આપોઆપ એ રૂપિયા કબુલ કરશે.

પેલો છોકરો વળી પાછો નિર્દોષપણે બાપાને પુછવા લાગ્યો કે, બાપાજી મેં તમને તે દિવસે પુછયું હતુ કે આ વેપારીના રૂપિયા પાંચસો લીધા છે તે કયારે પાછા આપશો? તો તમે બોલ્યા હતા કે થોડા દિવસમાં પાછા આપી દઇશું ને હમણાં આ શું ગોટાળો લગાવ્યો છે?

આ પ્રમાણે પેટના દિકરાએજ સાચું બોલી ફસાવ્યાથી પેલો વેપારી ગભરાયો એટલે દેવું તે કબુલ કરી, પેલા વેપારીના રૂપિયા આપી દીધા, અને ઉપરથી આવા દગા માટે કેદની સજા પામ્યો તે જુદી. આ પછી આ છોકરાને હંમેશાં સાચું અને પ્રમાણિક વર્તન રાખવાની શીખામણ આપી બીરબલે બધાને છોડયા.

## ખરી કોણ? તું કાશી કે લક્ષ્મી?

દિલ્લી શેહેરમાં તરેહવાર ગરીબ તેમજ મધ્યમ કે મોટા વર્ગનાં માણુસોની વસ્તી પુષ્કળ હતી અને તેઓમાં તેમના સંજોગોને બેસ્તી ચળવળો પણ ધૂમ ચાલતી, અને તેમાં ગડમથલ પણ ચાલતી. તેવીજ એક ગડમથલ અને ભાંજગડની વાત ન્યાયની રીતે ચુકાદો થવાને એક વેળા દરબાર હજુર આવી હતી. વાત એમ બની કે, શેહેરમાં બાપડો એક ગરીબ માણુસ રહેતો હતો અને તેની આઠેક વર્ષની એક છોકરી હતી. એક દિવસે

રસ્તે જતાં તે છોકરી ભૂલી પડી ગઇ. તેને એક લુચ્ચો માણસ મળ્યો તે તે બાપડીને નવતરી અને એકલી પડેલી જોઇ ફોસલાવીને પોતાની સાથે લઇ ગયો. આમાં તે લુચ્ચાની દાનત બહુ બુરી હતી. તેણે તે બાપડીને થોડા ઘણા પૈસા માટે એક વેશ્યાને વેચી દીધી. વેશ્યાને પોતાના નિચ પેશા માટે આ સોનેરી તક મળી ગઈ. તેણીએ તે બાપડીને બહુ સુખલાડમાં મોટી કરવા માંડી. તે એટલા સુખચેનમાં રહેતી કે, થોડાજ વખતમાં તે પોતાના બાપને ભૂલી ગઇ. પેલા બિચારા બાપે બીજી તરફથી તે છોકરીની ઘણી શોધ કીધી પણ ગંધાર શેહેરમાં કશો પત્તો મળ્યો નહી. અંતે તે થાકીને નીરાશ થઈ ગુપચુપ બેસી રહ્યો. ધીમે ધીમે તે વેશ્યાએ તો તે છોકરીને નૃત્ય તથા ગાયણમાં બહુ કેળવીને અચ્છી બનાવી, જેથી ઘણાક મુજરાઓ વગેરેમાં જવા માંડી અને સારૂં નાણું પેદા કરવા માંડયું. એક દિવસે તે છોકરી એક ઠેકાણે પોતાનું નૃત્ય કરતી હતી તેટલામાં તેનો બાપ ત્યાં જઇ લાગ્યો, અને તે છોકરીને ઓળખી કહાડી. તેણે છુપી ખબર કાહાડી તો માલમ પડયું કે તે તો અમુક વેશ્યાને ત્યાં રહી ગાયણ-નાચન-વિદ્યા શીખી હતી, અને ઘણેક ઠેકાણે પોતાનો હુન્નર બતાવવા જતી હતી, અને તે તે વેશ્યા જોડે એટલી હળી ગઇ હતી કે ન બોલવે વાત. પેલા બાપે વિચાર્યું કે, તે આવી સ્થિતિમાં છે એટલે હું તેને મારી સાથે લઇ જવા માંગીશ તો કદી આવનાર નથી, માટે હવે તો જે બને તે ખરી; ફરિયાદ માંડવી કે કાંઇ વળે. એમ ઠરાવ કરી તેણે બધી વિગત દર્શાવી દરબારને અરજી આપી. દરબારે વિચાર કરી તે અરજી બીરબલને આપી. તેઓએ વિચાર કરી, પેલી વેશ્યાને તે છોકરીને લઇને દરબારમાં બોલાવી મંગાવી. વેશ્યા તે છોકરીને લઇને નીડરપણે દરબારમાં હાજર થઈ. બીરબલે તેને પૂછયું, "આ છોકરી કોની છે?"

વેશ્યા પણ પોહોંચેલી હતી. તેણે જવાબ દીધો, સાહેબ એ છોકરી એક ફકીરની છે. તે નાનપણમાં મને વેચી ગયો હતો તે વખતે એને બોલતાં પણ આવડતું નહતું.

બીરબલે તે છોકરીને પૂછયું, છોકરી, તારાં માબાપ કોણ છે તે વિશે

તું કાંઇ જાણે છે?

છોકરીએ જવાબ આપ્યો, નહી સાહેબ, મેં મારા બાપને મુદ્દલ દીઠો નથી, અને (વેસ્યાનેજ) આ બાઇનેજ હું મારી મા તરીકે બોલાવતી આવી છું.

બીરબલે તે વેસ્યાને પૂછયું, એ છોકરીનું નામ શું રાખ્યું છે?

વેશ્યા બોલી, સાહેબ એ છોકરીનું નામ 'કાશી' છે.

બીરબલે તેમને બીજે દિવસે હાજર થવા હોકમ કરી ત્યાંથી જવાની રજા આપી. બીજે દિવસે પેલી છોકરીના બાપને પ્રથમથી દરબારમાં બોલાવી મંગાવી તે છોકરીનું નામ પુછી લીધું, તેણે જવાબ આપ્યો, હમે બધાં એને લક્ષ્મીને નામે બોલાવતાં હતાં, અને તે વાત મારા પાડપડોશીઓ પણ જાણે છે.

એટલામાં પેલી વેશ્યા પણ છોકરીને લઇને હાજર થઇ. બીજા પણ ઘણાક લોકો ત્યાં હાજર હતા. ઘણાક લોકો ભેગા થયલા હતા એટલે બીરબલે શિપાઇને હોકમ કીધો કે, અત્રે બેઠેલા લોકો તરફ ફરીને "લક્ષ્મી છોકરી, લક્ષ્મી છોકરી," એવી રીતે બુમ માર, અને જે કોઇ તેનો જવાબ આપે તેને મારી પાસે લઈ આવ.

શિપાઇએ તુરત બુમ પાડી. એટલે લક્ષ્મી નામ સંભળી પેલી છોકરી જે વેસ્યાના પડખામાં ભરાઇને બેઠી હતી તે તુરત ઉભી થઈ. તે જોઇ તે છોકરીને તે શિપાઇએ બીરબલ હજુર હાજર કીધી. પેલી વેસ્યા પણ તેની પાછળજ આવી. બીરબલે પુછયું છોકરી તારૂં નામ તો 'કાશી' છે, તેં 'લક્ષ્મીને' નામે કેમ જવાબ દીધો?

છોકરી ગભરાઇને બોલી ઊઠી, મારો બાપ મને "લક્ષ્મી" નામે બોલાવતો હતો તેથી મેં તે નામે જવાબ આપ્યો.

બીરબલે કહ્યું ઠીક, પણ કાલે તો તેં કહ્યું હતું કે તું તારા બાપને જાણતી પણ નથી, છતાં આજે તું આમ બોલે છે એટલે જૂઠું બોલે છે.

છોકરી તો છટકામાં સપડાઇ ગઇ એટલે ગભરાઇ ગઇ, અને શું જવાબ

આપવો તે સમજી શકી નહીં, એટલે પેલી વેશ્યાએ બાજી બગડેલી જોઇ વચ્ચે બોલવા માંડ્યું, પણ બીરબલે ધમકી આપી તેને અટકાવી બોલ્યો, તારી કાલની જુબાની અને આજના બનેલા બનાવ વચ્ચે ફરક પડે છે, એ ઉપરથી સાબેત થાય છે કે, તું સાવ જુઠ્ઠી છે, માટે તને માર મારવામાં આવશે.

આમ બોલતાની સાથે બીરબલે એક અમલદારને ઇસારત કરી, તે મોટો ચાબુક લઇ આવ્યો. વેશ્યા તે જોઇ ગભરાઇ બોલી પડી, જહાંપનાહ, હું સાચું કહું છું, કે આ છોકરીને મેં ત્રણ વરસ થયાં વેચાતી લીધી છે, એક જણ મારે ત્યાં આવી વેચી ગયો હતો, માટે મારો અપરાધ ક્ષમા કરો.

વેશ્યાના આ શબ્દો સાંભળી, પેલી છોકરીનો બાપ આગળ આવ્યો, અને તેને જોઈ બીરબલે તે છોકરીને ધમકીથી પૂછ્યું; છોકરી સાચું બોલ; આ તારો બાપ થાય કે નહીં? છોકરી પણ ગભરાઇ કે મને પણ ઝાટકી કહાડશે એટલે તે બોલી, 'સાહેબ, હા, એ મારો બાપ છે.'

તેજ વખતે બાપ તુરત પોતાની છોકરીને ગળે વળગી પડયો. બીરબલે પેલી વેશ્યાને કહ્યું, તારા ઉપર બે વાંક મુકવામાં આવ્યા છે; એક તો નાની ઉમ્મરની પારકી છોકરીને ફસાવી લાવી તેને નીચ ધંધો શીખાડવાનો, અને બીજો ગુલામી ધંધો કરવાનો; માટે તને દશ વરસ સુધી સખત કેદખાનાની સજા કરૂં છું.

આ સજા થતાં સિપાઇઓ તેને પકડી લઇ ગયા. પેલા છોકરીના બાપને બોલાવી સમજાવ્યો કે ભાઇ, તમારી છોકરી તો તમને મલી, પણ હવે તે તમારા પાસે રહેવી મુશ્કેલ છે. માટે કોઇ લાયક પુરૂષ જોઇ એને પરણાવી દેવી તે ઠીક છે.

તે બાપને પણ બીરબલની શીખામણ વ્યાજબી લાગી, એટલે છોકરીને ઘરે લઈ ગયો તો ખરો; પણ કોઈ એક લાયક પુરૂષ શોધી કહાડી તેના જોડે તેણીને પરણાવી દીધી.

## બોલ બીરબલ, પીર બડા કે આકીન બડા?

એક દિવસે મોટી દરબાર ભરાઇ હતી, અને તેમાં એકએક દરબારી

પોતપોતાના દબદબામાં હાજર થયા હતા અને તે જોઇને ખુદ બાદશાહનો આનંદ પણ સમાયો જતો નહી. વળી દિવસ પણ કાંઇક મોટો તેહવારનો હતો એટલે ખુદાવિંદને તરેહવાર ભેટ–નજરાણા પણ થતાં હતાં, તેમ બાદશાહનો હાથ પણ દાનધર્મમાં ખાંચ્યો જાય તેમ નહતુ. સેંકડો મવલા, પીરો અને ફકીરો પણ બાદશાહના હાથની બક્ષિસો પામ્યા હતા. થોડીવાર પછી બાદશાહનો મોટો પીર આવ્યો તેને પણ બાદશાહે છુટે હાથે નવાજ્યો તે લઇને પીર, બાદશાહને દુવા, આશિષ દેતા વિદાય થયા. તે જોઇને બીરબલને કાંઇ હસવું આવ્યું. બાદશાહે તે જોયું, પણ તત્કાલ તો તે કાંઈ બોલ્યો નહી, પણ જ્યારે બધી ગરબડ સરબડ ખલાસ થઇ એટલે બાદશાહે બીરબલને પકડયો, અને સવાલ કીધો કે, બોલ બીરબલ, પીર બડા કે આકીન? બીરબલ તો તૈયારજ હતો, એટલે તે નમ્રતાથી બોલ્યો, ખુદાવિંદ આકીન બડા. બાદશાહે તે માન્યું નહી અને તે તકરારમાં ઉતર્યો કે આકીન તે સરસ હોય? પીર છે તો આકીન છે. બીરબલે પાછો જવાબ દીધો, નહી નહી ખુદાવિંદ એમ નથી, આકીન છે તો પીર છે. બાદશાહ આથી ગુસ્સે થયો અને બોલ્યો ભલા, પીરની માનતા માનતાં તે પ્રસન્ન થાય છે.

બીરબલ બોલ્યો, નહી ખુદાવિંદ, પીરની ઉપર આકીન રાખો તોજ માનતા ફળે છે, અમે પથ્થરને દેવ કરી માનીયે છીએ તે પથ્થર નથી ફળતા, પણ તેના ઉપર આકીન રાખીયે છીયે તો દેવ ફળે છે.

બાદશાહના મનમાં આ વાત કેમે કરી ઉતરી નહી, તે તો પોતાનો કકકો ખરો કરવા પડયો. આણીગમ પણ બીરબલ હતો, એટલે બન્ને વચ્ચે પોતપોતાની અમાનતી હુજત ચાલી. અંતે બાદશાહે બીરબલને કહયું કે તું સાબેત કરશે કે પીર નહી પણ આકીન સરસ છે!

બીરબલે હસીને જવાબ દીધો, હા મહારાજ, એમાં તે શું મોટી વાત છે? બાદશાહે હુજત પકડી કે હમણાં ને હમણાં તે સાબેત કરી આપ. બીરબલે પણ હઠ કરી કહ્યું કે એ કામ કાંઇ સહેલ નથી, પણ તે સાબેત કરતાં થોડો વખત જોઇશે.

બાદશાહે એક મહીનાની મુદત આપી અને તાકીદ કીધી કે જો તે પુરવાર નહી થયું તો તું મુઓજ સમજજે. બીરબલે તે સ્વીકારી લીધું.

ઉપલી વાત બન્યાને થોડાક દિવસ થયા કેડે, બીરબલ બાદશાહનું એક ખાસડું સંતાડીને ઉપાડી ગયો, તેને ઉંચા જરીનાં કપડાંથી શણગારી ઉપર કસબી દોરી બાંધી ભપકાબંધ નાનુંસરખું બંડલ બનાવ્યું. પછી પોતાના એક વિશ્વાસુ કડીઆને બોલાવી શહેર બહાર એક એકાંત જગામાં એક કબર બંધાવી, તેની અંદર તે બંડલ મુકયું અને ઉપર ત્રણ પથરા મુકાવ્યા. બધું તૈયાર કરાવ્યા પછી પોતાના એક વિશ્વાસુ મુસલમાનને બોલાવી કહ્યું કે, શહેર બહાર મેં એક કબર બનાવી છે તેનો તને મુજાવર નીમું છું. કોઈ તને પુછે કે એ કોની કબર છે તો તારે કહેવું કે એ તો આકીનશાહ પીરની છે, અને તેને વીષે તારાથી થાય તેટલી વાતો કરજે. આ પ્રમાણે શીખવી, બીરબલ તો ચાલતો થયો. પેલા મુજાવર બનેલાએ તે આકીનશાહ પીર વિષે પોતાથી બનતી વાતો ચલાવી. વાત પસરતાં લોકોએ ત્યાં આવજાવ કરવા માંડી. બીરબલે પણ ગામમાં જઇ દુકાનદારોને સમજાવી આકીનશાહ પીર આગળ જાત્રા કરવા મોકલ્યા. જાત્રા ભરાઇ એટલે તો લોકોમાં આકીનશાહ પીરની ભારી માનતાઓ થવા માંડી. ધીમે ધીમે ખુદ દરબારમાં પણ વાત ફેલાવા લાગી. દરબારીઓમાં, કચેરીમાં પણ આ પીર વિષે વાત ચાલવા લાગી. કેટલાકો તો એટલી હદ સુધી તોલ્લા મારવા લાગ્યા કે, હુમાયુ બાદશાહે પણ તેની માનતા રાખી હતી અને તેને પણ એ આકીનશાહ ફળ્યા હતા. આ બધા ગપાટા સપાટા સાંભળી બાદશાહે પણ ત્યાં જવા ઠરાવ કીધો. બીજેજ દિવસે બડા ઠાઠથી બાદશાહે ત્યાં જવા ઠરાવ્યું, અને છડીસ્વારી સાથે તેણે પીરની દરઘાહ આગળ જવાની ગોઠવણ કીધી. તે સાંભળી ત્યાં હજારો લોકોની ઠઠ ઝામી, અને જાણે મેળો ભરાયો હોય તેવો દેખાવ થઈ રહ્યો. તરેહવાર ચીજોની ત્યાં દુકાનો મંડાઈ હતી. બાદશાહ પણ તે બધું જોઇ આશ્ચર્ય પામ્યો અને દરબારીઓને સાથે લઇને આકીનશાહને પગે પડયો. બીરબલ પણ સાથે હતો તેને પણ પગે પડવા બાદશાહે હોકમ કીધો, પણ બીરબલ બોલ્યો ખુદાવિંદ, પીર નહી,

પણુ આકીન સરસ એમ કબુલ કરો તો હું નમન કરીશ.

બાદશાહે કહ્યું, બીરબલ, તું ગમે તે બોલ, પણુ આકીન નહી પણુ પીરજ સરસ છે; અને હું એવી માનતા માનું છું કે "જો મેવાડના પ્રતાપને હું જીતીશ તો આ પીરની કબર ઉપર કીનખાબનો ગાલીચો ચઢાવીશ."

આ પ્રમાણે બાદશાહ બીરબલની તકરાર ચાલતી હતી તેટલામાં એક કાસદ મારતે ઘોડે ત્યાં દોડી આવ્યો, અને બાદશાહને ખબર આપી કે, ખુદાવિંદ, શાહજાદા સલીમે ખબર મોકલી છે કે, મેવાડનો પ્રતાપ તદ્દન લાઇલાજ થઇ ગયો છે અને થોડા વખતમાં આપણે તેને તાબે કરી શકીશું.

આ આનંદના સમાચાર સાંભળી બાદશાહ હર્ષથી ફુલી ગયો અને બીરબલ તરફ ફરી કહ્યું કેમ બીરબલ, હવે તારી ખાતરી થઈ કે નહી કે આકીન નહી પણુ પીર સરસ છે જો હજુ તો મેં હમણાંજ માનતા માની તેટલાંમાજ આ આનંદદાયક વધામણી મળી.

બીરબલે બાદશાહના આ આકળા વચનથી નહી ગભરાતાં કહ્યું, પણુ ખુદાવિંદ, આ પીરની ઉપર તમારૂં આકીન હતું તેથીજ તમે માનતા માની, જો આકીન ન હોય તો તમો માનતા માનો ખરા? નહીજ, માટે આકીન છે તેજ ઉત્તમ છે.

બાદશાહે તેના ઉપર ધ્યાન નહી આપતાં કહ્યું, બીરબલજી, હવે તમારૂં આકીન, બાકીન રહેવા દો, મારી એ વિષે મુદ્દલ ખાતરી થતી નથી; તું આકીન સરસ કે પીર તે પુરવાર કરી શકયો નથી માટે હવે તારી કબુલાત મુજબ મરવા તૈયાર થા.

બીરબલે કહ્યું, પણુ ખાવિંદ, મેં તમને આટલું સમજાવ્યું છતાં તમારા ધ્યાનમાં નથી ઉતરતું ત્યારે હવે કેમ કરૂં?

અરે રહેવા દે, રહેવા દે, તારૂં આકીન ફાકીન, બીરબલ, રહેવા દે, ને મરવા તૈયાર થઇ જા; બાદશાહે કોપાયમાન થઇને કહ્યું. હવે તું છટકી શકનાર નથી, તારૂં આવી બન્યું છે; અરે કોણુ છે હાજર, જલ્લાદને બોલાવ!

બીરબલના હાંઝાં હવે ગગડયાં, કે હવે ના ફાં કરવામાં સાર નથી, એટલે તે બોલી ઉઠયો, કે અરે આકીનશાહ, જો હું આજ જીવતો રહ્યો તો તમને રોજો બંધાવી આપી માનતા ચઢાવીશ.

બીરબલને આ પ્રમાણે બોલતો સાંભળી બાદશાહ બોલી ઉઠયો, કેમ બીરબલ, હવે તારી શુદ્ધ ઠેકાણે આવી ખરી કે?

બીરબલે કહ્યું હા ખાવિંદ, મેં આકીનશાહની માનતા માની ખરી. આમ બોલી બીરબલ કબર આગળ ગયો, અને ત્યાં કાંઇ ખણુખોદ કરી. બીરબલ શું કરે છે તે દરેક જણુ જોતા ઉભા, કબર આગળ જતાંજ બીરબલે વચ્ચેનો પથ્થર ઉંચકી લીધો, અને નીચેથી પેલું બંડલ ખેંચી કહાડયું. બાદશાહ તે જોઈ આશ્ચર્ય પામી બોલ્યો, બીરબલ આ શું? બીરબલે કહ્યું. ખાવિંદ, આ તમારા આકીનશાહ પીર, જેની તમે માનતા માની તે!

બાદશાહ તો આ જોઈ શરમાઈ ગયો; તે જોઇ બીરબલે પૂછયું, કેમ ખુદાવિંદ, હવે કહો પીર બડા કે આકીન? આકીન છે તેજ ઉત્તમ છે. આકીન ન હોય તો ગમે તેવી માનતા ફળતી નથી.

બાદશાહની પણુ ખાતરી થઇ, આકીનશાહનાં નામની ત્યાં ઘણી માનતાઓ આવી હતી, તથા તેને નામે ઘણા પૈસા એકઠા થયા હતા, તે બધા એકઠા કરી, બીરબલે તેજ જગાએ એક મસીદ બંધાવી અને તે ખુદ બાદશાહને અર્પણુ કરી. એ શુભ કામ જોઇ બાદશાહ પણુ ખુશ થઇ ગયો, અને બીરબલની ફ-તેહનો ડંકો વાગ્યો.

## "નહી તડકામાં, નહી છાયામાં–નહી ભૂખ્યો કે નહી ખાઇને તૃપ્ત થયલો!"

એક દિવસે બીરબલ તથા બાદશાહ ટોલટપા ચલાવતા હતા તેવામાં કાંઈક રસ ઉપર વાત ચઢતાં બાદશાહ બીરબલ ઉપર તપી ગયો. એટલી હદ સુધી બાદશાહ તપ્યો કે બીરબલનું ઘણું અપમાન કર્યું. બીરબલ તે વખતે તો ગમ ખાઇ ગયો, પણુ બેચાર દિવસ પછી લાગ જોઈ બાદશાહને

જાણુ કીધા વગર બીજે દેશ ચાલ્યો ગયો. દરબારમાં તે પછી બીરબલજી દેખાયા નહી, તેથી બાદશાહ સમજ્યો કે મેં એનું અપમાન કીધું છે તેથી એ ચાલ્યો ગયો છે; પણ થોડા દિવસમાં પાછો આવશે. પણ બીરબલ તો એવો ઠરાવ કરી બેઠો હતો કે બાદશાહનાં ત્રણ તેડાં આવે તોજ જવું, નહી તો અહીંજ રહેવું. તેની તો ખાતરી હતી કે મહીને બે મહીને કે ચાર મહીને પણ બાદશાહ તેને તેડાવ્યા વગર રહેનાર નથી. એમ કરતાં બે મહીના તો ખુશાલ પસાર થઈ ગયા. બાદશાહ બીરબલ વગર ભારે મુંઝાતો હતો, પણ ઘણી શોધ કીધા છતાં તેનો કશો પત્તો મળતો ન હતો, એટલે બહુજ અંદેશામાં પડયો. તેણે તેને શોધી કહાડવાની યુક્તિ ઢુંડી કહાડી તેણે એવો ઢંઢેરો બહાર પાડયો કે "જે કોઇ માણુસ નહી છાયામાં કે નહી તડકામાં, તેમજ નહી ભૂખ્યો, કે નહી ખાઇને તૃપ્ત થયલો"–મારી પાસે આવશે તેને હું ઈનામ આપીશ. આ ઢંઢેરો તેણે મોટાં શેહેરમાં તેમજ ગામડાંઓમાં પણ ફેરવવા હોકમ આપ્યો. જે ગામમાં બીરબલ રહેતો હતો તે ગામમાં પણ આ ઢંઢેરો પીટાયો. બધા લોકો આ ઢંઢેરાથી અજાયબ થયા, કે આવી વાત કેમ બની શકે? આ વાત બીરબલનાં સાંભળવામાં આવી એટલે તે સમજી ગયો કે જ્યાં છે ત્યાં આ બધું મને શોધવા માટેજ થાય છે; પણ પોતે તો ત્રણ તેડાં કરાવીને જવાનોજ ઠરાવ કરેલો હતો. છતાં તેણે એક મોટી ચાલણી બનાવી, અને એક હુશિયાર માણુસને શોધી કહાડી તેને દરબારમાં જવા આજ્ઞા કરી. ત્યાં કેવી રીતના આડા અવળા ઉત્તર આપવા તથા કેવી રીતે ધીમે રહીને બધો ખુલાસો કરવો તથા તેમ કરતાં પણ ગામડીયાપણું કેમ જાળવી રાખવું તે બધું શીખવ્યું. તેણે તેને કહ્યું કે આ ચાલણી માથા ઉપર રાખીને દરબારમાં જવું, તથા પીછોડીમાં થોડીક ધાણી બાંધી આપી તે ફાકતા ફાકતા કચેરીમાં જવું, એટલે બાદશાહ પોતાના ઢંઢેરા પ્રમાણે તમને ઇનામ આપશે.

પેલો ગામડીયો તો પોતાને આપેલી ચીજો લઇ શહેરમાં ગયો અને બાદશાહની દરબાર થોડી દુર રહી, એટલે પેલી ચાલણી માથા ઉપર મુંકી ધોતિયામાંથી થોડી થોડી ધાણી કહાડી ફાકવા માંડી. એવા દેખાવે તે દરવાજા

ઉપર આવ્યો, જ્યાં દરવાને તેને અટકાવ્યો. પણ પોતે બાદશાહના ઢંઢેરા પ્રમાણે ચતુરાઇ દેખાડવા આવ્યો છે એમ જણાવ્યાથી સિપાઇ રજા મેળવી અંદર લઇ ગયો. દરબારમાં બાદશાહ હજુર આવી ઉભા રહેતાં તેણે માથાં ઉપર ચાલણી મુકી દીધી હતી અને બચર બચર ધાણી ચાવ્યો જતો હતો.

બાદશાહ હજુર જતાં, વજીરે તેને સવાલ કીધો કે 'તું કોણ છે?'

તેણે જવાબ દીધો–હું માણુસ છું, તે શું તમે દેખતા નથી કે?

વજીર—ભાઇ, તું માણુસ છે તે તો અમે દેખીએ છીએ પણ કેવો માણુસ છે તે અમે જાણુવા માંગીએ છીએ.

ગામડીયો—ઓહો, વળી માણુસ તે માણુસ જેવો માણુસ, બે પગ ને બે હાથવાળો.

વજીર (ચીરડાઇને)—તું તારા જવાબ ઉપરથી કોઈ અનાડી જેવો લાગે છે!

ગામડીયો—(હસીને) નહીં સાહેબ, હું નર છું.

વજીર સમજ્યો કે, ગામડીયો છે એટલે લગાર સમજણ પાડીને સવાલ પુછીશ તો ઠીક પડશે. એટલે પૂછ્યું, પણ ભાઇ, તું જાતે કોણ છે?

ગામડીયો—સાહેબ ખેડુત છું હો!

વજીર—તું ક્યાંથી આવ્યો છે? ગામડીયો—મારા ગામથી.

વજીર—માથે આ ચાલણી શા માટે મુકી છે?

ગામડીયો—તમારો ઢંઢેરો સાંભળીને. અલબત્ત, તેમાં ચાલણી વિષે તો કાંઇ નથી પણ એવું છે કે નહીં તડકામાં કે નહીં છાંયડામાં જે માણુસ અહીં આવશે તેને ઇનામ મળશે, તેથી આમ કીધું છે. એમ બોલી તેણે ધાણીનો ફડાકો માર્યો.

વજીરે કહ્યું, ભર દરબારમાં આ તું શું ખાય છે? તને શરમ નથી આવતી?

ગામડીયો—ભાઇ સાહાબ, કોપો છો શું કરવા? તમારા ઢંઢેરાને અનુસરીને હું અહીં આવ્યો છું. નહીં તડકામાં કે નહીં છાયામાં–તેને ખાતર મેં આ

ચાલણી માથે મુકી છે. વળી આ ધાણી ફાકું છું, કેમકે તમાર ઢંઢેરામાં છે કે, નહીં ભૂખ્યા કે નહીં પેટ ભરીને જમીને આવવું તો આ ધાણી ફાકતો આવ્યો છું એનાથી નથી હું ભૂખ્યો કે નથી મારૂં પેટ ભરાયું એટલે બંને રીતે તમારા ઢંઢેરા પ્રમાણેજ આવ્યો છું.

વજીરે પૂછ્યું, પણ એવી રીતે કરવા તને શીખવ્યું કોણે?

ગામડીયો બોલ્યો—શીખવનાર તે કોણ હોય! વનવગડામાં ફરીએ તે એટલુંએ નહીં સમજ્યે કે?

બાદશાહથી હવે થોભાયું નહીં. તે બોલ્યો આમાં કાંઇ જેવી તેવી વાત નથી. એમાં મોટી ચતુરાઇનું કામ છે માટે તને કોણે શીખવ્યું તે કહે એટલે તને ઇનામ મળશે.

ખેડુતને બીરબલે ભણાવી રાખ્યું હતું કે પહેલાં આડાઅવળા જવાબો કરી પછી તારે મારા વિષે કહેવું; એટલે વિચાર કરી તે બોલ્યો, અમારા ગામમાં બે ત્રણ મહીના થયા એક માણસ આવી રહ્યો છે તે દેખાય છે તો સાધારણ પણ બહુ ચતુર છે, એ માણસે મને શીખવી મોકલ્યો છે.

બાદશાહની ખાતરી થઇ કે આ બીરબલ સિવાય બીજો કોઇ હોયજ નહીં. તેણે તે ભોળા ગામડીઆને બોલાવી ઇનામ આપી તેની સાથેજ અમલદારોને મોકલ્યા કે સારી રીતે તેને મળી ભેટી તમારા સાથે બીરબલને તેડી લાવવો. તેઓ તે ગામડીયા જોડે બીરબલ હતો ત્યાં ગયા. ત્યાં જઇને જુએ છે તો બીરબલ તદ્દન સાદ માંસાદા માણસ માફક રહેતો હતો. તેમણે તેને બાદશાહનો પેગામ કહ્યો; પણ જેનું નામ બીરબલ, તેણે બાહાનું કાહાડયું કે મારા પાસે આ સિવાય બીજો પોષાક નથી માટે મારે ઘેરથી પોષાક મંગાવીને આવું છું. બે અમલદારો તુરત શેહેરમાં દોડયા અને બીરબલને ત્યાંથી પોશાક લઇ આવ્યા. બીરબલે પોશાક પહેરી તૈયાર થઇ વળી બહાનું કાહાડયું, પણ હા, મારો ઘોડો ક્યાં છે? તે લાવતાં તો તમે ભૂલી ગયા? વળી પેલા અમલદારો દોડયા ને ઘોડો લઇ આવ્યા. એટલે બીરબલજી આ ધકેલા ખવાડીને તેને ત્રણ તેડાં ગણીને તેમની સાથે દરબારે ગયા.

બાદશાહ બીરબલને આવેલો જોઇ આનંદ પામ્યો. અને તેને કરેલાં અપમાન માટે એકાંતમાં તેની ક્ષમા માંગી લઈ મિત્ર થઇ રહ્યો.

## ચતુરાઈ ઉપર ચઢેલા કવિરાજો.

એક દિવસે દરબાર ભરાઇ હતી. બધા દરબારીઓ ઠઠમાર હાજર હતા. બીરબલજી પણ પોતાની જગ્યાએ આવી બીરાજમાન થયા હતા. તે દિવસે દરબારમાં મસ્ત ગાનતાન ચાલી રહ્યું હતું. એક કવિરાજ કાંઈ કવેત લલકારતા તો બીજા તેનો ઉત્તર આપતા હતા. એમ ગરબડ ચાલતી જાય છે, કવિ ગંગ પોતાની કવિતા બોલતો હતો, તાનસેન તાન લેતો હતો એમ ચાલતું હતું, તેવામાં બાદશાહને શુર છુટયું અને પોતાને યાદ આવી ગયલો એક દોહરો બોલી બીરબલને હોંકારો કીધો કે એ દોહરાનો મને જવાબ આપ—

### દોહરો.

બાદશાહે લલકાર્યું:—

કૌન ચાહે બરસના, કૌન ચાહે ધુપ્પ,<br>
કૌન ચાહે બોલના, કૌન ચાહે ચુપ્પ,

અર્થાત—વરસાદ કોણ ચાહે છે, તડકો કોણ માંગે છે, બોલવા કોણ ચાહે છે અને ચુપ રહેવા કોણ ચાહે છે?

### બીરબલનો જવાબ—દોહરો.

આ દોહરાનો જવાબ બીરબલે પણ દોહરામાંજ આપ્યો:—

માલી ચાહે બરસના, ધોબી ચાહે ધુપ્પ,<br>
શાહ ચાહે બોલના, ચોર ચાહે ચુપ્પ.

અર્થાત—માલી વરસાદ ચાહે છે, અને ધોબી તડકો ચાહે છે, સાહુકાર તો બોલવા ચાહે છે અને ચોર ચૂપકીદીથી રહે છે.

બધા સવાલ જવાબ સાંભળી ખુશ ખુશ થઇ ગયા.

દરબારમાં બીજા એક કવિરાજ બીરાજ્યા હતા, તેઓને ચુડ થઇ આવી

એટલે તેઓએ એના ઉપરથીજ એક બીજો દોહરો, એજ દોહરાના જવાબમાં, સંભળાવવાની રજા માંગી. તે રજા મળ્યાથી કવિરાજ ખોંખારો કરતાં બોલ્યા:—

દોહરો.

અતિ ભલા ન બરસના, અતિ ભલી ન ધુપ્પ,
અતિ ભલા ન બોલના, અતિ ભલી ન ચુપ્પ.

અર્થાત–જોઇયે તે કરતાં વધારે વરસાદ પડે તે પણ સારો નહી, તેમ જરૂર કરતાં વધારે તડકો પણ સારો નહી, જોઇએ તે કરતાં વધુ બકબકારો પણ સારો નહી, અને જોઇયે તે કરતાં વધુ ચુપકીદી પકડવામાં પણ સાર નહી.

આ દોહરો સાંભળી દરબાર બધી વાહવાહ પોકારી ઉઠી, અને બાદશાહે બધા કવિઓને ઇનામો આપ્યાં.

## તકદીરની તાસીર–રાજા થયલો કઠિયારો.

જેમ ભર દરબારમાં બાદશાહ અને બીરબલ વચ્ચે વાર્તાવિનોદ ચાલતો તેમ, તેઓ બંને ભેગા થઇ ક્યાંય ફરવા હરવા જતાં ત્યાં પણ તેવાજ તડાકા ચાલુ રહેતા. એજ પ્રમાણે એક દિવસે સાંજે બંને બેસી તડાકા ચલાવતા હતા. તે દરમ્યાન તેમના વચ્ચે તકદીર અને ઉદ્યમ વિષે વિનોદ ચાલ્યો. કેટલીકવાર બંને વચ્ચે ગમ્મત ચાલ્યા પછી બીરબલે કહ્યું, ખુદાવિંદ, તકદીરની મોટાઈ વિષે એક વાત બનેલી મારા સાંભળવામાં આવી છે તે રજા આપો તો કહી સંભળાવું.

બાદશાહને તો તેવું કાંઇ જોઇતુંજ હતું, એટલે તેણે તો બીરબલને તેની વાત લંબાવવાની ખુશીથી રજા આપી, અને તેમ જોઈ બીરબલે ચલાવ્યું:-

ખુદાવિંદ સાંભળો–ટીબેટ દેશના રાજાને કાંઇ સંતાન ન હતું, તેમજ પોતાના સગપણમાં કોઇપણ માણસ વારસ થવા લાયક નહી હતો, તેથી મરતી વખતે રાજાએ પોતાના પ્રધાનો અને દરબારીઓને બોલાવીને કહ્યું કે, મારા મરણ પછી મારાં પાળેલા બાજ પક્ષીને જંગલમાં લઇ જઇ ઉડાવવો, અને તે ઉડીને જેના ઉપર બેસે તેને આ દેશનો રાજા બનાવવો, અને

બધાએ તેનેજ રાજા તરીકે ગણી લઈ તેની આજ્ઞા પાળવી. રાજાએ તેમ કહી તેમના પાસેથી તેમ ચાલવાનું વચન લીધું અને રાજા તે પછી તુરત પરલોકવાસી થયો. રાજાની ઉત્તરક્રિયા કીધા પછી, બધાઓએ રાજાની આજ્ઞા પ્રમાણે કરવાની તૈયારી કરી. બધાઓ ગામ બહાર ભેગા થયા એટલે બાજ પક્ષીને છુટો મુકી દીધો. બાજ ઉડતો ઉડતો એક કઠિયારાના માથા ઉપર જઇ બેઠો. એટલે બધાએ પેલા કઠિયારાના હાથમાંથી કોદાળી છોડાવી તેને રાજવંશી પોશાક પહેરાવ્યો અને વાજતેગાજતે શહેરમાં દાખલ થયા. આટલા બધા અમીર ઉમરાવો છોડીને એક કઠિઆરાને ગાદીએ લાવી બેસાડયો! પણ કરે શું? રાજાની આજ્ઞા પ્રમાણે ચાલવું તો જોઇએજ, તેમજ વળી કઠિઆરાના નસીબમાં ગાદી ભોગવવાની સરજત હોય તો તે કેમ મટે? નવા થયલા રાજાને મહેલમાં લઇ જઇ તેને સ્નાન કરાવી નવાં કપડાં પહેરાવી, ગાદી ઉપર બેસાડયો. તે વેળાએ સલામતીની તોપો ફુટી અને નવા રાજાનો જયજયકાર બોલાયો. અમીર ઉમરાવો તથા શેઠ સાહુકારોએ નજરાણા ધર્યાં જેનો સ્વીકાર કરી રાજાજીએ પણ તેઓને વળતી ભેટો આપી. બધી ધમચકરી થઇ રહેવા પછી જ્યારે રાજાને મહેલમાં જઇ ભોજન કરવાનો સમય થયો, એટલે દરબાર બરખાસ્ત થઈ, અને રાજાએ મૂખ્ય પ્રધાનને ઇશારત કીધી કે, મને તખ્ત ઉપરથી નીચે ઉતરવા તારા હાથનો ટેકો આપ. પ્રધાને તેને તુરત ટેકો આપી નીચે ઉતાર્યો તો ખરો પણ તેમ કરતાં તેજ પળે જરા પોતાનું મોઢું ફેરવી નાખીને હસ્યો. રાજાએ તે બધું જોઈ લીધું, અને બધા ગયા પછી રાજાએ કહ્યું પ્રધાનજી, સાંભળો, જેણે મારા જેવા કઠિઆરાને આ મોટાં રાજ્યનો માલિક બનાવ્યો છે તેણેજ તારા જેવાને નીહાલ અને પાયમાલ કરવાની શક્તિ પણ આપી છે, માટે હું સવાલ પુછું તેનો સાચો ઉત્તર આપજે, નહી તો ઘાણીમાં પીલાવી તારો અંત આણીશ.

પ્રધાનજીનાં લપ્પાં લેવાયાં, એટલે બોલ્યા, મહારાજ આપની હજુર કદી પણ જુઠું બોલીશ નહી, માટે જે પૂછવું હોય તે બેલાશક પુછો.

રાજાએ લગાર ટચકાથી પૂછયું, દરબાર ખલાસ થતાં મેં તખત ઉપ-

સ્થી મને ઉતારવાને મેં તારો હાથ માંગ્યો તે વેળા મોઢું ફેરવી તું હસ્યો શા માટે?

પ્રધાનજી ગભરાણા એટલે બે હાથ જોડી બોલ્યા, મહારાજ મને એમ લાગ્યું કે થોડા વખત ઉપર જે માણસ લાકડાંના ભારા ઉપાડતો હતો તેને હાલ તખતેથી ઉતરવા પરહાથનો ટેકો જોઇએ છે, એમ જાણી મને લગાર હસવું આવ્યું.

રાજાએ કહ્યું, મને ચિંતા થાય છે કે તારા જેવા કુદરતની ગતિ નહી સમજનારા બેવકુફ પ્રધાનથી મારૂં રાજ્ય કેમ ચાલશે? કમબખ્ત, જે વેળાએ હું લાકડાનો ભારો ઉપાડતો હતો તે વેળા તેટલો ભાર ઉપાડવાની ઇશ્વરે મને શકિત આપી હતી, પણ આતો તમો બધાએ એકઠા થઇને આવડાં મોટાં રાજ્યનો ભાર મારા ઉપર નાંખ્યો છે તો તમો તે ઉપાડવામાં મને મદદ નહી કરશો તો મારાથી એ ભાર કેમે કરી ઉંચકી શકાવાનો નથી.

મૂખ્ય પ્રધાનજી તો રાજાની આ વાતથી બહુજ ખિન્ન થયા અને ક્ષમા માંગી કહેવા લાગ્યા કે, મહારાજ, ક્ષમા કરો, માયા મળતાં અક્કલ આવે એ વાત ખોટી નથી; મેં આ અપરાધ તદ્દન અજ્ઞાનપણામાં કીધો છે. બીજી ઘણીક કાકલુદી કરવાથી રાજાએ તેનો અપરાધ માફ કીધો.

આ વાત કરી બીરબલે બાદશાહને કહ્યું, ખુદાવિંદ, નસીબમાં રાજ્ય હોય તો તે પ્રાપ્ત થતાંવારજ તેનામાં હુંશિયારી આવી જાય છે; અને નસીબને યોગે તેને રાજ્ય મળ્યું એમાં કાંઈ આશ્ચર્ય થવા જેવું નથી.

બાદશાહે કહ્યું, બીરબલ, કિસ્મતની ગતિજ ઓર છે! અને નસીબની બલીહારી કબુલ કરાવી બીરબલ બાદશાહથી છુટો પડયો.

## રંડીઓકા યાર-સદા ખુહાર, કાંટોકા બીછાના જુતીઓંકા માર.

એક દિવસે બાદશાહ અને બીરબલ વાતોના તડાકા ઉડાવતા, વેશ્યાની યારી વિષે તકરાર ઉપર ઉતરી પડયા. બાદશાહે કહ્યું, બીરબલ માણસ

પોતાનાં મન ઉપર કાબુ નહી રાખતાં વિષય વાસનામાં એટલો લપેટાઇ જાય છે કે તેના શરીરનું પણ ભાન રહેતું નથી એટલુંજ નહી પણ તે પોતાનું તમામ ગુમાવી દે છે, તેની પણ તેને સુઝ પડતી નથી, એ શું બરાબર છે કે? બીરબલે જવાબ દીધો કે, ખુદાવિંદ, ઇશ્ક આંધળો છે, અને તે આસપાસનું કશું જોઈ શકતો નથી; ઇશ્કને વશ થયલો માણુસ સારૂં માઠું જોઈ શકતો નથી અથવા જોઇ શકે છે તો તેનાથી ચેતેલા રહેવાનું તેને ભાન રહેતું નથી. તે વિષેનો એક બનાવ થોડુંક ઉપર મારી જાણમાં આવ્યો હતો, તે તમો ખુદાવિંદ ફરમાવો તો કહું. બાદશાહને તો કોઇપણ પ્રકારે વિનોદમાં કાળ વિતાડવો હતોજ એટલે તેણે બીરબલને તે વાત કહેવાની ખુશીથી રજા આપી. એટલે બીરબલે તે વાત લંબાવી.

તે બોલ્યો—એક શહેરમાં એક મોટો ધનવાન રહેતો હતો. તે પોતાની પાછળ અબલખ ખજાનો અને એક વારસ દીકરો મેલી ગયો હતો. બાપનાં મરણ પછી તેના હાથમાં બધી દોલત આવી એટલે તેણે તો તાગડધિન્ના કરવા માંડી. વેપાર રોજગાર ઉપર ધ્યાન આપવાને બદલે વેશ્યાના નાચરંગ ઉપર ધ્યાન આપવા માંડયું અને તેમાં તે એટલો લિન્ન થઈ ગયો કે બીજું કશું તેને સુઝ પડેજ નહીં. વેશ્યાએ પણ આ લાગ ઠીક જોઇ, તે બાપડા આંધળા બનેલા સોદાગરને તદ્દન ખાલી કરવા માંડયો, અને થોડાક વખતમાં તો તે એટલો નિર્ધન થઇ ગયો કે ઘેરે ખાવાની પણ તેના પાસે ખાખરાખ રહી નહીં. આવી સ્થિતિ જોઇ વેશ્યાએ તેને પોતાને ત્યાં આવતો બધ કરવા માંડયો, અને છડેચોક તેને ઘરમાંથી હાંકી કહાડયો. શાહુકારની પણ હવે આંખો ઉઘડી, પણ હવેજ તેણે જોયું કે તે કેવી હાલતે ખસ્તેખોહાર થઇ બેઠો હતો; પણ હવે તદ્દન નિરૂપાય થઇ ગયો. તે વેશ્યાને કરગરીને કહેવા લાગ્યો, બાઇ, મારા આંધળાપણામાં મેં તને જરાયે જરા ખવાડી દીધું છે. અને હવે જ્યારે હું તદ્દન નિર્ધન થઇ બેઠો ત્યારે તું મને આવી સ્થિતિએ હાંકી કહાડે છે તો, લગાર તો દયા કર.

વેશ્યાને તે કાંઇ દયા હોય? તેણે તો કઠોર શબ્દોમાં તાણો મારી તે બાપડાને હાંકી કહાડયો, અને જ્યારે તે બાપડાએ ઘણી બોહોંસ કાધી ત્યારે

તેને રોકડો જવાબ આપી દીધો કે તારે જોઇએ તો જહાનમમાં જઇને પડ મને શું કહે છે?

પેલો શાહુકાર તો માથે માથું ફોડવા મંડયો, અને રડીને બોલ્યો, અરે મુજી, ડાકણુ, મેં તને છેક એવી નહોતી ધારી, હું તો માનતો હતો કે મારી પુંજી ખલાસ થશે તો તું મને તારે ત્યાં રાખશે, પણ એકદમ તું તો મને હાંકીજ કહાડવા તૈયાર થઇ બેઠી છે.

વેશ્યાને તે કાંઇ દયા હોય! તે બોલી, વેશ્યા તો કોઇની સગી થતી હશે? તે તો પૈસાની સગી છે માટે ચાલ હવે બહુ થઇ ગયું. અહીંયા ચાલ્યો જા.

શાહુકારે રડમસ ચેહેરે બહુ કાલાવાલા કીધા. ત્યારે તે બોલી. જો તારે મારે ત્યાંજ રહેવું હોય તો એક શરત કબુલ કરે તો રાખું.

લાચારીએ તે શરત પણ તેણે કબુલ રાખી. પોતાની આવી સ્થિતિને લીધે હવે તે બાપડાને વૈરાગ્ય તો આવ્યો હતો, પણ જે ધણીએ અસલથી સુખ આનંદમાં પોતાનો વખત ગુજારેલો તે એવી સ્થિતિમાં કેમ રહી શકે? વેશ્યાની શરત એ હતી કે, હું જ્યાં જાઉં ત્યાં મારાં ખાસડાં સાચવીને તારે ખુણામાં બેસી રહેવું તો સુખેથી રોટલો ખાઇને પડી રહેજે. આ શરત પણ તેણે કબુલ રાખી. પણ દિવસે દિવસે તેનું શરીર બગડતું ચાલ્યું.

એક દિવસે તે વેશ્યા આ શહેરમાં આવી અને તેની તારીફ સાંભળી એક શાહુકારે પોતાને ત્યાંના શુભ ટાણાનો લાભ લઇ, તેણીને પોતાને ત્યાં ગાવા બોલાવી. આ રંજીદા થયલો શાહુકાર પણ વેશ્યા જોડે ગયો, અને એક ખુણામાં તે વેશ્યાએ પોતાના ખાસડાં કહાડેલાં તે સાચવીને તે બાપડો એક ખુણામાં ભરાઇને બેઠો. નાચ ગાનતાન શરૂ થયું, તબલચીએ તબલા ઉપર થાપ મારવા માંડી, સારંગીવાળાએ સુર મેળાવ્યું, એટલે બાઇસાહેબે પગના ઠેકા ઉપાડવા માંડયા. તે જોઇને પેલા ભીખારી થઇ ગયલા શાહુકારે પણ પોતાના હાથમાંના જોડાઓ જમીન ઉપર ઠોકીને થાપ લેવા માંડી. મીજલસમાં બેઠેલા બીજા એક શાહુ-

કારની નજર તે બનાવ ઉપર પડી એટલે તે મનમાંજ બોલવા લાગ્યો કે, આ કેવો બેવકુફ લાગે છે. એને એટલી તે શી ગમ્મત પડે છે કે તે હાથમાંના ખાસડાં ઠોકી થાપ મારે છે, અને તેના જોડે ડોકાંનો લેહેકો કરી જાણે ગાનતાનમાં મશગુલ થઇ ગયો હોય તેમ હરખાય છે. થોડીવારે જ્યારે એક નાચ પુરો થયો અને વેશ્યા વિસામો લેવા બેઠી એટલામાં પેલા શાહુકારે, ભીખારી શાહુકારને પોતાની પાસે બોલાવી પૂછ્યું ભાઇ ખરૂં કહે તને એવડી તે શી ગમ્મત પડે છે કે ખાસડાં અફાળીઅફાળી તેની થાપ-લેવા પડી ગયો!

પેલા ભીખારી શાહુકારે ભરમમાંજ કહેવા માંડ્યું, સાહેબ-માંડી વાળોની એ વાત, એનો ખુલાસો હું કરીશ તો મારો રોટલો જશે માટે હું તે કહેવા માંગતો નથી.

બીજા શાહુકારે કહ્યું, ભાઇ, તું કશી પ્રકારનો ડર નહી કર, જો આ વેશ્યા તને કાહાડી મુકશે તો હું તને મારે ત્યાં નોકરી રાખી લઇશ, માટે ખુલ્લી રીતે બોલ.

ભીખારી પણ ઇશકી શાહુકારને આથી હીમ્મત આવી અને બોલ્યો, શેઠ હું પણ ફલાણા ગામનો તમારા સરખો શાહુકાર બચ્ચો છું. થોડા વખત ઉપર આ દદા વેશ્યાનું રૂપ અને તેની કળાબાજી જોઈ તેના ઉપર મોહિત થયો અને એટલી હદ સુધી કે તેને તમામે તમામ વશ થઇ ગયો, અને થોડાજ વખતમાં મેં મારી તમામ દોલત એ કમબખ્તને ત્યાં ભરી દીધી. એમ કરતાં મારા ખજાનાનું તળિયું આવ્યું અને હું તદ્દન ભીખારી થઇ ગયો. મેં ધારેલું કે આ મુજી વેશ્યા મને પાળશે અને આટલા બધા આભારના બદલામાં મને સુખે ટુકડો રોટલી આપશે, પણ તેમાં હું તદ્દન ઠગાયો. મારી પાસે એક દિવસે કશુંજ બાકી ન રહ્યું, ત્યારે મેં એ મુજીને ઘણા કાલાવાલા કર્યા કે મને તારા ઘરમાં સુખેથી પડી રહેવા દે, અને જે તું ખવાડશે તે ખાઇશ. તે કમબખ્ત દદાએ તો મને ધક્કા મારીને બાહેર કાઢ્યો. મેં જ્યારે આગલી પાછલી કહી સંભળાવી તેની ઘણી કાકલુદી કરી

ત્યારે તેણીએ મને પોતાના જોડા ઉપાડવાની મારી પાસે કબુલાત લઇ મને માત્ર ગેટવડીએ રાખ્યો. આજરોજ જ્યારે સારંગી તબલાનો અવાજ મેં સાંભળ્યો ત્યારે એક કવિનું કહેલું કવિત મને સાંભળી આવ્યું અને તે કવિત આ પ્રમાણે છેઃ—

પરિપૂર્ણ પાપ કે કારણ તે—ભગવત કથા ન રૂચી જીનકો;
તિન વેશ્યાકો પાસ બુલાય લઇ—નચવાવતહે દિનકો રેનકો,
મૃદંગ કહે ધિક્કહે, ધિક્કહે—સારંગી કહે કીનકો કીનકો,
તબ હાથ ઉઠાય કે નારી કહે—ઇનકો ઇનકો ઇનકો.

આ કવિતાનો અર્થ એવો થાય છે કે, જ્યારે પાપ પરિપૂર્ણ ભરાઇ રહ્યાં હોય, ત્યારે સત્ય ભગવાનની કથા ભાવતી નથી, એટલે રાતદિવસ વેશ્યાને બોલાવી નાચગાન કરાવવા માંડે છે. તે વખતે તબલા કહે છે કે "ધિક્ક છે ધિક્ક છે," ત્યારે સારંગી સૂર તાણે છે કે "કિનકો, કિનકો" એટલે કોણને કોણને તે વેળા આ વેશ્યા હાથ લાંબો કરી પોતાને સાંભળવા બેઠેલા તરફ ફરીને કહે છે કે—"આ લોકોને, આ લોકોને," માટે આ બધું યાદ આવતાં હું જોડાના ઠેકા વગાડીને કહું છું કે, "સાંભળો, સાંભળો, મારી ગતિ તે તમારી પણ થશે—મારી દશા તે તમારી પણ થશે." આ મારો ખુલાસો છે. એમ પેલા ખુહાર થયલા શાહુકારે સમજાવી દીધું. બીજા શાહુકાર ઉપર આથી ઘણી સારી અસર થઇ. તેણે એ વેશ્યાને હાંકી કહાડી આ કમનસીબ શાહુકારને પોતાની પાસે રાખી લીધો, એટલુંજ નહી પણ બીજા બધાઓએ વેશ્યાની યારી મુકી દીધી.

આ વાર્તા પુરી કરી બીરબલ બોલ્યો, બાદશાહ સલામત, એક સ્યાણો કવિ કહી ગયો છે કે,

"રંડીયોકા યાર—સદા ખુહાર, કાંટાકા બીછાના જુતીયોંકા માર"

તે ખરૂંજ છે. બાદશાહ પણ આ સાંભળી ખુશ થયો.

## વાણીયાગત–વાણીયાની ચતુરાઈ આગળ ચોરની ખંધાઈ પણ રદ છે!

વાણીઆઓની ચતુરાઇની ઘણીક વાર્તા બીરબલને ખબર હતી; અને તેમાંની એકેક વાર્તા એવી હતી કે તે આપણને હેરત પમાડે. એક દિવસે બાદશાહ અને બીરબલ બેઠા હતા તે વેળા તેમને મોહો ઉઘાડવાનો કશો પ્રસંગ ન મળ્યો; એટલે બીરબલે ધીરે રહીને એવીજ એક વાણીયાની ચતુરાતની વાર્તા બાદશાહને કહી સંભળાવી. તે બોલ્યો, જહાંપનાહ, ગઇ કાલેજ એક વાણીઆના ઘરમાં ચોર ભરાયો હતો; અને તે વાણીઆએ પોતાની ચતુરાઇ ગત વાપરી તેને સેહેલથી પકડાવ્યો હતો. તે ગત બહુ આશ્ચર્ય પામવા સરખી હતી. આગળ સાંભળો ખુદાવિંદ, અમરચંદ નામના એક વાણીઆના ઘરમાં છેક પાછલી રાત્રે એક ચોર ભરાયો. વાણીઓ તે વેળા ખાટલામાં પડેલો જાગતો હતો. આ જોઈ પેલો ચોર તેને ઉંધી જવાની વાટ જોતો ખાટલા નીચે ભરાઈ ગયો. વાણીઆએ તેને જોયો તો ખરો, પણ ચતુર સમજ્યો કે વખતે હું કાંઇ બોલીશ તો તેના પાસે હથિયાર હશે તો નકામો આપણો જાન જોખમમાં આવી પડશે. માટે કાંઇ તદબીર લગાવવી જોઇએ. માટે પોતે જાણે તેજ વખતે ઉંઘમાંથી ઉઠયો હોય તેવો દેખાવ કરી, પાનસોપારીની ચમચી કાઢી. પટાપટ કરી પટી બનાવી પાન ખાવા લાગ્યો! બે ત્રણ પાન તૈયાર કરી તેમાં ભારોભાર કાથો, ચુનો, સોપારી વગેરે નાખી તેનો ડચુચો મોઢાંમાં ઘાલ્યો, અને વળી ઉપરથી તંબાકુની ચપટી પણ લીધી. પછી પાન ચાવતાં ચાવતાં વાણીઆએ પીચકારી ઉપર પીચકારીઓ મારવા માંડી. તે એવી રીતે પીચકારીઓ પીચ પીચ કરતો કે આબાદ ખાટલા નીચે ભરાયલા ચોરના દીલ ઉપર પડતી. ચોર સમજ્યો કે વાણીઓ પાન ખાઇ રહેશે એટલે પોતાની મેળે સુઈ જશે, અને તે પછી આપણે એ બધાંનો સામટો ખંગ વાળી લઇશું. પણ તેમ તો કાંઇ બન્યું નહી; કેમકે વાણીઆભાઈ તો ગતમાં પીચકારીઓ લગાવ્યા જતા હતા. મોઢાંમાંના પાનનો કુચો કુચો થઇ ગયો એટલે વાણીઆભાઇએ તો બીજી પટી બનાવી તે મોહોમાં ધકેલી અને નવેસરથી પીચકારીઓ

છોડવા માંડી. આ વખત પ્રભાત થવા આવી હતી. પોતાના ઘરમાં આવો પહરોણો ભરાયો છે એ વાત તે વાણીયાની સ્રીને ખબર નહતી. તેથી તે બાપડી તો પોતાનો ઉઠવાનો વખત થતાં ઉઠી ઉભી થઈ. એટલે પેલા વાણીયાએ એક પીચકારી ખાસ તેણી ઉપર નાખી. વાણીયણ આથી ગુસ્સે થઇ ગઈ, અને દરવાજો ઉઘાડવા જતાં બોલી, "બળ્યું, તમે હવે બહુ તો ગંદા–ઘેલા થઇ ગયા છો. પીચકારીઓ પણ મારા આંગ ઉપર નાંખી મને પણ ગંદી કરો છો તો મને તો તેની બહુ સુગ લાગે છે આમ કહી તેણીએ દરવાજાનાં કમાડ ઉઘાડી નાંખ્યાં.

વાણીઆભાઇ, અલીના મરડાટના જવાબમાં ધીમેથી પણ બરાબર નેમ તાકીને બોલ્યા, "મેર મુર્ખી, તું એ કેવી થઇ ગઇ છે! (ખાટલા નીચે હાથ કરીને) આ બાપડા પારકા પહરોણા ઉપર બે કલાક થયાં હું પીચકારીઓ નાંખું છું તો તે લગાર ચું કે ચાં કરતો નથી અને તારા ઉપર હજુ તો એક પીચકારી નાંખી તેટલામાં આટલી બધી સુગાઈ શેની ઉઠી? લે વળી તું મોટી રાણી થઇ ગઇ તે આવડી મોટી ચોકખી થઈ ગઈ ખરી કે?"

આ છેલ્લા શબ્દો વાણીઆભાઇ જાણીબુજીને મોટા ઘાંટા પાડીને બોલ્યા હતા તેથી ગરબડાટ થતો સાંભળી આડોશીપાડોશીઓ ત્યાં એકઠા થઇ ગયા. તેમને અંદર બોલાવી, વાણીઆએ પેલા બાપડા ખાટલા નીચે ભરાયલા પહરોણાને બાહાર ખેંચી કઢાવ્યો. તે બાપડો વાણીઆની પીચકારીઓથી આખે શરીરે રંગાઇ રહ્યો હતો. પડોશીઓએ મળીને તેને પકડયો અને શિપાઇને બોલાવી તેને કોટવાળ આગળ ખડો કીધો. તેનાં કપડાંજ તેના ગુનહાની સાક્ષી પુરતાં હતાં, અને વાણીઆએ નિર્દોષપણે બધી પોતાની વાણીઆ-ગતની વાત કહી સંભળાવી. ચોરથી પોતાનો અપરાધ નામુકર જવાયો નહી એટલે ન્યાયાધીશે તેને વ્યાજબી સજા ફરમાવી.

બાદશાહ, વાણીઆ ચતુરાઈગતની આ વાત સાંભળી ખુશ થઇ બોલ્યો, બીરબલ ઘણીક અઘડીની વખતે વાણીઆઓ બહુજ ચતુરાઇગતથી કામ કહાડી લે છે એમ મને ખબર છે.

બીરબલ બોલ્યો, હા, ખુદાવિંદ, બીજા પણ વાણીઆની ચતુરાઇની એવીજ વાત બનેલી મારો જાણમાં છે. તે તમો સાંભળો તો સંભળાવું. બાદશાહે રજા આપવાથી બીરબલે વાત ચલાવી.

## વાણીયાગત-વાણીયાની ચતુરાઇની વાર્તા ૨ જી.

બીરબલ બોલ્યો, ખુદાવિંદ, તે પણ આપણા શેહેરનોજ પણ લગાર ગરીબ સ્થિતિનો વાણીઓ હતો. તેણે તો વળી એવી ચતુરાઇ વાપરી હતી કે, પોતે ચોરને મારી નાખી પોતાને માથેથી વિઘ્ન ઉતારી બીજાને માથે ચોંટાડયું હતું.

નિહાલચંદ નામનો એક વાણીઓ પોતાનાં નાનાં સરખાં ઘરમાં રહેતો હતો. એક રાત્રે તેના ઘરમાં ચોર ભરાયો. તે એક તરફ બેસીને વાણીઆના ઘરમાંથી મળી આવેલા થોડા ઘણા દાગીનાની બોચકી બાંધતો હતો, એટલામાં વાણીઆની નજર તેના ઉપર પડી. વાણીઓ હતો તો ગરીબ પણ હીમ્મતવાન, એટલે ઘરમાં એક જરીપુરાણી તરવાર હતી તે લાવી તેનાથી ચોરનું ડોકું પાછળથી જઈ છટકાવી દીધું.

થોડીવારે પ્રભાત થતાં વાણીઓ બાહેર નીકળી ઓટલે જઈ બેઠો. તેવામાં પાડોશમાં રહેનારો એક સીપાઈ ત્યાં જતો તેના જોવામાં આવ્યો. નિહાલચંદે વાણીઆગત કરવા માંડી. તેને અંદર બોલાવ્યો અને પેલા ચોરનું મુડદું બતાવી કહ્યું, "જમાદાર સાહેબ, આ ચોર રાત્રે મારા ઘરમાં ચોરી કરવા તો આવ્યો હતો, પણ તેને મેં મારી તો નાખ્યો છે, પણ હવે સરકાર કચેરીમાં ફરિયાદ કેમ કરવી તેનું મને ભાન નથી." એમ કહી પેટી ખોલી, એક ધોતર કહાડી જમાદારને આપ્યું. જમાદાર સાહેબ લલચાયા, કે આ તો આઇતી કીર્તિ મળી છે એમ સમજી, બોલ્યા, "અરે એમાં તે શી મોટી વાત, આ ચોરને તો મેં માર્યો. આ તો જુનો ચોર હતો તેથી તેને જીવતો અથવા મુવેલો લાવનારને ઇનામ આપવા સરકારે ઠરાવ કર્યો હતો, તેથી તેજ ચોર માર્યો ગયો એટલે મને ઇનામ મળશે."

આમ બોલી, જમાદાર સાહેબે કેટલાક માણસોને બોલાવી પેલા ચોરનું મુડદું ઉપડાવ્યું અને ચાવડી ઉપર લઇ ગયા.

તેના ગયા પછી વાણીઅણે વાણીઆને કહ્યું, તમે ધોતર મુફતમાં આપી દીધું, એક તો ચોરને તમે માર્યો. છતાં તેનું ઇનામ તો એ લેશે અને ઉપરથી તેને ધોતીયું આપ્યું એ તે તમે શું કર્યું?

વાણીઆભાઈ હસ્તા હસ્તા બોલ્યા, "અલી, મારી, તું એ વાતમાં નહીં સમજે હોં, તું જોજે તો ખરી ધોતીઆંનાં ઢોલ તો હવે વાગશે અને ત્યારેજ ગમ્મત પડશે."

જમાદારે ચોરને માર્યો, એવી વાત આખા શેહેરમાં ફેલાઇ રહી.

તેજ ચોરનો ભાઇ, પોતાના મરનાર ભાઇ કરતાં વધારે કળાબાજ અને હિમ્મતવાન હતો તેણે તેજ રાતે જમાદારને મારી નાખવાનો ઠરાવ કર્યો. રાતની વેળાએ જ્યારે તે જમાદાર રાઉંડ ફરવા નીકળ્યો, ત્યારેજ એક ગલીમાં જતાં જોઇ તે ચોરે તે બાપડાને ત્યાંજ ઠાર મારી નાખ્યો.

થોડીજવારમાં શહેરમાં જમાદાર મરાયો એવી ખબર ફેલાઈ ગઈ, તેની લાશને તેના સગાંસંબંધીઓ રસ્તામાંથી ઉંચકી ઘેર લાવ્યા, અને સવારના પોહોરમાં તેને ઠેકાણે પાડવા લઇ ગયા. તે પછી તેના ઘરની સ્ત્રીઓ તથા બીજા સગાંઓ રોવા કુટવા લાગ્યાં. તે જોઇને નિહાલચંદભાઇને તેમની અલી પુછવા લાગી, આ શું થયું? કોણ મરી ગયુ?

વાણીઆભાઇએ જવાબ દીધો. "અરે એ તો ધોતીઆના ઢોલ વાગે છે, હજી ગીતો હવે પછી ગવાશે,"

વાણીઆણીએ બાહર આવી જોયું તો ખબર પડી કે જમાદાર સાહેબ મરી ગયા છે. પોતાના ધણીએ ચોરને મારી નાખ્યો, પણ જમાદારે ફોકટની કીર્તિ મેળવવાની લાલચે પોતાને માથે કેટલું જોખમ ખેંચી લીધું તે જોઇ પોતાના ધણીજીએ વાપરેલી ચતુરાઇથી તે પણ આનંદ પામ્યાં.

બીરબલે આ વાત કરી, બાદશાહને કહ્યું, ખુદાવિંદ, વાણીયા ડાહીમાના દીકરા કહે છે તે ખોટું નથી હો?

બાદશાહે કહ્યું, પણ બીરબલ આપણે વાણીઆઓની બીજી કસોટી કરી જોઇએ તો કેમ? આપણે તેઓને શેહેર ચોકીદારનું કામ સોંપી જોઇએ, કે તે પ્રસંગમાંથી તેઓ કેવી સીફતથી છટકી જાય છે: આ ગોઠવણ પ્રમાણે બીજે દિવસે વાણીઆઓને ચોકીદારનું કામ સોંપવાની તદબીર અમલમાં મુકવામાં આવી.

## વાણીયાગત-વાણીયાની ચતુરાઇની વાર્તા ૩ જી.

બાદશાહના હોકમ મુજબ, બીજે દિવસે કેટલાક મૂખ્ય મૂખ્ય વાણીઆઓને બોલાવી બીરબલે હોકમ કીધો કે, બાદશાહે એવો હોકમ કર્યો છે કે દરરોજ રાતની વખતે પચાસ વાણીઆઓએ વારાફરતી ચોકી કરવા નીકળવું, અને ખુબ તકેદારી રાખવી.

વાણીઆઓએ એ કામ પોતાથી નહી બને એવી ઘણીક તકરાર કરી કે, ભાઇ સાહેબ અમે તો વેપાર રોજગાર અને હીસાબ કીતાબ કરી જાણીએ, ચોકીદારી બોકીદારી હમારાથી બને નહી.

બીરબલે પણ હઠ લીધી કે, બાદશાહનો હુકમ તો અમલમાં મુકવોજ જોઇએ. એટલે વાણીઆઓ લાચાર બની તેજ રાતની ચોકી ફરવા નીકળ્યા. બાદશાહને આ વાણીઆઓની ચોકી જોવાનો ધખારો લાગ્યો. એટલે બીરબલને જોડે લઇ તે બહાર પડયો. પોતાને મળેલા હોકમ મુજબ, વારાફરતી તેઓ અહીંથી તહીં ફરતા હતા. બાદશાહ બીરબલ છુપા વેશમાં હોવાથી તેઓને વાણીઆઓએ ઓળખ્યા નહીં. તે તકનો લાભ લઇ બાદશાહે કહ્યું, તમો આજ બરાબર ચોકી કરતા નથી માટે બાદશાહને કાલે મારે ખબર આપવી પડશે

વાણીઆ સમજ્યા આ કોઇ જમાદાર છે, એટલે હાથ જોડી બોલ્યા, જમાદાર સાહેબ કેમ ચોકી કરવી તે અમે સમજતા નથી માટે જેમ આવડે છે તેમ કરીએ છીએ.

આ સાંભળી, બાદશાહ-બીરબલ ત્યાંથી ચાલ્યા ગયા. બીજે દિવસે વાણીઆઓએ એકઠા મળી વિચાર કીધો કે જે કામ આપણું નહીં તે કરવાને

બાદશાહે આપણુને હોકમ કીધો છે, માટે કાંઇ યુક્તિ કરી આ ખટરાગમાંથી નિકળી જવું જોઇએ. બધાએ તેવી કોઇ યુક્તિ તે રાત્રે અજમાવવાને ઠરાવ કીધો.

રાત પડી અને વખતસર વાણીઆઓ ચોકી કરવાની જગાએ હાજર થયા. ત્યાં જઇ માથેથી પાઘડી છોડી કમ્મરે બાંધી અને ધોતી કહાડી માથે વિટાળી. આવી રીતે તેઓ ઉલટો વેષ પેહરીને આડાં અવળા ફેરી મારવા લાગ્યા. હંમેશના રીવાજ મુજબ બાદશાહ બીરબલને લઇ રાત્રે ફરવા નિકળ્યો. બધાને તદ્દન ઉલટા પહેરવેશમાં દેખી બાદશાહે તેમને સવાલ કીધો, કેમ વાણીયાભાઇઓ, આ શું તમે ગાંડાબાંડા થઇ ગયા છો આમ કેમ? માથે ધોતર શાનાં વિટાળ્યાં છે? પાઘડી તે વળી કમ્મરે બંધાય ખરી કે?

વાણીઆઓ તો તેઓને જમાદારજ સમજતા હતા, એટલે બોલી ઉઠયા, જમાદાર સાહેબ, એનું કારણુ તમે સમજતા જણાતા નથી, એ તો અમે અમારી મજબુતી કરીને ચોકી ફરવાનું કામ કરીયે છીએ. રાત્રે ચોરો ચોરી કરવા ફરે છે તેમને જોઇને અમને ઝાડા પીસાબ થઇ જાય છે, માટે અમે કમ્મર બાંધી લીધી છે, અને જો ચોરો એક નાકેથી આવે તો હમે બીજે નાકે જઇ ઉભા રહીએ છીએ.

બાદશાહ–બીરબલ, જેઓ જમાદારનાજ પોશાકમાં અને જમાદારો તરીકેજ વાત કરતા હતા, તેઓ આ ખુલાસો સાંભળી ખુબ હસ્યા. બાદશાહે જોયું કે વાણીયાઓ ચોકી કરશે તો શહેરમાં બંદોબસ્ત રહેનાર નથી, માટે એ લોકોને રજા આપી દેવી. આમ ધારી બાદશાહે બીરબલને કહ્યું, વાણીયાઓને કહી દો કે, તેમને ચોકીદારીમાંથી મુક્ત કીધા છે માટે હવે તેઓએ પોતપોતાને ઘરે સીધારી પોઢી જેવું.

બીરબલે તે હોકમ સંભળાવ્યો એટલે તેઓ ખુશ થયા. તેઓએ બાદશાહને પીછાણ્યો એટલે ખુશ થઇ પુરૂર દઈ, સલામ આલેકુમ કરી ઘરે ગયા.

બાદશાહે બીરબલને કહ્યું, વાણીયાઓએ આ કામમાં યુક્તિ તો ઠીક લગાવી છે હોં!

બીરબલે કહ્યું, બાદશાહ સલામત, વાણીયાઓ ડાહી માના દીકરા કહેવાય

છે તે કાંઇ અમસ્થા કહેવાય છે? આમ વાત કરી બંને જણ ચાલતા થયા.

## વાણીઆગત–વાણીઆની ચતુરાઈની વાર્તા ૪ થી.

એક દિવસે રાત્રે એક ચોર, એક વાણીઆના ઘરમાં ચોરી કરવાની મતલબથી, ખાતર પાડી અંદર ઘુસ્યો. ખાતર પાડવાના અવાજથી વાણીઓ તેમજ તેની સ્ત્રી બંને જાગી ઉઠયાં. વાણીઓ ચેતી ગયો કે, ઘરમાં કોઇ પહરોણાજી તો પધાર્યા છે ખરા, એટલે તદબીર લગાવવા માંડી. તેણે પોતાની સ્ત્રીને ધીમેથી કહી રાખ્યું કે, આપણા ઘરમાં ચોર આવ્યો છે માટે કાંઇ યુક્તિ તો કરવીજ જોઇએ, માટે હું કહું તેમ કરજે. હું જે કહું તેનો "હા, હા" જવાબ આપ્યા કરજે.

પેલો ચોર પણ ધીમે પગલે બંને ધણીધણીયાણી સુતાં હતાં ત્યાં આવી લાગ્યો. તેને જોઇ, વાણીઆએ પોતાની સ્ત્રીને કહેવા માંડયું, "અલી, મકુજે સમજે છે કે આપણી પાસે બે લાખ રૂપિયા પડેલા છે, પણ દીકરો નથી તેથી આપણું એ ધન કોણ ભોગવશે તેની મને રાત દિવસ ચિન્તા થયા કરે છે." સ્ત્રીએ શીખવી રાખ્યા પ્રમાણે જવાબ આપ્યો, "મને પણ એજ ચિન્તા થાય છે, પણ હવે તમે કહો તેમ હું કરવા તૈયાર છું, માટે તમે કાંઇ ધાર્યું હોય તો કહી દો, આપણાં કોઇ સગાંવાહલાં પણ નથી કે તેમાંથી પણ કોઇને વારસ બનાવીએ."

વાણીઓ બોલ્યો, "એમ છે તેથીજ આ બધી મુંઝવણ થાય છે, નહીં તો કાંઈ કહેવું પડે ખરૂં કે?

પણ તે દિવસે મને એક વિચાર આવ્યો હતો અને તે મેં તને કહ્યો હતો તે તને સાંભરે છે કે?

સ્ત્રીએ પૂછ્યું, "કયો વિચાર, તે ફરીવાર મને કહોને."

"મેર મુર્ખી, મેં તને કહ્યું હતું તે ભુલી ગઇ." વાણીઆભાઇ બોલ્યા, "મેં તને કહ્યું હતું કે રવિવારની સવારના પોહોરમાં આપણા ઘરમાં જે કોઇ માણસ પેહેલો દાખલ થશે તેને આપણે દીકરો કરીને ઘરમાં રાખીશું અને

તેજ આપણી તમામ પુંજીનો આપણાં મરણ પછી વારસ માલીક થશે."

સ્ત્રી બોલી, "હા, એ પણ ઠીક છે, આજેજ તે દિવસ છે, માટે આજેજ તે કામ આપણે કરી લઇયે તો શું છે? તમો જાણો તો છોજ કે, જીન્દગીનો ભરૂસો નથી, માટે રૂડાં કામ તો ઝટ કર્યાં સારાં હો."

વાણીઓ બોલ્યો, "હા ઠીક વાત કહી, મારા ધ્યાનમાં પણ તે ઉતરી છે; આજે સવાર પડતાં આપણા ઘરમાં જે આવે તેને દીકરો કરી લેવો, અને આપણી બધી પુંજી જે શરાફને ત્યાં પડી છે તેને ત્યાંથી લાવીને તેને હવાલે કરી દેવી, અને દુકાનનું કામ પણ તેજ સંભાળે એમ કરવું, માટે કોઇ સારો છોકરો મળી જાય તો સારૂં."

સ્ત્રીએ જવાબ દીધો, "હા, બહુજ સારી વાત છે, તેમ બને તો ઘણુંજ સારૂં થાય."

આ બધી વાતચીત પેલો ચોર ખુણામાં ઉભો રહી સાંભળતો હતો, તે લલચાયો, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, વાણીઓ દરવાજો ઉઘાડે તે પેહેલાંજ હું અત્રે ઉભો થઈ રહું તો એ લોકો, જેવાં ઉઠશે તેવો મને જોતાંજ પોતાનો દીકરો કરી લેશે, એટલે બધું આઇતું ધન હાથ લાગશે, એટલે ચોરી ચકારી કરવાની પણ જરૂર રહેશે નહીં અને આપણે એ લાખના ધણી થઇ મોજીયાં ઉડાવીશું; જુના મિત્રોને તજી દઇશું, કેમકે પછી તેવી સોબત આપણને શોભે નહીં. એમ વિચાર કરી થોડીવાર ખુણામાં ઉભો રહ્યો. એમ કરતાં પરોઢિયું થવા આવ્યું, એટલે વાણીઓ બોલ્યો, "અલી સાંભળે છે કે સવાર થવા આવી છે માટે દીવો સળગાવ, કે પછી જોવાનું થાય, સવાર પડે તેટલામાં એ શુભ કામ કરી લેવું જોઇએ. માટે હવે ઉઠ આળસ ના કર, અને દીવો સળગાવ."

વાણીઅણે ઉઠી દીવો સળગાવ્યો, અને આમ તેમ લટાર મારતી હતી; તેણીએ કહ્યું, "આજ તો સકનમાં શીરા પુરી કરવી જોઇએ હો."

આ સઘળો મામલો જોઇ લાલચમાં લપટાયલો ચોર ખુણામાંથી સામો આવ્યો. જાણે તેના ઉપર હમણાંજ નજર પડી હોય તેમ દેખાવ કરી તે ચતુર

સ્ત્રી બોલી ઉઠી; અરે આવો આવો, આપણો ભુરો આવ્યો છે, ને તમે તો ગરબડ કરી ઉંઘી ગયા કે શુ?"

વાણીયો પણ સફાળો ઉઠી ઉભો થયો, અને ચોરની પાસે જઇ તેને બાઝી પડી બોલ્યો;–"દીકરા ભલે આવ્યો, અરે પરમેશ્વર બાપ, આજ તો તેં મારૂં ધારેલું કામ પાર કીધું છે, આવ મારા દીકરા, હું તને ચાંપીને કોટી કરૂં." આમ કહી દીકરાને બાથમાં ઘાલી મળવા લાગ્યો અને બોલ્યો, "દીકરા આટલા દિવસ તું ક્યાં હતો? હમે તો તારી વાટ ઘણો વખત થયાં જોતાં હતાં. પછી સ્ત્રીને બોલાવી કહેવા લાગ્યો, લાવ, લાવ, વહેલી થા, દીકરો આવ્યો છે તો એને વધાવવાની બધી ચીજો ઝટ લઈ આવ.

સ્ત્રી તો બાપડી ધણીના હોકમ મુજબ ઘરમાં દોડી. ત્યાંથી ચોખા, કુંકાવટી લઇ આવી અને સાથે કાચ્ચાં સુતરના ત્રણ ચાર દડા પણ લેતી આવી. આ વખત પેલા ભાઇસાહેબ એક થાંભલાને અઢેલીને ઉભા હતા. વાણીયાએ તે દીકરાજીને સગન માંગી કપાળે મોટો કંકુનો ચાંદલો કરી, ચોખા ચોટાડયા, હાથમાં એક પાણી ભરેલું શ્રીફળ આપ્યું. અને પછી ધણીનો હોકમ લઇ પેલાં સુતરના આંટા દઇ તેમને થાંભલા સાથે જકડયા. તે થયા પછી વાણીઆજી બોલ્યા, મેં પણ માનતા લીધી છે તે કાંઇ પુરી કરવા વગર ચાલે, એમ કહી તે પણ થોડા આંટા વિટાળી ગયો.

ચોરભાઇ, ચોરી કરવામાં તો બાહાદુર હતા, પણ વાણીયાવિઘા તે જાણતો ન હતો, તેથી વાણીઆનો વારસો લેવાની લાલચમાં લપટાયલા ચોરભાઇ તો, વાણીઓ શું કરે છે તે જોવા અને જાણવાને મુંગો મુંગો ઉભો, અને જેમ તેઓ કરે તેમ કરવા દીધું.

બંનેએ, એટલા બધા આંટા વિટાળ્યા કે ચોરભાઇ તો થાંભલા સાથે જાણે તાટ બંધાઇ ગયા. તેઓ મૂગે મોહોડે હસતાં જાય અને બોલતાં જાય કે, "બહુ તાંતણા બળીઓ, બહુ તાંતણા બળીઓ," એમ તેને ખુબ જકડી લઇ તેઓ બાજુ થયાં. ચોર પોતાના મનમાં મૂછ્યાં મરડે કે, મૂર્ખાં, કાચાં સુતરના તાંતણા બાંધે છે, પણ સમજતાં નથી કે, તેને તડાતડ તોડી

નાખતાં વાર કેટલી? એમ મનમાં ખાંડ ખાતા ઠરીઠામ થઇને ઉભા. તે પછી બૂંને ધણીધણીયાણી જુદા જુદા દડા લઇ, 'બહુ તાંતણા મહા બળીઓ, બહુ તાંતણા મહા બળીઓ' એમ બોલતાં જાય અને આંટા વિંટાળતાં જાય; અને તેમ કરીને ચોરભાઇને ભારે જકડી લીધા. પણ હજુ તેના મનમાં વાણીઆગતની કશી ચેતવણી થઇ નહીં. એમ કરતાં ચાર પાંચ દડા ખલાસ કીધા, એટલે ચોરભાઈ તો જાણે મુસકેતાટ બંધાયા હોય એવા મજબુત બંધાઇ જકડાઇ ગયા, અને તે એવા કે તે બાપડાથી નહીં હલાય કે નહીં ચલાય, તેના હાથપગ પણ સાથે સાથે સીકડી લીધા હતા એટલે હવે તે છૂટી શકે એવી તો કશી ધાસ્તી નહતી. એટલે વાણીયાભાઇ લગાર ઠાવકું મોહોડું કરી બોલ્યા, "ભાઇ રે હવે સવાર સુધી અહીંજ રહેજે. માણુસો આવશે એટલે તેની જોડે તને દુકાને પધરાવીશું હો? માટે જરાએ ચિન્તા કરવી નહીં.

હવે લગાર સવાર થવા આવી, એટલે ચોરે અધિરાઇ બતાવવા માંડી, 'હવે મને છોડોની?'

તે બોલ્યો, 'આ તો ન પરવડે, આવી રીતે કરો તો મારાથી તમારો દીકરો બનવાનું પાલવે નહીં.'

વાણીઓ બોલ્યો, મિયાં મીઠુ, હવે અહીંજ ઉભા રહી જાઓ, ના પરવડે તો કાંઇ પરવા નહીં, પણ હમણા તો અહીંજ હવા ખાવો.

ચોરની હવેજ નજર ઉઘડી, કે વાણીઆએ આ તો યુક્તિ કરી, ફસાવી દીધો, એટલે તેણે સુતર તોડવા માટે ફાંફાં મારવા માંડયાં. પણ વાણીઓ બચ્ચો તે કાંઇ કાચો હતો કે, છુટી શકે તેમ બાંધે! એટલે બીલકુલ તેના પ્રયત્ન ફલ્યા નહી અને તે બાપડાથી તો જરા થઇને ચસકી પણ શકાય નહી. અંતે જ્યારે છુટકો નજ જોયો ત્યારે તેણે કાલાવાલા કીધા. ઘડીકમાં ધમકી પણ આપી, પણ જેનું નામ વાણીઓ–ડાહી માનો દીકરો, તેણે તેને ફાંદામાં ફસાવેલો તે એમ સેહેજમાં તેને પાછો છોડી મુકે. વાણીઆભાઇએ તો ચોકીવાળાને બોલાવી, તેને બધી હકીકત કહી, ઘરમાં પાડેલું ખાતર બતાવ્યું એટલે ત્યાંથી તેવણને છોડીને નવે નામે મુસ્કેતાટ

ફરી ન્યાયાધીશ પાસે મોકલાવ્યો. ત્યાંથી તેને બીરબલ આગળ લાવવામાં આવ્યો.

બીરબલ બધું સાંભળી વાણીઆગત જાણી ખૂબ હસ્યો. અને વાણી-આની અક્કલની કસોટી કરવાને તેને કહ્યું, શેઠજી, તમે એને અહીં લાવ્યા તો ખેર, પણ એને હવે શિક્ષા શું કરીશું ?

વાણીઓ બોલ્યો, નારે સાહેબ, ના એ તો મારો દીકરો થવા આવ્યો હતો એટલે એને તે વળી શિક્ષા થાય ખરી કે ?

બીરબલે કહ્યું, સજા વગર તે કાંઇ જવા દેવાય ? એના તો હાથજ કાપી નાંખવા જોઇએ, કે પછી ચોરી કરીજ નહી શકે.

વાણીઆએ કહ્યું કે મુરબ્બી સાહેબ, છતે માથે હાથ શીદને કાપો છો ? હાથ કાપો તો મારો બેટો જમે ખાય કેમ ?

બીરબલ સમજી ગયો કે વાણીઓ તો માથુંજ કપાવવા માંગે છે; એટલે બોલ્યો, શેઠજી એને એમ તો નહી થાય, પણ દશ વરસ કાળાં પાણીની સજા બહુ છે, એમ કહી તેને દશ વરસ દેશનિકાલ કહાડયો. એટલે લાખોનો આઇતો દલ્લો મેળવી જઈ વારસ બનવાની લાલચમાં લપટાઇ ગયલા દશ વરસ દેશનિકાલ થઇ ગયા !

## વાણીયાગત–વાણીયાની ચતુરાઇની વાર્તા ૫ મી.
## રાઇનાં પડુણુ તો રાત્રે ગયાં ?

વાણીયા ચતુરાઈની જે બીજી રમુજી વાર્તાઓ નોંધાયલી છે તેમાંની એક અતિ રમુજી વાર્તા નિચે મુજબ છેઃ—

બીરબલે એક દિવસે આ વાર્તા, શાહ હજુર કરતાં જણાવ્યું કે, એક દિવસે રાતની વખતે એક વાણીઆના ઘરમાં ચોરોએ ખાતર પાડયું, અને તે વાટે ચોરો ઘરમાં પેઠા. ઘરમાં ગરબડ સરબડ થતી સાંભળી વાણીયાભાઇ ચોંક્યા કે, આજે આપણે તદ્દન ન્હાઇ નાખવાના, માટે કાંઇ પણ તદબીર લગાવીશું તોજ છુટકો થાય તેમ છે. ધીમેથી તેણે પોતાની ચતુર સ્ત્રીને પણ એ વાત જણાવી, તેને જાગૃત કરી. બંને જાગતાં હોય તેવો દેખાવ

કરી પડી રહ્યાં, અને તેમ જોઇને, ચોરો લાગ ફાવે ત્યાં સુધી રાહ જોતા ખાટલા નિચે સુઇ ગયા. વાણીઓ પણ સમજ્યો, કે, મારા બેટા, મારાજ ખાટલા હેઠે પોઢયા છે તો ઠીકજ છે, હવે એક યુક્તિ કરવી ઠીક પડશે. તે વાણીઓ રાઇનો મોટા પાયા ઉપર વેપાર કરતો હતો અને તેના કોથળા તેજ દિવસે ખરીદી આણેલા હતા. એટલે તેણે બાયડીને હાંક મારી ઉઠાડી તેને કહ્યુ કે, અલી સમજે છે કે, આપણે આજે રાઇનો મોટો જથ્થો ખરિદી આણ્યો છે. અને આવતી કાલે બજારમાં તેનો ભાવ એટલો વધી જવાની વકકી છે કે આપણી તો બધા દિવસની દરિદ્રતાજ જતી રહેશે. માટે ઉઠ, વેહેલી થા, હું એ બધા કોથળામાં રાઇ કેટલી છે તેનું હમણાં વજન કરી રાખું કે સવારે બજારમાં તેનું સારું ઠેકતાં વાર જ ન લાગે, અને આપણા ઘરમાં તો રૂપજીનુંજ રાજ કાલથી શરૂ થશે. માટે પેલા બધા કોથળા મારી આગળ લાવ અને ઘરમાં જેટલાં કાટલાં હોય તે રજુ કર, હું તે તોલીને ગણત્રી કરી મુકું. આમ બોલી રાઇના કોથળા ખાટલા હજુર ઘસડી મંગાવ્યા, અને જેટલાં કાટલાં હતાં તે મુકી મુકીને ત્રાજવામાં તોલવા માંડી. જાણે ત્રાંજવાની ઘડી પુરી થઇ ગઇ હોય તેમ એકાંજી એકાંને, આ બેઆંજી બેઆંને, આ ત્રણજી ત્રણાને, એમ તોલતા જાય, ને અલી ઉપર કોપ કરતા હોય તેમ બોલતા જાય, અલી, આ કાટલાં કયાંથી સંઘરી આણ્યાં છે, એ તો બધાં ખરાં ખોટાં લાગે છે, અને જાણે તેથી કેવાક ગુસ્સે થતા હોય તેમ તે કાટલાં કહાડી કહાડીને ખાટલા નિચે પેલાઓ નચિંતે લોટેલા તેમના ઉપર ફેંકતા જાય. અને બરાડે બરાડ પાડીને અલીને હોકમ કરે કે, ફલાણા ચીણા પાડોશીને ત્યાંથી કાટલાં લાવ. અલી પણ જાતે ચતુર તો ખરીજ, એટલે બારણું ઉઘાડી બાહાર આંગણામાં જેટલા મોટા પથરા, ઇંટો વગેરે પડેલી તે ઉંચકી લાવી અને તે ત્રાજવામાં નાંખી રાઇ તોલવા માંડી. આ એકાંજી એકાને, હા, કાટલાં સાચાં છે, વળી બીજાં મુકયાં, ને તોલવા માંડયાં એટલે તો વળી પાછો પોકારજ પાડયો કે, અલી આ વળી કાટલાં કોને ત્યાંથી આણ્યાં! એ પણ તદ્દન ખોટાં છે, અને એમ બોલી જાણે કેવાએક ચીરડાઇને તે ધડાધડ પેલાઓનાં તોલે

તોલ્લાં ભાંગે તેમ નાખે. એમ કરતાં પરોઢિયું પણ થવા આવ્યું, એટલે વાણીઆભાઈ ચીરડાઇને અલી તરફ ફરીને બોલ્યા, જા મુગી મુગી બે ઘડી સુઈ ઉઠ, સવારે જે થવાનું હશે તે થશે, અને પોતે પણ સુઇ ગયા. ચોરોની કોઇની તાલકી તુટેલી તો કોઇની મુડીજ ભાંગેલી, તેવી હાલતમાં બાહાર નિકળ્યા અને વિચાર કીધો કે હવે બીજી બધી ખટરાગ કરવાનું માંડી વાળી, આ રાઇના ઠેલાજ ઉપાડીને ચાલ્યા જાવું અને સવારમાં બજારમાં તે વેચી રાઇનું નાણું મેળવી લેવું, એમ વિચારી, ગુપચુપ રાઇના ઠેલા ઉપાડી ચાલતા થયા. વાણીઓ ચતુર સમજી ગયો કે આપણી તદબીર તો સત્તર આના ઉતરી. હવે બીજે દિવસે, તેજ કોચીનના સાહુકારો કોઇએ માથે પાટો બાંધેલો, કોઇએ મોહોડે પાટો બાંધેલો, એમ કરી પેલા રાઇના ઠેલા માથે ચઢાલી વેચવા બજારમાં આવ્યા. પેલા વાણીઆની દુકાન પણ તેજ લત્તામાં હતી એટલે તેણે વિચાર કીધો કે, લાવ એ લોકને તેડીને લગાર બનાવી કહાડું. "રાઇ લ્યો, રાઇ" એમ પોકાર મારતા તેઓ ઉભે બજાર દોડે છે તેવામાં તેજ વાણીઆએ ગંભિરાઇથી તેમને તેડી, રાઇનો ભાવ પુછવા માંડયો. પેલાઓ તો રાઇનો ભાવ ખુબ વધારી દઇને બોલવા લાગ્યા, અને તે સાંભળી, પેલો વાણીઓ બોલી ઉઠયો, ભાઇ રાઇનાં પઠણ તો રાત્રે ગયાં, હો! એમ બે ચારવાર બોલ્યો એટલે તેઓ સમજી ગયા કે, કમબખત વાણીઆએ આપણને સજ્જડ બનાવી કહાડયા ખરા! એટલે ત્યાંજ સઘળા ઠેલા ફેંકી દઇ ચાલતા થયા.

## દીવા પાછળ અંધારૂં.

એક દિવસે બાદશાહ અને બીરબલ વચ્ચે "દીવા પાછળ અંધારૂં" એ કહેવતની સાબેતીના સંબંધમાં તકરાર ચાલી. બાદશાહે કહ્યું, બીરબલ. કોઈ માણુસ સારો નીકળે તો તેને "કુળનો દીવો" છે એમ કહે છે, પણ તેનોજ પુત્ર જો એકજ પુરો હોય અને તે જાતે કપિતાન હોય તો તેને લોકો "દીવા પાછળ અંધારૂં" એમ કહે છે, પણ એ વાત કાંઇ ઘણા કેસમાં સત્ય નિવડતી નથી, કેમકે "કુળના દીવારૂપ" કેહેવાતા પુરૂષની પાછળ તેના

વારસો તેના કરતાં વધારે હુશિયાર નીકળે છે. બીરબલે જવાબ દીધો.-ખુદાવિંદ, કેટલાક કુળદીપક માણુસોની પાછળ તેના વારસો એવા હૈયાફુટા નીકળે કે તેવાઓ કુળને કલંક લગાડયા વગર રહેતાજ નથી, એના ટેકામાં તેણે ગણાવ્યું કે મેવાડના બાપા રાવલથી ગણુતાં જેટલા કુળના દીવા થયા તેમના પુત્રો તો "અંધારા" જેવાજ છે. હાલના રાજા ઉદયસિંહનો દાખલો તાજોજ છે. એના પિતા દાદા વિગેરેનાં પરાક્રમો જુઓ, અને ઉદયસિંહના કર્મો જુઓ; તેમાં કેટલો ફરક છે. તેમ વળી એ કહેવત ન્યાયમાં પણુ લાગુ પડે છે. એક ન્યાયાધીશ પોતે ગમે તેવો સીધો હોય છતાં તેના હાથ નીચેના માણુસો લાંચ રૂસવત લઇ ન્યાય ઉંધો વાળવાને તજવીજ કરતા હોય અને તે બાબત જો ન્યાયાધીશ તકેદારી રાખી તે વિષે બરાબર તપાસ રાખવામાં ચુકે છે તો તે પણુ એક જાતનું દીવા પાછળ અંધારા જેવુંજ જણાય છે; વળી એક ન્યાયાધીશ, રાજા અથવા મહારાજા કે મોટા શેહેનશાહ જેવા પણ કોઇ વટેમાર્ગુને લુટતો હોય તેનો બચાવ કરી શકતા ન હોય તો તે પણુ "દીવા પાછળ અંધારૂંજ છે."

આટલી વાતચીત પછી બાદશાહ પોતાના ઓરડામાં ગયો અને થોડી વારમાં પાછો આવ્યો. બંને જણુ બાદશાહી અંગરક્ષકો સાથે ફરવા નીકળ્યા અને ફરતાં ફરતાં ઝાડપાન વિગેરેનાં અવલોકન કરવા લાગ્યા. રાત પડતાં તેઓ મેહેલમાં પાછા આવ્યા. "દીવા પાછળ અંધારૂં" કેમ હોય છે તે બાબતનો બીરબલે વિચાર કરી રાખ્યો હતો.

તે વાતને આઠ દશ દિવસ વહી ગયા પછી, બીરબલે બે માણુસોને શીખવીને અમુક વખતે બાદશાહી મહેલના ઝરૂખા નીચે આવીને પોતાના કહેવા પ્રમાણે કરવા જણાવ્યું. તે દિવસે બાદશાહે, બીરબલને કાંઇ કામસર મેહેલમાં બોલાવ્યો હતો. પોતાનું કામ પુરૂં થવા પછી બાદશાહ બીરબલ જોડે ફરતો ફરતો પેલા ઝરૂખા આગળ આવી લાગ્યો. બાદશાહ ત્યાં થોભ્યો

અને વાતોના તડાકા લગાવવા માંડયા. થોડીવાર થઇ એટલે એક માણસ ત્યાંના એક એકાંત ખુણામાં આવીને સંતાયો. થોડીજવારે બીજો એક માણસ ત્યાંથી જતો નજરે પડયો. એટલે પેલા સંતાયલાએ બહાર નીકળી આવીને કહ્યું, "અલ્યા, તારા પાસે જે કાંઇ હોય તે અબઘડી કહાડી આપ."

પેલાએ જવાબ દીધો, ના ભાઇ, મારા પાસે તો કાંઇએ બચ્યું નથી. 'તારી પાસે નથી તે આપણે જોઇશું.' આમ કહી, બંને જણ એક બીજા ઉપર તુટી પડયા. અને લુંટફાટ ચલાવી. આ ગરબડમાં એક બાપડો લગાર પોચો અને હથિયાર વગરનો હતો એટલે તે પોકારી ઉઠયો, મને કોઇ બચાવો. મને મારી નાખે છે અને બુમો મારવા માંડી. આ સાંભળી બાદશાહે બીરબલને કહ્યું, ભાઇ બીરબલ આ તે કેવું અંધેર? શું મારા મેહેલની નીચેજ અને મારી નજર સામેજ આ લુટફાટ ચાલી રહી છે?

બીરબલે કહ્યું, "ખુદાવિંદ એ તો દીવા પાછળ અંધારૂં છે." બાદશાહ બોલ્યો, હું હમણાંજ એનો બચાવ કરૂં છું. બીરબલ બોલ્યો, ખુદાવિંદ, આપ નીચે જશો એટલામાં તો એ લુટારો નાહાસી જશે તેનું કેમ? એટલામાં બીરબલે પેલાઓને કાંઇક ઇશારત કરી એટલે તેઓ હસીને બાદશાહ બીરબલને સલામ કરી હસતા હસતા ચાલતા થયા. બાદશાહે તેજ વેળા બીરબલને પણ હસતો જોયો, એટલે તેનીજ આ યુક્તિ હશે એમ સમજી હસી પડયો, અને બંને જણ ત્યાંથી ઉઠીને ચાલતા થયા.

## કયા કારણ ડોલમેં હાલત પાણી?

બાદશાહને બપોરે પણ જમીખાઇને લગાર લેટી જવાની ટેવ હતી. તેમ એક દિવસે લેટી ઉઠી બાદશાહ સલામત ઝરૂખામાં આવી આશાએશ લેવા બેઠા હતા. લોકોની આવ જા તે વેળા વધારે હતી અને તેમાં જુદી જુદી જાતના તથા તરેહવાર ધંધાદારીઓ, કામદાર વગેરે દીઠામાં આવતા હતા. તેઓમાં એક સુંદરી છુમ છુમ કરતી માથે પાણીનું બેડું રાખી હાથમાં ડોલ લઇ આવતી જોવામાં આવી. ડોલમાનું પાણી લગાર ઓછું હોવાથી તે પાણી હાલતું અને ઢચકઢચક થતું હતું. તે જોઇ બાદશાહ વિસ્મય

પામ્યો કે આ ડોલચીમાં પાણી હાલતું શા કારણથી હશે? તેને વિચાર આવ્યો કે કદાચ આ સુંદરી તે લઈને ચાલે છે તેથી તો નહી હાલતું હોય, એમ વિચાર આવતાં તેને એક લીટી સાંભળી આવી કે—

"ક્યા કારણ ડોલમેં હાલત પાણી?"

પછી થોડીવારે દરબાર ભરાઇ ત્યારે શાહ પોતે પણ તેમાં હાજર થયા. અને તે વેળા બધા જોઇને વિસ્મય પામ્યા કે તેમના મોહોમાં એ ને એજ બોલ હતો કે, "ક્યા કારણ ડોલમેં હાલત પાણી?" તુરત વેળા તો કોઇ કાંઇ બોલ્યું નહી તેમ શાહ પણ કાંઈ તે બાબત બોલ્યા નહી. અંતે દરબારનું કામ ખલાસ થયું અને બીજી ત્રીજી વાતો થવા માંડી ત્યારે વાત ઉપરથી વાત નિકળતાં બાદશાહે બધાને અટકાવી કહ્યું કે, હું એક વાક્ય બોલા જાઉં તેનો અર્થ મને કરી બતાવો એમ કહી તે બોલ્યો.

"ક્યા કારણ ડોલમેં હાલત પાણી?"

અર્થાત્ ડોલમે પાણી હાલે છે તેનું શું કારણ? બધા વિચારમાં પડી ગયા કે બાદશાહને શું જવાબ આપવો. થોડીકવાર બધા વિચારમાં પડ્યા કે બાદશાહને શું જવાબ આપવો અને કોઇએજ જવાબ નહી આપ્યો અને બધા એક બીજાનાં મોહોડાં જોવા લાગ્યા, એટલે બધાની નજર બીરબલ ઉપરજ ઠેડી ગઇ. બાદશાહે પણ જોયું કે આમાં કોઇ કાંઇ ઉકાળવાનું નથી પણ બીરબલીઓજ કાંઇ તોડ કહાડશે. એટલે તેણે પણ તેના તરફજ નજર ફેંકી. તેમ જોઇને, બીરબલીઓ ઉભો થયો, અને હાથબક્ષ કરી બોલ્યો, ખુદાવિંદ સાંભળો, એના અર્થનું એક કવિત કહું છું તે ઉપરથી તેનો ભાવાર્થ તમારા ધ્યાનમાં આવશે:—

**કવિત !—**

એક સમય જલ આનન ધરસે<br>
નીકલી અબલા વ્રજકી રાની,<br>
જાત સંકોચમેં ડોલ ભરત,<br>
જલ ખેંચતથી અંગીઆ મચકાની,

દેખ સભા છતીઆં ઉધરી,
કવિ સત કહે મનસા લલચાની,
હાથ બિના પછિતાત રહોં,
યહ કારણુ ડોલમેં હાલત પાણી.

અર્થ તદ્દન સેહેલ છે. અને બાદશાહ તે સાંભળી આનંદ પામ્યો અને બીરબલ માટે વાહવાહ પોકારી તેને બોલાવી, કહ્યું; આજ તને તારી આ ખુબી માટે જેટલું આપું તેટલું ઓછું છે. એમ કહી એક કીમતી શ્યાલ, અને મંડીલ મંગાવી તેને ભેટ આપ્યાં. તેજ વખતે એક બીજા કવિરાજનો કીડો સળવળી આવ્યો અને તેઓ ઉભા થઇ હાથ જોડી બોલ્યા, ખુદાવિંદ, મને પણ એક કવિતા સાંભરી આવી છે, માટે આપની રજા હોય તો બોલું. બાદશાહ તો સાહિત્યની મોજ અને એવીજ મોજશોખનો રસિલોજ હતો, એટલે તેને ખુશીથી બોલવા ફરમાવ્યું. તેમ જોઇ કવિરાજ બોલ્યા, પણ ખુદાવિંદ, મારૂં બોલવું તદ્દન જુદુંજ છે; મારૂં બોલવાનું ઇશ્વરની કુદરત ઉપર છે. બાદશાહે તેને છુટ આપી કે, ગમે તે હોય તેની ચિંતા નહી પણ બોલ, અને દરબાર ગજાવઃ—

કવિરાજ બોલ્યા—ત્યારે સાંભળો—

## સવૈયા.

જબ દાંત ન થે તબ દૂધ દીઓ,
અબ દાંત દીએ કહા અન્ન ન દેહે;
જલમે થલમે પક્ષી પશુ મે,
શુદ્ધ લેત સો તેરીભી લેંહે.
કાહે કો સોચ કરે મન મૂરખ;
સોચ કરે કુછ હાથ ન એહે,
જાનકો દેત અજાનકો દેત,
જહાંન કો દેત સો તોકોભી દેહે.

અર્થ સમજાવતાં કવિરાજ બોલ્યાઃ—"જ્યારે [illegible] ન હતા ત્યારે માતાના

સ્તનમાં દૂધ મુકયું અને દાંત આપ્યા ત્યારે શું અન્ન નહી આપે? જલમાં સ્થલની પશુપક્ષીની જે ખબર લે છે તે તારી પણ લેશેજ, હે! મૂરખ તું શોક શા માટે કરે છે? શોક કરવાથી તારા હાથમાં કશું આવનારૂં નથી. તે વિદ્વાનને આપે છે અને અજ્ઞાનને પણ આપે છે, આખી દુનિયાને આપે છે, તે તને પણ આપશેજ."

આ કવેત સાંભળી બાદશાહ ખુશ થયો અને તેને પણ ઇનામ આપી વિદાય કીધો.

## ભાટનો દીકરો જન્મથીજ ભાટ! ભાટ બનાવવાની ક્રિયાની ધામધુમ.

(એક બીજા ગ્રંથને આધારે)

એકવાર શાહની દરબારમાં તરેહવાર રસિક વાર્તાઓ ચાલી રહી હતી, તેવામાં કવિ ગંગે પોતાની બોલવાની કાંઇ વારી આવી તે હાથ કરી, પોતાનાં કવિતોથી આખી દરબારને હચમચાવી મુકી. તે દરમ્યાન તેણે એવી તકરાર લગાવી કે, ખુદાવિંદ, ભાટનો દીકરો જન્મથીજ ભાટ હોય છે, બાદશાહને વિસ્મય લાગ્યું, કે કશીપણ તાલીમ વગર ભાટપણું કેમ ચલાવી શકાય, એટલે તેણે ગંગને તાકીદ કરી કે એ બાબેનું પારખું કરી બતાવ. એ તકરાર દરમ્યાન ગંગની બેટીને ગર્ભ છે અને તેને પ્રસુતિ થવાની તૈયારી છે. ગંગે તે વાત કબુલ રાખી. અને જણાવ્યું કે મારી બેટીને પેટે અવતરતાં બાળકનું પારખું ખુશીથી કરી જોવું. બાદશાહે તે છોકરીને પોતાનીજ દીકરી ગણી પોતાના મેહેલમાંજ પ્રસુતિ કરવાની તૈયારી કરાવી અને કહ્યું કે જો પુત્ર અવતરશે તો આપણે ત્યાંજ રાખીશું, અને પુત્રી અવતરશે તો સુખરૂપ ઘરે પહોંચાડીશું. ઇશ્વરકૃપાથી ગંગની દીકરીને ત્યાં દીકરાનો જન્મ થયો. તેને પાળી પોષી મોટો કીધો. અને જ્યારે તે સાતેક વર્ષની ઉમ્મરનો

થયો ત્યારે બાદશાહે ગંગને તેની કબુલાત યાદ આપી. ગંગે તે ખુશીથી સ્વીકારી પણ તે માટે આઠ દિવસની મહેતલ માંગી. એટલે બાદશાહે ખુશીથી તે આપી અને એક દિવસ નક્કી કીધો. બાદશાહે બીરબલને તાકીદ કીધી કે બાદશાહી બાગમાં એ માટે મોટો મંડપ નંખાવો અને તે દિવસ જાહેર તહેવાર તરીકે પળાવવો. બીરબલે તે સર્વ તૈયારીઓ કરી દીધી. આઠમો દિવસ થતાં સવારના રાજબાગમાં ધામધુમ ચાલી રહી, લોકો પણ આ થનારી રચના જોવાને ઠરાવેલા વખતની આગળથી આવીને મંડપમાં ક્યાકચ કરવા લાગ્યા. એક બાજુએ જનાના માટે પરદાઓ બાંધી બેઠકની ગોઠવણ કરવામાં આવી હતી, જેમાં બાદશાહી જનાના ઉપરાંત શહેરમાંની મોટે ઘરની સ્ત્રીઓ તથા બીજી બાનુઓ હાજર થઇ હતી. શહેરના લોકો માટે એક તરફ ગોઠવણ કરવામાં આવી હતી. વચમાં રાખેલા ચોકમાં અઢાર ભાટોને લઇને કવિ ગંગ બીરાજ્યો હતો. ગંગની પુત્રીનો જે સાત વર્ષનો બાળક હતો તેને લાવીને સામો બેસાડવામાં આવ્યો હતો. આ બાળક બાદશાહી જનાનામાં ઉછર્યો હતો તેથી તે બધી મુગલાઈ રીતભાત શીખ્યો હતો.

બાદશાહ અને દરબારીઓ આવી બેઠા પછી બાદશાહે ગંગને હોકમ કીધો કે, 'કવિરાજ ગંગ' હવે તારી પરીક્ષા શરૂ કરી દે, ભાટનો પુત્ર ભાટ તે વાત ખરી કે ખોટી તેનું પારખું હવે પ્રત્યક્ષ થશે.

ગંગે જવાબ દીધો, આ છોકરાને હમારી ન્યાતીના કાંઇજ સંસ્કાર થયા નથી, માટે પ્રથમ અમે એને અમારી ન્યાતમાં લેવાના સંસ્કાર કરીએ તોજ સરસ્વતીદેવી પ્રસન્ન થઇ એની જીભે આવી બેસે. બાદશાહે તે કબુલ કરી તેને તેમ કરવાની મંજુરી આપી.

પછી ગંગે તે છોકરાને નહવાડી ધોવાડી કપાળે કંકુનો ચાંદલો કર્યો, અને પોતાની જાતના જેવો પોશાક આણ્યો હતો તે તેને પહેરાવ્યો. તે પછી તેને ચોબાજુથી ઘેરી લઇને બધા ભાટો સારા કવિતો લલકારવા માંડયા. ગંગે પ્રથમ સૂર્ય તરફ જોઇ, હાથ જોડી નમસ્કાર કરી કહ્યું, "હે સૂર્યનારાયણ હમારા કુળની લાજ પતિત રાખજો." થોડીવાર પછી કવિતો લલકારી બધા ચુપ થયા એટલે ગંગે બાદશાહને કહ્યું ખુદાવિંદ, સાંભળો—

સુનરે શાહ અકબ્બર દિલ્યનકો,
ચેહી હેત પ્રીત ક્રિયા ભાટનકી;
એક ચંચલ અંક બસેરે વશમે.
દેખ ગર્ભમે લડકે પઢયનકી;
પરનર પાસ રહે ન પરવસમે,
દે ખુશબો જાત કલ્યનકી;
કવિ ગંગ કહે ચેહી ભાટકો જાઓ,
અસલ સ્વરૂપ જાત મન્યનકી.

આમ લલકારતાંની સાથે ગંગે પોતાના વંશની ધ્વજા છટાથી તે છોકરાને માથે ફેરવી અને તેનો હાથ પકડી બાદશાહ આગળ લઇ જઇ કહ્યું, "બોલ બેટા તારી ઇચ્છામાં આવે તે." એમ કહેતાની સાથે તેના ગળામાં માળા પેહરાવી દીધી.

તેજ વખતે પેલા સાત વર્ષના ભાટ પુત્રની જીભે સરસ્વતીએ વાસ કીધો એટલે ખોંખારો કરી તેણે બોલવા માંડયું, અને તે એવી સરસ છટાથી કે બધી સભા ગાજી ઉઠીઃ—

અકબરશાહ બાદશાહ હુમાયુ કે નંદન,
ભાટકે રંગણુ એક થોરાસા એક થોરાસા;
દો જંજર દે, દો ખંજરદે. એક ચાંદીકા એક સોનેકા.
દો બેલ દે, એક તીસકા એક બતીસકા,
દો ઘોડા દે, એક કચ્છકા એક ભુજકા,
દો ઉંટા દે, એક લાહોરકા એક મુલતાનકા,
દો હાથી દે, એક સંગલકા એક દીપકા,
દો મુરગે દે, વો બોલે રાત મુજારકા,
દો પોપટ દે, વો લેવે નામ કીરતારકા,
દો કુત્તે દે, વો છોટે છોટે કાનકા,
દો ભાટણી દે, જેસા ફુલ ગુલાબકા,

દો ગૈવા દે, ગોવાલણુ ગોવાલ લાલકા,
દો ભેસાં દે, હાંકનવાળા સાથકા,
દો કુનબી દે, વો ખેડે ગારા ભાતકા,
દો પલંગ દે, છત્તર આછા સંગાતકા,
દો ગોળી દે, કામ કરે ઘર સમાલકા,
ઝાટક ઝુટક પલંગ બીછાવે સોવે લડકા ભાટકા.

આ કવિત સાંભળી આખી દરબારના મોહમાંથી વાહ, વાહના પોકારો નિકળી પડયા, અને બાદશાહ પણ બહુજ ખુશ થયો. તેણે પોતાનાં ગળામાં પેહેરેલો હાર કહાડીને તે ભાટ પુત્રને પેહરાવી દીધો. ચો તરફથી તે પોટા ઉપર શાળ, સેલા અને સોનાની અશરફીઓનો જાણે વરસાદ વરસી રહ્યો. જનાનામાંથી પણ સોનાના દાગીનાઓ આવી પડયા, અને હાજર રહેલી પ્રજા તરફથી રૂપા નાણું તો એટલું આવી પડયું કે તેના ભારથી બેઠેલા ભાટોનાં શરીર દુખવા લાગ્યાં. માત્ર પાંચ દશ મીનીટના અરસામાં લાખોની કીમ્મતનો સરપાવ તેમની આગળ જમા થઇ ગયો. જ્યારે આ બધી ગરબડ સરબડ ખલાસ થઈ રહી ત્યારે, બાદશાહે બીરબલને કહ્યું, "બીરબલ ગંગનું, કહેવું સાચું છે, ભાટનો દીકરો માના પેટથીજ ભાટ જન્મે છે."

બીરબલે ગંભીર દેખાવે કહ્યું, "ખુદાવિંદ એમાં જરાએ જુઠું નથી." આમ કહી બીરબલે, પોતે ઓઢેલી શાલ ગંગને ઓઢાવી માનથી તેને પોતાની પાસે બેસાડયો,

આ સઘળું ખલાસ થતાં દરેક જણ વાહવાહ બોલતા દરબાર છોડી ગયા. બાદશાહ પણ તે દિવસથી ગંગ ઉપર બહુ પ્રસન્ન થઇ ગયો અને તેની પુત્રીના પુત્રને વારંવાર પોતાની પાસે બોલાવી તેની મધુરી વાણી સાંભળી તેને ઈનામો આપતો રહ્યો હતો.

## પાડેસ્વાર પણ અસ્વારમાં !

બીરબલની હાજર જવાબી જોઇ અને તેથી તેને ખુદાવિંદ તરફનું માનપાન પામતો જાણી આખી દરબાર તો તેના ઉપર બળતી પણ અંદર-

ખાનેથી બાદશાહનો જનાનો કે જનાનાના કરતા કારવતાઓ પણ તેના ઉપર બાદશાહની ફીદાગીરી જોઈ અભિત્રી રાખતા, અને હંમેશાં કાંઇ ને કાંઇ ન ઉકેલી શકાય તેવા સવાલો ઉભા કરી તેના ખુલાસા તેના પાસે મેળવવા ચાહતા. તેમાં તેઓ એમજ માનતા કે હમારા આ સવાલથી બીરબલ ગુંચવાશે અને તેનો જવાબ દઈ શકાશે નહી, એટલે બાદશાહની ઈતરાજી થશે અને બીરબલની ડોક નીચી પડશે. પણ જેનું નામ બીરબલ, તે કાંઈ કાચો પોચો હતો કે? તે સામો જવાબ એવો શોધી કહાડતો કે, પુછનાર પોતેજ ગધેડો બનતો અને બનીને મુગો રહેતો. બધાઓ તરેહવાર સવાલો કરી તેના જવાબો લઇને થાકયા ત્યારે જનાનાના વડા હીજડાએ લાગ જોઇ બાદશાહને અરજ કરી કે, મારે એક બે સવાલ બીરબલને પુછી તેના તેની પાસે જવાબ મેળવવા છે તે જો આપ નામવર રજા આપો તો કહું.

બાદશાહે ચકિત થઇને પુછયું, કયા સવાલ તેં શોધી કહાડયા છે?

હીજડો બોલ્યો, ખુદાવિંદ, એક સવાલ તો એ કે, પૃથ્વિનું મધ્યબિંદુ કયાં છે? અને બીજો સવાલ એ છે કે, દુનિયામાં પુરૂષો વધારે છે કે સ્ત્રીઓ વધારે છે? હીજડો બોલ્યો, જનાબ આ સવાલ એવા છે કે, બીરબલ જેવો મહાન વિદ્વાન પણ ગુચવાડામાં પડશે.

બાદશાહે હસીને જવાબ દીધો, ઠીક, હું એ બંને સવાલો તેને પુછીશ. બાદશાહ હસ્યો એટલા માટે કે, સવાલ દેખીતા ગુંચવાડા ભરેલા હતા, પણ તે સમજતો હતો કે બીરબલ સરખા વિદ્વાન આગળ તે સવાલ કાંઈ વિસાતમાં નથી.

એક દિવસે દરબાર ભરાઈ હતી, ત્યાં લાગ જોઈ બાદશાહે બીરબલને સવાલ કાધો કે, બીરબલ, પૃથ્વિનું મધ્ય કયાં છે?

બીરબલ સમજી ગયો કે આ સવાલ રાજાનો પોતાનો નહી પણ કોઇએ સુચવેલો હોવો જોઇએ, અને તે કશાં કારણસર નહી પણ મને ગુંચવણમાં નાખવાના કારણસરજ હોવો જોઇએ. એટલે તેણે પુછનાર ગધેડોજ બને એવી હાવકાઇથી સવાલનો જવાબ આપ્યો. પોતાની જગા-

એથી તે તુરત ઉઠી ઉભો થયો. દરબારના મધ્યભાગમાં જઇ કહ્યું, ખાવિંદ, આ જગા પૃથ્વિનું મધ્ય ભાગ છે. બાદશાહે પુછ્યું, બીરબલ, એ વાતની ખાતરી શી? બીરબલે ઠાવકાઇથી જવાબ આપ્યો, ખુદાવિંદ, જોઇએ તો આપ માપી જુઓ, આપ જેવા મહાન શહેનશાહનું આ પાયતખ્ત શેહેર, કે જ્યાં બધા દેશદેશના વેપારીઓ પોતાના દેશનો માલ ખપાવવા સેંકડો નહી પણ હજારો ગાઉ ઉપરથી આવે છે તે નહી તો બીજો કયો ભાગ પૃથ્વિનો મધ્ય ભાગ હોય?

બીરબલની આ ચતુરાઈ જોઇ બાદશાહ આનંદ પામ્યો અને દરબારીઓ પણ ચકિત થયા.

દરબાર ખલાસ થયા પછી બાદશાહ મેહેલમાં ગયો. તે વખતે તે બીરબલને જોડે લેતો ગયો. ત્યાં જનાનખાનાનો વડો પણ હાજર હતો. તેની હાજરીનો લાભ લઈ, જરાવાર અહીંતહીંની વાતો કરી બાદશાહે બીરબલને પુછ્યું, બીરબલ આખી દુનિયામાં પુરૂષો વધારે હશે કે સ્ત્રીઓ? બાદશાહ પેલા જનાનાના વડા સામે જોઇ હસ્યો. બીરબલ પામી ગયો કે, આ સવાલ એજ ભાઈ સાહેબે કાહાડેલો હોવો જોઇએ. એટલે ઠાવકું મોહોડું કરી બોલ્યો, જહાંપનાહ, આ સવાલનો જવાબ લગાર અઘરો છે, કારણ કે એમાં એક વાતનો નિર્ણય થવો જરૂરી છે. હીજડાઓને સ્ત્રીમાં ગણવા કે પુરૂષમાં ગણવા એ મોટો વાંધો છે. નથી તેઓ પુરૂષની ગણત્રીમાં કે નથી તેઓ સ્ત્રીની ગણત્રીમાં, માટે આખી દુનિયાની હીજડાઓની સંખ્યા જો આપ ગણી આપો તો પછી મારો જવાબ હું આપું.

બાદશાહે, આ સાંભળી ઉત્તર આપ્યો, બીરબલ, એ ગણત્રી થાય તેવી નથી.

બીરબલે કહ્યું, ત્યારે જનાબ આપનો જવાબ હું શી રીતે આપી શકું?

બાદશાહે ખુશી થઇ તેને જવાની રજા આપી. અને પેલા જનાનાના વડાપણ પોતાને કામે વળગ્યા.

## હૈયાફુટા માટે ફાનસ—આંધળા માટે નહી !

એક દિવસે બાદશાહ અને બીરબલ, વેષ બદલીને રાતની વખતે નગર-ચર્ચા જોવા ફરતા હતા. તેઓ ફરતા ફરતા થોડે દૂર નીકળી ગયા એટલામાં એક આંધળો માણસ ખભા ઉપર પાણીનો ઘડો અને હાથમાં ફાનસ લઇને આવતો તેમને સામો મળ્યો. આંધળાઓ, આંધળા છતાં ચોકકસ હોય છે અને રસ્તો ભૂલતા નથી એ વાત બાદશાહને ખબર હતી, છતાં તેના હાથમાં તે ફાનસ જોઇને બાદશાહ આશ્ચર્ય પામ્યો, એટલે તેણે બીરબલને કહ્યું, બીરબલ એને પુછ કે એ ફાનસ લઇને શા માટે આવે છે?

પેલો આંધળો નજીક આવ્યો એટલે બીરબલે તેને પુછ્યું, અરે ભાઇ, તું આ વખતે હાથમાં ફાનસ લઇને નીકળ્યો છે તેનું કારણ શું? તને તો રાત અને દિવસ, સાંજ અને સવાર, અંધારૂં અને અજવાળું એ બધું સરખુંજ છે, ત્યારે ફાનસ લઇને ફરવાથી તને શું ફાયદો થાય છે?

પેલા આંધળાએ પુછનાર કોઇ સાધારણ માણસ હોય તેમ લગાર તાણમાંજ જવાબ આપ્યો, અરે નાદાન, આ ફાનસ કાંઈ આંખોના આંધળા માટે નથી, પણ હૈયાફુટા આંધળાઓ માટે છે. આ અંધારી રાતના પાણીનો ઘડો લઇને હું આવું છું તે તમારા જેવા આંધળાને ન દેખાય કે આંખનો આંધળો ઘડો લઇને આવે છે, તો તમે મને ધકકો મારી ચાલ્યા જાઓ અને તેથી મારો ઘડો પડી જાય, એટલુંજ નહી પણ કદાચ હું પણ પડી જાઉં, પણ જો મારા હાથમાં ફાનસ હોય તો તમને જણાય કે આંધળો આવે છે તેથી તમે મારાથી થોડા ખસીને ચાલ્યા જાઓ.

આંધળાની આ ચતુરાઇની વાત સાંભળી બાદશાહ બહુ ખુશી થયો અને તેને કંઇ ઇનામ આપવાની ખુશી બતાવી. બીરબલે તે સ્વીકારી. એટલે બાદશાહે તેને પાંચ મોહોરો આપવા માંડી. આંધળાએ તે લેવા ના પાડી કે હું કાંઇ ભિક્ષુક નથી કે કોઇનુ દાન લેવું.

પુછપરછ કરતાં માલમ પડયું કે તે જાતે રજપુત હતો અને બાદશાહના લશ્કરમાં નોકરી હતો; પણ વૃદ્ધાવસ્થા થતાં તેણે તે નોકરી છોડી દીધી

અને આવી ગરીબાઇમાં ગુજરાન કરે છે. તેનો એક પુત્ર લડાઇમાં માર્યો ગયો અને એક નાનો પૌત્ર છે તે મોટો થશે એટલે બાદશાહની નોકરીમાં જોડાશે.

બાદશાહને તેની દયા આવી, અને તેણે તેનું નામઠામ પુછી લઇ તેને પેન્શન બાંધી આપ્યું કે તે બાપડો સુખમાં દિવસ ગુજારે.

## "ક્યું રે બીરબલ કેસા સેબ?"–"બાદશાહ સલામત જંગલમેકા જેસા દેવ!"

એક દિવસે બાદશાહે બીરબલને બનાવવાનો તાગડો કીધો, તે એવો કે તેની યાદ દેવાડતાં બાપડો બીરબલ ઝંખવાણો પડી નીચુંજ જોઇ રહે. બીરબલીઓ કાંઇ ખાંડયો જાય તેવો નહતો. બાદશાહે એક કારિગર સુતાર પાસે એક છટકું તૈયાર કરાવ્યું પણ સાદી આંખે તેનો દેખાવ છટકાં જેવો લાગે નહી; તેમ વળી બે હાથ વગર તે પાછું ઉઘડી પણ નહી શકે એવી યુક્તિ તેમાં કરેલી હતી. તે છટકું બાદશાહે પોતાનાં ખાનગી દીવાનખાનામાં ગોઠવી મુકયું. એક દિવસે કાશમીરથી કેટલાંક ઉત્તમ સેબફ્લો (સફરચંદ) આવ્યાં, તેમાંથી એક ઉત્તમ સેબફળ લઇ તે છટકાની ઉપર ગોઠવી દીધું. થોડીવારમાં બીરબલનો ત્યાં આવવાનો વખત થયો, એટલે બાદશાહ કાંઇ બાહાનુ કાહાડી બીજા ઓરડામાં ગયો, અને બીરબલીઓ પેલાં સેબફળને કાંઇ કરે છે કે નહી તે અંદરથી છુપાઇને જોતો ઉભો. બીરબલીઆનો કીડો ચવડયો, તેની નજર તે સેબફળ ઉપર પડી, એટલે તેણે તે જોવા માટે છટકાં ઉપરથી ઉપાડવા માંડયું, તો કરેલી યુક્તિથી બીરબલનો હાથ છટકાંમાં સપડાઇ ગયો. બાદશાહ આ મામલો જોતાંજ અંદરથી બાહેર આવ્યો, અને બીરબલ છટકાંમાં સપડાયલો પોતાનો હાથ કેમ છુટો કરવો તેનો વિચાર કરતો હતો, તેને ચિડવવા અર્થે બોલ્યો, "વાહવાહ બીરબલ, શાબાશ, આ તો ઠીક કર્યું!"

---

બીરબલનો હાથ છટકામાં સપડાયાથી એટલી કળ લાગતી હતી કે તેનાથી તુરત વેળા કશો જવાબ આપી શકાયો નહી. તેમ જોઈ બાદશાહે તેને વધુ ખીજવવા કહ્યું, "બીરબલ મારે ત્યાંથી દરરોજ નાની મોટી ચીજો ખોવાઇ જતી હતી પણ તે ચોર પકડાતો નહતો, અને તે જાણવા માટેજ આ છટકું મેં ગોઠવ્યું હતું, તેમાં તું સપડાયો છે. ખેર, બનવા કાળ હતું તે બન્યું, પણ હવે મારી ખાત્રી થઈ ચુકી છે અને તને હું છોડાવું છું પણ એવું કામ ફરીવાર નહી કરીશ હો." બીરબલને તો ચોરની ઉપમા મળ્યાથી તે બહુ ઝંખવાણો પડી ગયો.

બાદશાહે હસીને બીરબલનો હાથ છટકામાંથી છોડાવ્યો અને તેમ જોઇ બીરબલ બોલ્યો, ખુદાવિંદ આ ઉત્તમ સેબફળ જોઈ તે તપાસવાની મને ઇચ્છા થઇ તેથી હું તેને હાય લગાડવા ગયો તો મારો હાથ સપડાઇ ગયો. હુ—"

"બસ, બસ, બીરબલ" બાદશાહ વધુ પાકવવા બોલ્યો, "હવે તું ઝાઝી સરફરાઝી ના કર, હવે એ વાત સાંભળવાની મારે જરૂર નથી."

બીરબલને બહુ ખેજાલત લાગી તેથી તે ઉઠીને ચાલતો થયો.

બીજે દિવસથી બીરબલ જ્યારે દરબારમાં આવે ત્યારે બીરબલનુ પાકવવા બાદશાહ બોલતો, "કયુ રે બીરબલ કેસા સેબ!" આ સાંભળી બીર-બલ બાપડો નીચું જોઈ રહેતો. આ પછી જ્યારે પણ લાગ ફાવે ત્યારે બાદશાહ, "બીરબલ કેસા સેબ" એમ બોલી તેને નીચે જોવાડતો. બીરબલે જોયું કે, આ તો બાદશાહને રોજનું હડખું લાગી ગયું છે માટે કેમે કરીને એની એ ખોડ ભુલાવવી જોઇએ. એ દિવસ પછીથી બાદશાહ જ્યારે પણ શિકારે જાય ત્યારે બીરબલ જે તેના જોડે હંમેશ જનારો તે અખાડા કરી જાય, છતાં તેની પાછળ જઇને છુપી બાતમી રાખતો. વળી પોતાની યુક્તિની બધી ચીજો પણ સાથે લેતો જતો.

એક દિવસે બાદશાહ જંગલમાં શિકારે ગયો. અને તે કોઇને પણ સાથે લીધા વગર દુર નીકળી ગયો. બીરબલ પણ છુપો છુપો તેની પાછળ લાગેલો હતો. તેણે વિચાર્યું કે, બાદશાહ પાછો ફરતાં ભુલો પડી રસ્તાની

શોધમાં નીકળ્યા વગર રહેશે નહી. એટલે તે તકનો લાભ લેવાનો તેણે ઠરાવ કીધો, તેણે જોયું કે, બાદશાહ આ રસ્તેજ પાછો ફરશે, એટલે ઘોડાને એક બાજુએ બાંધી, પોતાનો ચાલુ પોશાક ઉતારી તેની જગાએ પોતાની સાથે રાખેલો વિચિત્ર પોશાક પહેરી લીધો. તે વેષ તો એવો હતો કે સામા માણસને તેનો દેખાવ દેવ જેવો લાગે, અને જોનારને નઠારો ભૂતપિશાચ જેવો લાગે અને હાંજાજ ગગડી જાય.

થોડીવારમાં બાદશાહ ત્યાં આવી લાગ્યો. બીરબલ પેલા વેષમાં તે તરફ રસ્તો રોકીને ઉભો હતો. બાદશાહ જો કે શૂરો નર હતો; છતાં તેને જોઇને લગાર અચકાયે. બીરબલે કઠોર અવાજે તેને ઘોડેથી ઉતરવા હુકમ કીધો. બાદશાહે હિમ્મત રાખી તેમ કરવા ના પાડી. પણ પેલા ભૂતે દહરાવી નાખનારા અવાજે ફરીવાર તાકીદ કરી અને હાથમાંની જાડી ડાંગ ઉપાડી, એટલે બાદશાહની ગાંડ ગાભરી બની અને નીચે ઉતર્યો બાદશાહ તો આટલો વખત ગુપચુપ ઉભો હતો, પણ હવે બોલ્યો, 'હે મોટા દેવ તમો કોણ છો?

દેવરૂપી બીરબલ બોખરો ઘાંટો કહાડી બોલ્યો, "અરે માનવી, તું આ મારા જંગલમાં શું કારણે આવ્યો? તને શું ખબર નથી કે આ જંગલમાં મારી હદ છે?"

બાદશાહ બોલ્યો, "હે દેવ, આ જંગલ મારી સલ્તનત છે અને તેથી હું ત્યાં શિકાર કરવા આવ્યો હતો."

"પણ આ હદ મારી છે" દેવરૂપી બીરબલ બોલ્યો, "અને એ હદમાં પગ મુકવાની જરૂર નહતી, ભાઈ હું તો તને મારી નાખીશ, તું બાદશાહ હોય તો શું થયું? તારે ઘરનો તું બાદશાહ છે."

બાદશાહે નમ્રતાથી જવાબ આપ્યો, "હે દેવ હું તારી ક્ષમા માંગું છું, બીજી વખત હું તારી હદમાં ફરી આવીશ નહીં."

દેવરૂપી બીરબલે જવાબ આપ્યો, મને ખરેજ દયા લાગે છે, તું ન્યાયી અને શુરો બાદશાહ છે તેથીજ હું તુને ક્ષમા તો કરીશ, પણ તને મારા તરફથી શિક્ષા તો મળવી જોઇએ માટે અહીંથી ત્યાં દશ વખત દોડતાં દોડતાં

તું બોલ કે "જંગલકા જેસા દેવ, જંગલકા જેસા દેવ" તો હું તને જવા દઇશ.

બાદશાહે ન છુટકે તેમ કીધું. તેમ જોઇ બીરબલે જરા મહેનતે હસવું દાબી રાખી બાદશાહને જવા રજા આપી. બાદશાહ ઘોડે બેસી ચાલતો થયો, અને તેની પાછળ બીરબલ પણ વિચિત્ર પોશાક ઉતારી પોતાનો પોશાક પહેરી લઇ ચાલતો થયો.

બીજે દિવસે દરબાર ભરાઇ તેમાં બીરબલ પણ હાજર થયો. બાદશાહ તો જાણે કાંઈ બન્યુંજ નહીં હોય તેમ બીરબલને ચીડવવા બોલ્યો, "બીરબલ કેસા સેબ?"

બીરબલે હસીને જવાબ દીધો, 'ખુદાવિંદ, જંગલકા જેસા દેવ.'

આ સાંભળતાંજ બાદશાહનો ચેહરો ફિકો પડી ગયો. બીરબલને પુછ્યું, "બીરબલ, જંગલમાંની વાત તેં કેમ જાણી?"

બીરબલે કહ્યું, ખુદાવિંદ રાત્રે મને સ્વપ્નમાં સમજ પડી.

બાદશાહ ચોંકયો, અને ફરીને બીરબલને કહ્યું હવે હું તને સેબની યાદ કદી નહીં આપું અને તું આ જંગલની વાત કોઇને કહીશ નહીં.

ખુદાવિંદ, જ્યાં સુધી તમારી ચુપકીદી ત્યાં સુધી મારી ચુપકીદીજ છે.

આ બનાવ પછી બાદશાહે કોઇ દિવસે સેબની વાત કરીજ નહીં.

## લાડ અને કપુર.

દિલ્લી દરબારમાં જે ગવૈયાઓનું મંડળ ભેગું થવા પામ્યુ હતું તેમાં લાડ અને કપુર નામના બે ઉસ્તાદો પણ હતા, અને તેઓ શાહના માનીતા હતા. છતાં બાદશાહનો સ્વભાવ એવો હતો કે, કોઇ કોઇ વાર જોતજોતામાં ગમે તેવો માનીતો હોય તે પણ તેની ઇતરાજીમાં આવી પડતો. તેમજ એકવાર આ બન્ને ગવૈયાઓ શાહની કાંઇક ઇતરાજીમાં આવી પડેલા, પણ જો તેઓએ

સમયસૂચકતા વાપરી તુરતાતુરત બાદશાહની માફી માગી લીધી હોત તો વાત વધતે નહીં, પણ તેઓ તો સમજ્યા કે આપણે બાદશાહના માનીતા છીએ એટલે બાદશાહ આપણુને કાંઈ સજા કરશે નહીં, એટલે માફી માંગવાને બદલે સામા હસી પડયા. બાદશાહે તો તેમનું આ વર્તન જોઇ મનમાં માઠું લીધું અને ક્રોધે ભરાઇ બંનેને તાકીદ ફરમાવી કે બન્ને જણુ અહીંથી ચાલ્યા જાઓ અને મારા રાજ્યમાં રહેશો નહીં. તેઓ તો સમજ્યા કે બાદશાહ તો ગુસ્સે થયો છે એટલે તુરત દરબારમાંથી ઉઠીને ચાલતા થયા; છતાં દિલ્હી છોડી ક્યાંય જવાનું તેમને મન નહીં થયું એટલે છાનામાના પડી રહી, સાંજ સવાર તેઓ છુપ્યા છુપ્યા શેહેરમાં ફરવા નીકળતા. એ પ્રમાણે તેઓએ છ મહીના કહાડી નાખ્યા. એક દિવસે એમ ફરતા હતા તેવામાં બાદશાહની નજર તેમના ઉપર પડી. બાદશાહે તેમને જોતાંજ ઘોડો તેમના તરફ ફેરવ્યો. તેને પોતાની તરફ આવતો જોઇ તેઓ ઝટ એક ઉંચા ઝાડ ઉપર ચહડી બેઠા. બાદશાહે ત્યાં આવી કરડાકીમાંજ પુછ્યું, " કેમ મેં તમોને મારા રાજ્યમાં રહેવા ના કહ્યા છતાં તમે અહીં કેમ પડી રહ્યા છો?"

કપુરે જવાબ આપ્યો, ખુદાવિંદ, અમે તો આપની આજ્ઞા પાળવા માટે અહીંથી ગયા હતા, પણ જ્યાં ગયા ત્યાં બધેજ આપનું રાજ્ય જણાયું, એટલે કયાં જવું તેનો વિચાર કરતા કરતા પાછા દિલ્લીમાં આવી લાગ્યા. આખરે કયાંય પણ ઠેર પડવાની જગ્યા નહીં મળી ત્યારે હવે આખરે આકાશ-માં જઇ રહેવાનો વિચાર કર્યો અને તેથી આ ઝાડને રસ્તે આકાશ ઉપર જવાનું ઠીક લાગ્યુ તેથી પેહેલી મુસાફરી અહીંથી શરૂ કીધી છે.

આ જવાબ સાંભળી બાદશાહ હસ્યો અને તેમને નીચે ઉતરવાનો હોકમ કીધો. બાદશાહના હોકમ પ્રમાણે તેઓ નીચે ઉતરી પડયા અને લાગલીજ તેઓએ પોતાના થયલા અપરાધની ક્ષમા માંગી લીધી, એટલે બાદશાહે તેમને માફી આપી પાછા દરબારમાં આવતા જતા રહેવાની આજ્ઞા કરી. એટલે વિઘ્ન વિટી ગયું.

## વટલ્યું કોણ? બીરબલ કે મુસલમાન દરબારીઓ?

અકબર સરખા મહાન મુસલમાની રાજ્યકર્તાની દિવાનગીરી ઉપર એક હિન્દુ હોય, અને તે પણ વળી આટલી નામના મેળવે એ બેશક આખી દરબારથી સાંખી કે જોઇ શકાતું ન હતું, તો જો કે બાદશાહ પોતે તો સારી પેઠે સમજતો હતો કે, તેની જગ્યા પુરે એવો કોઈ લાયક માણુસ તમામ મુસલમાન દરબારીઓમાં કોઇ જણાતો નહીં હતો; જો તેવો કોઈ મળી આવે તો બાદશાહની પણ ખાટીમીઠી મરજી ખરી કે, બીરબલને એકદમ હાંકી નહીં ક્હાડતાં કોઇ બીજા ઓદ્ધા ઉપર નીમી પેલાને દિવાનગીરી આપે. પણ ચોતરફ નજર કરતાં તેની જગ્યા પુરે તેવો કોઇપણ દરબારી ધ્યાનમાં આવ્ગોજ નહીં. તેમ જોઇને તમામ દરબાર બીરબલીઆ ઉપર નારાજ હતી. એટલુંજ નહીં પણ જેમ બને તેમ ખરી ખોટી ફરિયાદો પણ તેના માટે તેમના તરફથી બાદશાહના કાન ઉપર લાવવામાં આવતી. અલબત જો કોઇ કાચોપોચો રાજકર્તા હોત તો બીરબલજી કયે દહાડના ઉચાળા ભરી ગયા હોત, પણ અહીં તો અકબર સરખા શુદ્ધ અને હીમ્મતવાન બાદશાહની કુમક હતી, અને વળી તે ઉપરાંત તે પોતે પણ કાચોપોચો ન હતો એટલે, ગમે તેમ કરીને શુદ્ધ ભાવના અને શુદ્ધબુદ્ધિથી બીરબલ પોતાનું કામ ઉકેલ્યો જતો એટલે તેને ડરવાનું કશુંજ કારણ ન હતું. બીરબલ એ સઘળાઓની મરજી અને હેતુ જાણી ગયો હતો, એટલે વળી બહુજ સંભાળથી કામ લેતો રહેતો હતો. છતાં ચાલુ ને ચાલુ ફરિયાદો થતી રહેવાથી બાદશાહ કંટાળી ગયો હતો; અને જાણી ગયો હતો કે, બીરબલ દિવાન છે તો મુસલમાન લોકો કંટાળો આપે છે, અને જો તેને ક્હાડી મુસલમાનને તે ઓદ્ધા ઉપર લાવું છું તો તેનામાં મીઠું ન હોવાથી પ્રજા સામી દુઃખી થાય; માટે જો બીરબલને વટલાવીને મુસલમાન બનાવી દીધો હોય તો પછી બધી ખટરાગ મટી જાય. આથી બીરબલ જ્યારે પણ મેહેલમાં કામ ઉપરથી પરવારી ઘરે જવા નીકળતો ત્યારે બાદશાહ હંમેશાં તેને પોતાને ત્યાં જમવા બોલાવતો; પણ જેનું નામ બીરબલ, તે જેમ કાચોપોચો ન હતો તેમ તેના પાસે રાજાને દેવાના જવાબ પણ તૈયારજ હતા, એટલે હંમેશ બાદશાહને તે ઉડાવ્યો જતો. ઘણા દિવસ

એમ પસાર થયા છતાં, બીરબલીઓ તો ફાંદામાં આવેજ નહી. પણ ઇશ્વ-રની ગતિ બળવાન છે એટલે એક દિવસે વિચિત્ર ખેલ ભજવાયો. બીરબલ એક દિવસે મેહેલમાં ખુબ ધ્યાનમાં ને ધ્યાનમાં પોતાનું કામ આટોપતો હતો તેવામાં બાદશાહે તેને ધ્યાનમાં ને ધ્યાનમાંજ આવતી કાલે પોતાને ત્યાં જમવા આવવાનું નોતરૂં દીધું, અને કમ્બખ્તીએ ઘેરાયલા બીરબલે બેધ્યાન-પણે તે નોતરૂં સ્વીકારી લીધું. બાદશાહ આ સાંભળી ખુશ થયો. તેની ખાતરી હતી કે બીરબલે જેની હા પાડી તે ના થનાર નથી, એનો મોઢાંનો એક બોલ તે વચન જેવો હતો અને તે વચનનો ભંગ કદી કરતો નહી. આ તરફ બાદશાહે ખુશીમાં આવી જઈ, કાજી, કોટવાલ, મુફ્તી વગેરે મોટા મોટા અધિકારીઓને પણ તેણે બીરબલનું વચન કહી સંભળાવી વધામણી આપી અને બધાને સામટા જમવા બોલાવ્યા. બીરબલના હાથ હેઠળના હિન્દુ કામદારોએ આ વાત સાંભળી ત્યારે એતો તે જાણી અજાયબ થયા, અને આવતી કાલે તે વટલીને મુસલમાન થશે તેમ જાણી તેઓ ચિંતામાં પડયા. બીરબલ પણ કામમાંથી નવરો પડયો ત્યારે આ બાબતનો ગંભીર વિચાર કરવા લાગ્યો, અને વિમાસણમાં પડયો કે, મારાથી કામની મુઝવણમાં ને મુઝવણમાં આ શું કાચું કપાઇ ગયું ? તેને તરેહવાર વિચારો આવવા લાગ્યા, પણ કરે શું ? એક વાર હા કહી તેની ના કેમ થઈ શકે ? અંતે કામ કરીને તે ગુપચુપ ઘેર આવ્યો. ત્યાં પણ તેને કાંઇ સુઝ પડે નહી. રાત્રે જમવાનું પણ ભાવ્યું નહી અને ભૂખ્યો સુઈ ગયો. પણ તેને ઉંઘ પણ આવી નહી. સવારે આકુળવ્યાકુળ થતો ઉઠયો, તો તેને કાંઇ સુઝજ પડે નહી. આણી તરફ બાદશાહના મેહેલમાં તો જમવાની દોડાદોડી ચાલી રહી. બધા મુસલમાન અમીર ઉમરાવો આવી લાગ્યા અને સૌ કોઈ પોતપોતાની જગાએ ગોઠવાઇ ગયા. બીરબલીઓ ચિંતામાં ને ચિંતામાં વિમાસણ કરતો ઘરે બેઠો હતો, તેને બોલાવવા માણસ દોડાવવામાં આવ્યો. જેમ તેમ ગમે તેવાં કપડાં આંગ ઉપર નાખી લઇ આખે રસ્તે ઇશ્વરોપાસના કરતો તે દર-બાર તરફ ચાલ્યો. બીરબલને શું ટેવ હતી કે રસ્તે ચાલતાં ચોતરફ નજર કરી જોતો ચાલતો. એમ જોતો જોતો તે ચાલતો હતો, તેવામાં એક ઘરમાં

એક સોનીને દાગીના સાફ કરતાં જોયો. દાગીના સાફ કરવા માટે તેણે પોતાના હાથમાં એક વાળાકુચી લીધેલી હતી, આ વાળાકુચી મોતીનાં દાગીના સાફ કરવાના બ્રશની કુળાની હતી. તે જોઇ બીરબલને એક યુક્તિ સુઝી. બીરબલે તેની આગળ જઇ તે વાળાકુચી તેના પાસે માંગી લીધી. તે લઇને તેણે ચાલવા માંડ્યું. તેના ટાંટિયામાં કાંઇક જોર આવ્યું હતું. તેને દરબારમાં આવેલો જોઇ બધા દરબારીઓ તેમજ અકબર પણ ખુશ થઇ ગયો. બાદશાહે તેને ખુબ માનપાન આપી પોતાની પાસે બેસાડવા માંડયો. તે બોલ્યો, “ખુદાવિંદ, હું જમવા તો આવ્યોજ છું પણ મને મારા ધાર્મિક સંપ્રદાય



પ્રમાણે કરવું જોઇએ એટલીજ અડચણ છે, તે મારા હાથથી કરવાને મને હોકમ આપો તો હું બેસવાને તૈયાર છું. બાદશાહે તો ભોળેપણે તેને તેમ કરવાની રજા આપી. બાદશાહ સલામત; બીરબલ બોલ્યો, આ જેટલી થાળી પીરસેલી છે તે બધી ઉપર થોડાં થોડાં પાણીનાં ટીપાં નાંખવા જોઇએ, અને હું તેમ કરૂં તે જોઇ કોઇ ગુસ્સે થાય તેની સંભાળ તમારે રાખવી. બાદશાહે બધા દરબારીઓ તરફ જોયું. અને કોઇ કાંઇ બોલ્યુંજ નહી, એટલે બાદશાહે તો તેમ કરવાની રજા આપી. આ પ્રમાણે બધાને વચનથી બાંધી લઇ બીરબલે હાથમાં પાણીનું વાસણ લીધું, અને તેમાં પેલી સોનીવાળી

વાળની પીછી બોળી તેનાથી પાણી છાંટવું શરૂ કીધું. એક થાળી ઉપર થોડાં થોડાં ટીપાં નાંખીને જ્યારે બાદશાહની થાળી ઉપર ટીપાં નાખ્યાં ત્યારે એક અમીર પોકાર પાડી ઉઠયો—"અરરર, ખાને ખરાબ, આ તો વાળાકુચીની પીછી છે! આ બોલ સાંભળતાંજ બધા જમવા બેઠેલા ઉઠીને ઉભા થયા, અને દરેકે હજારો ગાળોનો વરસાદ બીરબલ ઉપર વરસાવ્યો. બીરબલને તેઓ બધાએ મળીને આંચકા મારી બાહાર કહાડયો. બીરબલને તો એવુંજ જોઇતું હતું. તેને તો ભાવતું હતું ને વૈદે ફરમાવ્યું તેમ થયું. તે દરબાર-માંથી ઉભી પુછડીએ નાહાઠો. બાદશાહને પણ ગુસ્સો તો ઘણો લાગેલો, પણ તે વચનથી બંધાયલો એટલે કશું કરી શકયો નહી. બીરબલ તો આવા વટાળમાંથી છટકયો તે માટે ઇશ્વરના હજારોહજાર ઉપકાર માનતો દોડયોજ ઘરે આવ્યો, અને ત્યાં આવ્યા પછી નાહી ધોઇને જમી લીધું.

બાદશાહ બીરબલને વટલાવવા જતાં પોતેજ વટલાતો બચી ગયો, એટલે ખસ્યાણો તો ઘણો પડયો. પણ મીજાજ ઠેકાણે રાખી બધાને શાંત પાડી બેસાડયા. પેલી રસોઈ નાંખી દેવાડી અને ફરીવાર બીજી રસોઈ કરાવી બધાને જમાડયા. બાદશાહે જોયું કે બીરબલ પોતાના ધર્મ ઉપર મુસ્તાક છે. માટે હવે એને કોઈ દિવસે એવી બાબતમાં છેડવો નહી.

## અકબર ભારતનું મહાભારત!

બાદશાહ અકબરને નવા નવા પુસ્તકો રચવાનો અને રચાવાનો ઘણો શોખ હતો, અને તેથીજ તેણે હિન્દુ, તેમજ મુસલમાન ધર્મના પુસ્તકો વગેરેનો અભ્યાસ કર્યો હતો. તેમાં ભારત પણ હતું. તેમાં લખાયલાં પાંડવ કૌરવનો યુદ્ધનો હેવાલ તેણે અનેકવાર રસ લઇ લઇને વાંચ્યો હતો, અને તે ઉપરથી તેણે એવું અનુમાન બાંધ્યું હતું કે પાંડવોના પરાક્રમોથીજ ભારત થયું હતું. પણ તે વિચારે તેને દિગમૂઢ કરી મુકયો. તેને મનમાં ખુબ ડોહોલાણ થયું કે, જેમ પાંડવ પરાક્રમથી ભારત થયું તેમ મારા પોતાના પ્રતાપથી "અકબર ભારત" થાય કે નહી. ઘણા દિવસ તો એ વાત તેણે પોતાના મનમાં રાખી મુકી. પછી તેણે બીરબલ આગળ એ વાત

છેડી પોતાની ભ્રાંતિ ભાંજવાનો ઠરાવ કીધો. તેણે સવાલ કીધો કે, "બીરબલ આગળના વખતમાં જેમ કૃષ્ણનું ભાગવત થયું છે. રામનું રામાયણ થયું છે, પાંડવોનું ભારત થયું છે તેમ મારૂં પણ "અકબર ભારત" થઇ શકે કે નહી? તેઓની પેઠે મારૂં નામ પણ ચોખંડ પૃથ્વીમાં ફેલાઈ ગયું છે, માટે એ વાતની તજવીજ રાખજે." બીરબલીઆએ જોયું કે અકબર પોતાનું ચરીત્ર લખવાનું કહે તે જુદી વાત છે, પણ અહીં તો તેને ભારત બનાવવાનો પવન લાગ્યો છે માટે તે વાત એના મનમાંથી કેમે કરી કહાડી નખાવવી જોઇએ છે. એમ વિચારી તેણે કહ્યું, "ખુદાવિંદ, અકબર ભારત, થવામાં મુદ્દલ મુશ્કેલી નથી, પણ ભારતમાં જેવા સવા લાખ શ્લોક છે તેમ 'અકબર ભારત'માં પણ તેટલાજ જોઇશે અને તેમ કરવામાં સવા લાખ રૂપિયામાં આખું ભારત થશે, માટે જો તેટલું નાણું મળશે તો હું તૈયારી ચલાવીશ, અને છ મહીનામાં આવું આખું પુસ્તક તૈયાર કરી આપીશ." બાદશાહ આ સાંભળી ખુશ થયો. અને તુરતજ ખજાનચીને બોલાવી સવા-લાખ રૂપિયા બીરબલને ત્યાં પહોંચાડી દેવાની તાકીદ કરી દીધી. બીરબલે તે નાણાંમાંથી શહેરમાં કુવા, તળાવ, ધર્મશાળાઓ, વગેરે બંધાવી સદાવ્રતો સ્થાપી નામના કરી દીધી. એમ કરતાં મુદત પુરી થવા આવેલી જોઇ એક દિવસે બાદશાહે બીરબલને પુછ્યું કે પેલું ભારત સંપૂર્ણ થયું કે નહી? હજુ કેટલાક દિવસ લાગશે? બીરબલ પાસે જો કે કશું હતુંજ નહી પણ તેણે તુરત જવાબ આપ્યો, ખુદાવિંદ તૈયાર તો થવા આવ્યું છે, પણ લગાર અધુરૂં છે તે થોડાક દિવસમાં ખલાસ થશે. એવી બીજીત્રીજી વાતો કરી બીરબલ ઘરે આવ્યો. ઘરે આવીને થોડાક કોરા કાગળો લીધા. તેને પુસ્તકના આકારમાં કાપી ઉપર નીચે લાકડાની ચીપો મુકી, ઉપર એક રેશમી કપડું બાંધ્યું અને તેને બરાબર સંસ્કૃત ભારત પુસ્તકનો આકાર આપી દીધો. તેના ઉપર પણ પચાસેક ગજનો રેશમી શેરો વીટાલ્યો ને પુસ્તકનું થોથું

બગલમાં મારી બીરબલ એક દિવસે બાદશાહ આગળ ગયો. તે જોતાંજ બાદશાહે અજાયબ થઇ પુછ્યું બીરબલ, ગ્રંથ ખલાસ થયો કે શું? બીરબલે કહ્યું, હા નામવર થયો છે, પણ સહેજ અડચણ બાકી રહી છે તેનો નિકાલ મહારાણી સાહેબ આગળ થશે. જો તમો નામદાર આજ્ઞા આપો તો જઇ આવું. બાદશાહે તેમ કરવા ખુશીથી રજા આપી, એટલે બીરબલે છોડેલી દોરી પાછી વીંટાળી તે થોથું એમને એમ બગલમાં મારી મેહેલમાં રાણીના ઓરડામાં ગયો. ત્યાં પેલું પુસ્તક મુકી તેણે બાઇ સાહેબને ખુદાવિંદનો હોકમ કહી સંભળાવ્યો, પછી બોલ્યો, નામદાર રાણી માતા, હોકમ મુજબ આ ગ્રન્થ તો આખો મેં તૈયાર કીધો છે પણ તેમાં થોડીક અડચણ રહી ગઈ છે તેનો ખુલાસો ખુદ તમારા તરફથી મળશે એમ માની હું અહીં તમો સાહેબ આગળ આવ્યો છું, માટે આપ જો ગુસ્સે નહી થાવો તો તે પુછું. રાણી બોલી, બીરબલ તારે જે પુછવું હોય તે સુખેથી પુછ. રાણીનો હુકમ થવાથી બીરબલ બોલ્યો, પાંડવનાં ભારતમાં પાંડવની સ્ત્રી દ્રૌપદીને પાંચ ભરથાર, પાંચ પાંડવો, હતા. તેમ તમારા પાંચ કયા કયા છે તે કહો એટલે ગ્રંથ પુરો થશે, અને બધી અડચણ નીકળી જશે. આ સાંભળતાંજ રાણી તો રાતીપીળી થઈ ગઈ અને બીરબલને તરેહવાર ગાળો ભાંડવા માંડી. તે બોલી, "બીરબલ આવી નીચ મશ્કરી કરવાની બુદ્ધિ તને અને ખાવિંદને કોણે આપી, માટે મારે બીજું તો કાંઇ કરવું નથી પણ તારા આ ધિક્કાર ભરેલા ગ્રંથને સળગાવી દેવો જોઇએ." એમ કહી દાસીને બોલાવી, તેણીને હોકમ કીધો કે આ ગ્રંથને ભઠ્ઠીમાં નાખી સળગાવી મુક, અને તે બળીને રાખ થઇ જાય ત્યાં સુધી ઉભી રહેજે. દાસી પુસ્તક લઇને દોડી અને ભઠ્ઠીમાં નાખી તે જ્યાં સુધી બળી ગયું ત્યાં સુધી ઉભી રહી, અને પછી 'હોકમ બજાવી' આવી એમ બોલી ત્યાં ઉભી. બીરબલ તો તે સાંભળી મનમાં તો બહુજ ખુશી થયો કે ચાલ પીડા ગઈ; છતાં બાહેરથી જાણે નિરાશ થઇ ગયો હોય તેવો દેખાવ કરીને ગમગીન ચેહેરે ઉભો રહ્યો. અને ત્યાંથી દોડતોજ બાદશાહ આગળ આવી ગમગીન ચેહેરે ઉભો રહ્યો. તેમ જોઇ બાદશાહે પુછ્યું, બીરબલ, શું થયું એમ ઉદાસ થઇને કેમ આવ્યો?

બીરબલ બોલ્યો જહાંપનાહ, રાણી સાહેબે તો મારા બનાવેલા ગ્રંથનો નાશ કીધો છે; પણ તેમાં કાંઇ આપનો ઉપાય નથી, જો ખરૂં પુછાવો તો રાણી સાહેબ એવાં તો પતિવ્રત પાળનારાં છે કે તેમને મનથી આપના સિવાય પુરૂષ માત્ર તેને ભાઇ, બાપ, પુત્ર સમાન છે; તેથીજ મારૂં સાંભળીને તેમને ક્રોધ આવ્યો અને તે ક્રોધમાં ને ક્રોધમાં તે પુસ્તકનો નાશ કરી નાખ્યો. હવે કરવું કેમ? આટલી સખત મેહનત અને તેને માટે ખરચેલા સવા લાખ રૂપિયા પણ પાણીમાં ગયા, પણ શું કરૂં ખુદાવિંદ એમાં મારો કસો દોષ નહતો. ફરીથી પૈસાનો ખરચ કરી શકતા હો તો હું ફરીથી શ્રમ ઉઠાવી નવેસરથી પુસ્તક રચવાનું કામ નવેસરથી હાથ ધરીશ. બાદશાહે વિચાર કરી કહ્યું, બીરબલ, જ્યારે એવી અડચણ છે ત્યારે ફરીથી ગ્રંથ લખવાનું કશું પ્રયોજન નથી, જે થયું તે થયું, પૈસા પણ ખરચાયા તો ખરચાયા પણ હવે બીજો ખરચ કરવો નથી.

બાદશાહનું આ પ્રમાણેનું બોલવું સાભળીને બીરબલે કહ્યું. 'બહુ સારૂં ખુદાવિંદ, જેમ આપની મરજી. પછી મનમાં ખુશી થતો ગયો અને બાદશાહને પૈસે પોતાનું નામ પ્રખ્યાત કીધું; અને આ પ્રમાણે અકબર ભારતનું ભારત સમાપ્ત થયું.



# વિનોદી વાર્તાઓ—ભાગ ૨ જો.



જેમ દિલ્લીની દરબારમાં દિવાનગીરી ઉપર રહીને બીરબલે પોતાની ચાલાકી, હાજરજવાબી અને બુદ્ધિબળ દેખાડયું તેમજ બીજા કેટલાક મોટાં શેહેરોના રાજવાડાઓમાં બીજા પણ અનેક ચતુર આસામીઓ દિવાનગીરી કે એવાજ બીજા મોટા અધિકાર ઉપર રહીને પોતાનું ઉત્તમ પ્રકારનું બુદ્ધિબળ, વિનોદ, અને હાજરજવાબી બતાવી ગયા છે, તેમાંના કેટલાકનો સંગ્રહ આ ભાગમાં આપવામાં આવ્યો છે. તે વાંચતાં, તેઓનું ચાતુર્ય પણ બીરબલ કરતાં કાંઈ ઓછા પ્રકારનું જણાતું નથીઃ—

## મશ્કેરા તેનાલીરામકૃત વાર્તાઓ—હું મશ્કેરો કેમ બન્યો?

તૈલંગુ પ્રદેશમાં તેનાલી નામનું એક નાનકડું ગામ આવ્યું છે. ગામમાં મુખ્ય વસ્તી તૈલંગા બ્રાહ્મણોની છે, અને ત્યાં એક બ્રાહ્મણને ઘેર એક દીકરો અવતર્યો; તેનું નામ તેના માબાપે "તેનાલીરામ" એવું પાડયું હતું. આ છોકરો જેમ ઉમ્મરે વધતો ગયો તેમ વધુ ને વધુ બોલકણો અને ઠઠ્ઠાબાજ થતો ગયો. એતેફાક એવો બન્યો કે, એક દિવસે તે મોહોલ્લાઓમાં બીજા છોકરાઓ જોડે રમતો તે વેળા એક સન્યાસીએ તેને દીઠો. તેની વર્તણુક તથા બીજી ઢબછબ બહુ વિચિત્ર જોઇ તે સન્યાસીનું ધ્યાન ખેંચાયું, એટલે તેને બોલાવી એક મંત્ર આપ્યો, અને કહ્યું કે બેટા, આ મંત્ર કાળી માતા સમક્ષ એકજ રાતમાં ત્રણ કરોડ વખત જપશે તો કાળી માતા પોતાના એક હજાર મોહડાઓ સાથે તારા હજુર ખડી થશે. તેનાથી તારે લગારે ડરવું નહી, અને તે તને હીમ્મત ભરેલો જોશે ત્યારે કાંઈ પણ માંગી લેવાને તે તને ઉશ્કેરશે; માટે તે વેળા તને જે ભાવે તે માતા પાસે માંગી લેજે. આ મંત્ર લઇ પેલો છોકરો ઘરે ગયો, અને સન્યાસીએ શીખાડેલો મંત્ર જપવાની તક જોતો બેઠો. એક રાત્રે વેને તેવી એક તક હાથ લાગી એટલે તે ઝટ ઘરથી પડોશના ગામમાં આવેલાં કાળી માતાનાં મંદિરે ગયો;

અને ત્યાં જઇ શીખવાડયા મુજબ મંત્રના જપ કરવા મંડયો. અને તે જપ પુરા થયા કે તુરતજ કાળીકા માતા એક હજાર મોહોડાં, બે હાથ અને બ્હીક પેદા થાય એવા ચેહેરા સાથે તેનાલીરામ હજુર આવી ખડી થઇ. તેને જોઇ છોકરો બીલકુલ બીહયો નહીં; પણ સામો તેને જોઇ તે ખડખડ હસી પડયો. તે જોઇ માતાએ બહુ કઠોર અવાજે તેને હસવાનું કારણ પુછયું. રામજીએ કંઇ પણ ધાસ્તી વગર ઉત્તર આપ્યો, માતાજી, હમો મનુષ્ય માત્રને એક નાક અને બે હાથ હોવા છતાં પણ જ્યારે સળેખમ જેવું થાય છે ત્યારે નાખ મસળવાને બે હાથ પુરતા થતા નથી; તો તમોને તો એક હજાર નાખો છે અને હાથો તો ભાગ્યેજ બે છે, ત્યારે તમોને જ્યારે સલેખમ જેવું થતું હશે, ત્યારે તે બે હાથ તમારાં એક હજાર નસકોરાંને કેમ પોહોંચી વળતા હશે? તેની મને અજાયબી લાગે છે. રામાની આ ટકોરબાજીથી ખુશી થઈ, માતાએ તેને વરદાન આપ્યું કે, બેટા, જે તેં હાલ જબાંદરાજી ચલાવી છે તે ઉપરથી તું કોઇ રાજવંશી દરબારમાં મોટા મશકેરાની પાયરીએ ચઢશે. છોકરાએ બહુ ખુશમાં આવીને માતાને પગે પડી કહ્યું કે, માતાજી તમે મને બહુ મોટી નવાજેશ કીધી છે. માતાજી બહુ રાજી થયાં અને વધારામાં રામાને આશિષ દઈ બોલ્યાં કે. તારી આ બુદ્ધિ ઉપરથી મને લાગે છે કે તુ દરબારી મશ્કેરો થઇ રાજાની દરબારમાં માન-પાન પામીશ. આટલું બોલતાંની સાથે કાલી માતા અલોપ થઇ ગયાં. અને તે દિવસ પછીથી રામાજી મશ્કેરા તરીકે વધુ ને વધુ પ્રસિધ્ધિમાં આવતા ગયા, અને તેમ કરતાં "રાયર"ની દરબારમાં મશ્કેરાની પદ્દી પણ પામ્યા, અને ત્યાંજ રહેવા લાગ્યા. રાજા કૃષ્ણ દેવરામ જે વીજ્યાનગ્રામમાં રાજ્ય કરી ગયો છે તે ઇ. સ. સોળમી સદીની શરૂઆતમાં હંપી ખાતે રાજ્યાસન ચલાવતો હતો, અને રાયરનાં નામથી ઓળખાતો હતો. હવે આપણે એજ તેનાલીરામની ટકોરબાજી અને ઠઠ્ઠાબાજીની રમુજી વાર્તાઓ ચલાવીશું.

## દરબારશ્રીનો ખોફ-હાથીને પગ તળે ચગદી નાંખવાનો હોકમ.

એક દિવસે દરબાર ભરાઇ છે અને તેમાં રાયર પણ બીરાજમાન છે.

તેનાલીરામ પણ કલવલ કરતો બેઠો છે. ઠઠ્ઠા મશ્કેરી ખુબ ચાલી રહી છે. તેનો લાભ લઇ તેનાલીરામે ખુબ મસ્તીમાં આવી મશ્કેરીની હદ કુદાવી જવા માંડી. તે જોઇ રાયર બહુ ગુસ્સે થયો, અને એકદમ ઉશ્કેરાઇ જઇ હોકમ કીધો કે "તેનાલીરામને અહીંથી ઉપાડી લઇ જાવો અને એક ખાડો ખોદી તેનું ધડ જમીનમાં દાટી, ડોકું ઉપર રાખી તેના ઉપર હાથી ધમધમાવી લઇ જઈ, હાથીના પગ તળે કચડી નાખો." આ હોકમથી દરબાર આખી ચુપચાપ થઇ ગઇ; પણ દરબારનો હોકમ થયો ત્યાં પછી શું ? તુરત દોડાદોડી થઇ રહી, હજુરિયાઓએ ઝટ હાજર થઈ તેનાલીરામને ઘસડવા માંડયો. તેને ઘસડતો મેદાનમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તુરતાતુરત તેને માટે એક ખાડો ખોદી, તે બાપડાને અંદર ભૂમીદા કીધો, અને ડોકું તેનું બાહાર રાખ્યું. તે ક્રિયા થઇ રહેતાંજ નોકરો હાથીને લઇ આવવા દોડયા. તેઓ તે જાનવરને લાવે તેવામાં એક ધોબી કપડાંનો ગાંસડો માથે ઉપાડી ચાલ્યો જતો જોવામાં આવ્યો. તે બાપડો લગાર ખુંધો હતો. તેનાલીરામને ખાડામાં અરધો દાટેલો જોઇ તે આશ્ચર્ય પામ્યો, અને પુછવા લાગ્યો કે ભાઇ, આ પ્રમાણે તું જમીનમાં અરધો દટાઇને કાં પડયો છે? તેનાલીરામે વિચાર્યું કે આ બેચિયું ઠીક સપાટામાં આવશે. એટલે તેણે ઉત્તર આપ્યો કે, ભાઈ ધોબી, મારો હેવાલ સાંભળ; હું ખુંધો હતો, તે ખુંધ કહાડવાને ઘણા ઉપાયો કીધા પણ કાંઈ ઉપાય કારગત લાગ્યો નહીં. અંતે મને એક હકીમજી હાથ લાગી ગયા. તેણે મને આ પ્રમાણે ખાડામાં પડીને ખુંધ દબાય તેવી રીતે પડવા ફરમાવ્યું. મેં તેમ કરવા માંડયું અને અંતે તેમ કરતાં મારી ખુંધ નિકળી ગઈ છે, અને હું સિધો સરવર જેવો થઇ ગયો છું. તું મને ખાડામાંથી કહાડ અને તપાસી તારી ખાતરી કર. ધોબીએ તેના ઉપર વિશ્વાસ મુકી તેને બાહાર કહાડયો અને બરાબર તપાસી જોયો. તો ખરેખર તે તો સિધો સોટા જેવો જણાયો. ધોબીએ લલચાઈ, પોતાની ખુંધ સરખી કરવાને તેનાલીને કાલાવાલા કીધા કે, ભાઇ તું તો હવે સિધો થઈ ગયો છે, માટે એ ખાડામાં હવે મને દાટ, કે જેથી મારી ખુંધ પણ નિકળી જાય. તેનાલીરામને તો તેવુંજ જોઇતું હતું, એટલે ખુશીથી

ધોબીભાઇને ખાડામાં દાટી દીધા. તે થઇ રહેતાંજ તેને ત્યાં પડતો મુકી, તેનાલીરામ પેલો ધોબીનો ગાંસડો લઇ સિધોજ દરબારમાં રાયર આગળ જઇ કુરનસ બજાવી ઉભો. સર્વની અજાયબીનો પાર રહ્યો નહીં, અને રાયર પણ બહુ આશ્ચર્યચકિત થઇ પુછવા લાગ્યો કે, તેનાલીરામ તું કયાંથી ફુટી નિકળ્યો? મેં તો તને મારી નાખવાની સજા ફરમાવી હતી અને તું તો આ નવા વેષે મારી આગળ આવી ઉભો છે? તો શું થયું બોલ, બસ્રી મર, તુરત ખુલાસો કર કે એમાં શું ભેદ છે? તેનાલીરામ હાથબક્ષ કરી બોલવા લાગ્યો, મેહેરબાન, તમે મને મારી નાખવા હોકમ કીધો ખરો; પણ એક પ્રમાણિક લાગણીવાળા ધોબીએ મારી જગા લીધી છે, અને આ ગાંસડો મને સોંપ્યો છે, તે લઇ આપ હજુર હું નમન કરવા આવ્યો છું. રાયર તેમજ આખી દરબારે તેનાલીરામનાં ચતુર્યનાં વખાણ કર્યાં, અને રાયરે તેની સજા માફ કરી તેને ખુશીથી જતો મુકયો.

## કમબખ્તનું તરવારથી ડાકું ઉરાડી દેવો!

હાથીના પગ તળે કચડી મારવાના હોકમમાંથી છટકયા પછી તેનાલીરામ બીજીવાર પાછો ભર દરબારમાં કાંઇ કઠોર મશ્કેરી ઠઠ્ઠાબાજીથી રાયરની ઇતરાજી મેળવવા પામ્યો. તે વેળા રાયરે બે સિપાઇઓને બોલાવી તેને દૂર લઇ જઇ તરવારથી તેનું ડાકું છટકાવવાનો હોકમ કીધો. તેનાલીરામે જોયું કે વળી આ નવું વિઘ્ન આવ્યું ખરૂં, પણ હોકમને તાબે થયા વગર તો છુટકો નથી. એટલે શિપાઇઓ તેને ઉઠાવી ચાલ્યા. તેમના સાથે તે મુંગો મુંગો નદી કીનારે ગયો. ત્યાં ગયા પછી તેનાલીરામે તદબીર ધુંડવા માંડી કે હવે આ બલામાંથી કેમ છુટવું? ધીરે રહી તે શિપાઇઓને કહેવા લાગ્યો, ભાઇઓ, ગમે તેમ હવે મારે પરમેશ્વરની દરબારે જવાનું નિર્માણ તો થયું છે, અને તે કર્મ તમારા હાથેજ થવાનું છે. પણ હું તમારા હજુર એક માંગણી કરૂં છું કે મને તલાવમાં છેલ્લી વખતે નાહી ધોઇ પવિત્ર થવા દેવો. તમે બંને જણા નાગી

તરવારે મારા સામે તૈયાર થઈ ઉભા રહો, અને જેવો હું પ્રાર્થના કરી તમને ઇસારત કરૂં કે, તમોએ આ મારૂં ડોકું ઉરાડી દેવું. પેલા શિપાઇઓ તેમ કરવાને કબુલ થયા. તેઓ ઠરાવ પ્રમાણે તળાવમાં પડયા, અને તેનાલી ડોકું બહાર રાખી નાહવા લાગ્યો. જ્યારે શિપાઇઓ નાગી તરવારે સામસામા ઉભા રહ્યા, એવી રીતે કે ઇસારત થતાંજ તેનાલીનું ડોકું છટકાવી નાખે. આવો મામલો થતાંજ લાગલાજ તેનાલી પાણીમાં ડુબકી મારી છેક તલિયામાં ગરક થઇ ગયો; અને શિપાઇઓએ તેમ જોતાંજ સપાટબંધ પોતપોતાની નાગી તરવાર ફેરવી દીધી, તે તરવારે તેનાલીનું ધડ તો કંઇ છુટું થયું નહીં, પણ ખુદ તે તરવારો અરસપરસ તેમનાં પોતાનાજ ઉપર લાગી, અને તેનાલીને મારવા જતાં તેઓ પોતેજ ત્યાં મુરદાં થઇ પડયા. વગર વખત ખોહવે તેનાલીરામ પાણીમાંથી બહાર નીકળ્યો; અને આ મામલો જોઈ લઇ હસ્તો રમતો ચાલ્યો રાયરની દરબારમાં. ત્યાં રાયર તથા બીજા સઘળા તેને જીવતો જાગતો જોઇ હેરત થઈ ગયા. રાયરે તેને સવાલ કીધો, અરે કમબખ્ત તું પાછો કયાંથી જીવતો જાગતો આવી ઉભો? બોલ ઝટ શું કરામત થઇ અને કેમ છટકયો? તેનાલીરામ ખોંખાર મારી બોલ્યો નામવર રાય, તે અપટ શિપાઇઓએ એક-બીજાને કાપી નાંખ્યા અને મને સલામત જતો મૂકયો. આ પ્રમાણે હું તમો નામવરની સેવામાં પાછો હાજર થવા પામ્યો છું.

## મને મળે તેમાં તારો અર્ધો ભાગ!

એકવાર રાયરની દરબારમાં કેટલાક "ભાગવત નૃત્ય" કરનારા આવી ચઢયા. આ નૃત્ય કળાકારો એવોજ ધંધો લઇ બેઠેલા કે શ્રી ભાગવદમાં પરમાત્મા કૃષ્ણજીવનના જે દેખાવો વર્ણવવામાં આવેલા છે તેના દેખાવો કરી તે નૃત્યકલા મારફતે લોકોને દેખાડવા. આ કળા હાલના વખતમાં ઝાઝી જોવામાં આવતી નથી; અને તેને બદલે કાલક્ષેપસનાં નામથી ઓળખાતું નૃત્યકળા ચાલુ થયલું જોવામાં આવે છે, જેમાં ધર્મ સંબધી ગાયનો નૃત્ય સાંથે ગાઇ બતાવવામાં આવે છે. આ જાતના કેટલાક કળાકારો દરબારમાં હાજર થયા અને પોતાનું નૃત્ય બતાવવાને માંગણી કરી. રાયરે તે કબુલ

કીધું અને એક દિવસ ઠરાવ્યો. રાયરે બે દરવાજે બે જુદા જુદા સંત્રીઓ બેસાડયા અને તેઓને તાકીદ કીધી કે અંદર નૃત્ય કળા ચાલે ત્યારે બધાને દાખલ થવા દેવા, પણ તેનાલીરામને પેસવા દેવો નહીં. તેનાલીરામને તે વાતની ખબર પડી અને તે ઉપરથી તેણે ઠરાવ કીધો કે ગમે તેમ અંદર જવું તો ખરૂં; અને જઇને કંઇક ઠઠોલી પણ બનાવવી. દરવાજા ઉપર ગયો અને સંત્રીને પુલવ્યો કે ભાઇ, મને અંદર જવા દે. સંત્રીએ તો રાયરના હુકમ પ્રમાણે તેને અંદર જતાં અટકાવ્યો. એટલે તે બોલ્યો, ભાઇ હું અંદર જઇ કાંઇક ચમત્કાર કરી ઇનામ મેળવીશ અને જે મળશે તેનો અર્ધો ભાગ તને મોટી ખુશીથી આપીશ. સંત્રી બાપડો કડકાબાલુસ. તે સમજ્યો કે એને ઇનામ મળશે તે કાંઇ જેવું તેવું નહીં હશે, અને તેનો અર્ધો હિસ્સો આપણને મલશે, એટલે આપણો તો બેડો પાર. એમ સમજી તેનાલીને અંદર જવા દીધો. બીજે દરવાજે પાછો બીજા સંત્રીએ તેને અટકાવ્યો, અને ત્યાં પણ પોતાને ઇનામ મળે તેનો અર્ધો ભાગ આપવાને લલચાવી ભાઇ તો અંદર ઘુસ્યા. અંદર તો શ્રીકૃષ્ણનો ભાગ એક નટવૈયો ભજવતો હતો, તેને જોતાંજ તેનાલીએ તીખલ મચાવ્યું. પોતાની જોડે તે દુધ દહી વળોવવાનો શોટો છુપાવી લઇ ગયો હતો, તે બહાર કાહાડી તે કૃત્રિમ કૃષ્ણને લગાવી કાઢયો. તે બાપડાને ફટકા પડતાં તે તો બુમ પાડી ઉઠયો, અને નૃત્યમાં ભંગાણ કરી મુકયું. તેમ જોઇ તેનાલીરામ પોકારી ઉઠયો કે, શું આ તે શ્રીકૃષ્ણ કહેવાય કે? શ્રીકૃષ્ણને એવા સેંકડો ગવલણો તરફના ફટકા પડતા અને તેઓ તો તેને બીલકુલ ગણકારતા નહીં, ને તું તો આટલા એકજ ફટકામાં આટલું ધીંગાણું મચાવી રહ્યો છે? આ ગરબડ સાંભળી રાયરનું તેના તરફ ધ્યાન ખેંચાયું, અને બોલ્યો કે આ કમબખતને દાખલ નહીં કરવાનો હોકમ કીધેલો અને તે અંદર કેમ ઘુસ્યો? મારો એ મુજીને ૨૪ ફટકા બાંધીને માર મારો. તેનાલીએ જોયું કે આ પણ ઠીક તીખલ મચ્યું છે. ફટકા લગાવવાને તેને બહાર ખેંચી જવામાં આવતો હતો તે વેળા દરવાજા ઉપર આવતાં શિપાઇઓને હોકમ કીધો કે મને જે મલ્યું છે તેનો અર્ધો ભાગ આ સંત્રીને આપવો, કેમકે મેં એના સાથે કબુલાત કરેલી છે. સંત્રી બાપડો ઠગાઇને જોવા લાગ્યો કે આ શું પીડા? શિપાઇઓ-

એ સંત્રીને પુછ્યું કે શું આ કબુલાત ખરી છે કે? સંત્રીએ કબુલ કીધું, એટલે શિપાઇઓએ હસ્તે ચહેરે તેને કહ્યું કે તેનાલીને બીજું તો કાંઈ નહી પણ, ૨૪ ફટકાનું ઇનામ મળેલું છે માટે અરધા ભાગ તરીકે ૧૨ ફટકા તારે ખાવા પડશે. સંત્રી મુંગે મોહડે તેને શરણ થયો, અને ઇનામની નવાજેશ થવાને બદલે ૧૨ ફટકાનું ઇનામ લઇ મુંગો બેઠો. હવે ત્યાંથી આગળ જતાં બીજા દરવાજાવાળા સંત્રીનો પણ એજ હાલ કીધો. તે બાપડો અરધા ઇનામથી નેહાલ થવાની લાલસામાં ૧૨ ફટકા ખાઇ રડી રહ્યો, અને ભાઇજી સાહેબ તેનાલીરામ તો ખુશખુશાલ હસ્તા રમતા રાયરની દરબારના નાચરંગમાં ફરી ધરે સીધાવ્યા!

## રાયર અને તેના ગુરૂજીને તેનાલીરામે કેમ બનાવ્યા?

એક દિવસે તેનાલીરામને વિચાર આવ્યો કે દરબારમાં આવી ઠઠ્ઠા-મશ્કેરી કરતાં કોઇ દિવસે, રાયરની સખ્ત ખફગીમાં આવી પડવાનો અને જાન જવાનો સોદો છે. માટે તેણે કાંઇ યુક્તિ લગાવી સદાનો છુટકો મેળવવાની તદબીર ચલાવી. એમ વિચાર કરી તે એક દિવસે રાયરના વડા ધર્મગુરૂ આગળ ગયો; અને તેના પ્રત્યે કેવીએક મિત્રાચારી અને સદ્ભાવના બતાવતો હોય તેમ વર્તન ચલાવી, તેણે તેના હજુર એક છુપી યુક્તિ રજુ કીધી. તેમ કરતાં તે બોલ્યો, કૃપાસાગર ધર્માધ્યક્ષજી, તૈલંગ દેશથી મારે ત્યાં એક ધણીધણિયાણી પહરોણા આવ્યાં છે. પણ તે બાઇની ખુબસુરતીની શું તારીફ કરૂં? મારા વિચાર પ્રમાણે દુનિયામાં તેનો જોડો મળવો કઠણ છે. આ સાંભળી, ગુરૂજીનું મન ચલિત થયું અને જીવ તલપાપડ થવા લાગ્યો. તેઓ કાકલુદી કરતા અવાજે તેનાલીને કહેવા લાગ્યા કે, ભાઇ, એક વખત તેના જોડે મારો મેળાપ કરી આપીશ તો તારો ઉપકાર નહી ભુલું. તેનાલીએ જોયું કે ગુરૂજી પસરી તો ગયા, એટલે તે લગાર ભારી થતો હોય તેમ બોલ્યો કે, ગુરૂજી મહારાજ, તમારૂં કામ તો માથે ચઢાવું પણ તે બાઇનો માટી જોડેનો જોડે રહે છે, માટે તમારો કેમ જોગ સાંધી આપું? તેની મને સમજણ પડતી નથી. જાણે ઘણોએક વિચાર કીધા પછી કાંઇ

ધ્યાનમાં આવી ગયું હોય તેમ ડોળ કરી તેનાલી બોલ્યો કે, હા મહારાજ, એક યુક્તિ મને ઠીક ધ્યાનમાં ઉતરી છે. તમે સ્ત્રીનો વેષ લઇ સ્ત્રીની સાડી પેહેરી, રાતે દશ વાગે મારે ઘેરે પધારો તો તમારી મુલાકાત કરી આપું; અલબત તમો સ્ત્રીવેષે આવશો એટલે કોઇને કાંઇ શંકા ઉપજશે નહી; તેમ તેના ધણીને પણ કશી શંકા નહી થશે. ગુરૂજી તેમ કરવા કબુલ થયા. એટલે તેનાલી ત્યાંથી રજા લઇ ગયો. જેવો તે ત્યાંથી ગયો કે દોડયો રાયર પાસે. તેના આગળ જઇ કુરનસ બજાવી તેને બનાવવા માંડયો કે મારે ત્યાં એક ધણીધણિયાણી દેશાવરથી પહરોણા આવ્યા છે, તેમાં સ્ત્રી તો જાણે ઇંદ્રાણીનું પુતળુંજ જોઈ લેવું. રાયરનો જીવ પણ તે સ્ત્રીને મળવા તલપાપડ થઇ રહ્યો, એટલે તેણે પણ તેનાલીને માંગણી કરી કે, બાપુલીયા, એકવાર મને તે પુતળી જોડે મેલાપ કરી આપ. તેનાલીએ જોયું કે રાયરજી પણ ખાસ્સા સપડાયા; એટલે મોહોં ગંભીર બનાવી કહ્યું કે રાયજી, તમારૂં કામ માથે ચઢાવ્યું. તમે રાત્રે બાર વાગે સ્ત્રીનો વેષ સજી મારે ત્યાં પધારજો, હું તમારૂં કામ દરોબસ્ત કરી આપીશ; અને તે દરમ્યાન્ હાલ હું જઇને બધી ગોઠવણ કરી દઉં છું. તેનાલી ઘરે ગયો, અને ઠરાવેલા વખતની રાહ જોતો બેઠો. રાત્રે દશ વાગે પેલા ધર્મરાજ સ્ત્રીના વેષમાં ઠનઠન કરતા આવી ચઢયા. આગતાસ્વાગતા કરી તેનાલી તેમને ઘરમાં લઇ ગયો, અને એક ઓરડામાં દાખલ કરી એકં ખાટલો બીછાવી ઉપર ગાદલું નાખી ગુરૂજીને ઉપર વીરાજમાન કરી દીધા. તે પછી ઠરાવેલા વખતે રાય સાહેબ ઠણુઠણાત કરતા સ્ત્રીવેષે આવી ચઢયા. તેમની પણ પુરેપુરી આગતાસ્વાગતા કરી તેના લીએ પેલોજ ઓરડો જેમાં ગુરૂજી સ્ત્રીવેષે બેસીને ખુબસુરત પહરોણીની રાહ જોતા બેઠા હતા, તે ઓરડી દેખાડી કહ્યું કે, જે સ્ત્રીની મેં વાત કરી છે તે આ ઓરડામાં છે, માટે આપ ખુશીથી અંદર સીધારો. રાયજી પણ ઠણુઠણાત લેહકો કરતા ઓરડામાં પેઠા. તેનાલીએ જોયુ કે રાયજી સુખરૂપ અંદર ભરાયા એટલે તેણે બારણું ઢાંકી દઈ બાહેરથી તાળું વાસી દીધું. ગુરૂજી જાણે કે આ હમણા આવી તેજ પેલાની પહરોણી છે અને રાયજી

સમજે કે ખાટલે બેઠેલી સ્ત્રી તેનાલીએ કહેલી તેની પહેરોણી છે. એમ બન્ને ભરમમાં ને ભરમમાં કુટાય છે, અને તેમ કેટલોક વખત તેવા ઘોટાળામાં પસાર થયા પછી ગુરૂજીએ જાણ્યું કે આ તો રાયજી છે અને રાયજીએ જાણ્યું કે આ તો ગુરૂજી છે. બન્ને ખુબ લજ્જા પામ્યા અને સજડ બની ગયા તે માટે પસ્તાઇને તેનાલીરામ ઉપર તો બહુ ઉશ્કેરાયા, અને બારણું ઉઘાડ-વાને તેને હાકેહાક પાડે. તેનાલી કયાં કાચો હતો કે તે ઝટ બારણું ઉઘાડે. થોડોક વખત બન્નેને ઓરડામાં અફાડઝીક કરવા દીધી; પછી અંતે ચુપ-કીદી તોડી, તેણે બન્નેને ગંભીર અવાજે કહી દીધું કે, સાંભળો, મેહરબાન રાયરજી તથા કૃપાળુ ધર્મગુરૂજી, દરબારમાં હું તમારી બન્નેની કોઇ પણ વખતે ગમે તેવી મશ્કેરી કરૂં કે ઠઠ્ઠાબાજીમાં તમારી બન્નેની કાંઇ ટકોરબાજી કરૂં તો તે મશ્કેરી ઠઠ્ઠાથી ગુસ્સે થવું નહી, અને તે માટે બન્નેએ મોટાં દીલથી મને દરગુજર કરવો. જો આમ કરવાની તમો પ્રતિજ્ઞાપૂર્વક મને ખાતરી આપો તો હું તમોને આ બંધમાંથી મુક્ત કરૂં. બન્નેએ ગંભીર વચન આપી, તેમ કરવાની કબુલાત આપી, એટલે તેનાલીરામે બારણું ઉઘાડી નાખ્યું અને બન્નેને છુટા કીધા; પણ પોતાની આ કસુર બદલ બન્નેની ક્ષમા ચાહી, રાયર તેમજ ધર્મગુરૂજી, જો કે મનમાં તો તેનાલીની આ યુક્તિથી ખુબ ખીજાયા તો ખરા, પણ તેની તે વાત બરાબર જાણી ગુપ-ચુપ પોતપોતાને ઠેકાણે રૂખસદ લીધી.

## તેનાલીરામ એક ચિતારા તરીકે!

રાયર સાહેબે બહુજ ઠાઠમાઠથી એક નવું મકાન પોતાને માટે બંધાવ્યું, અને તે પછી શેહેરના એક હુશિયાર ચિતારાને બોલાવી ઘરમાં ચિત્રો પાડવાનું તેને કામ સોંપ્યું. ચિતારાએ તરેહવાર રંગબેરંગીન ચિત્રો વગેરેથી ઘરને ખુબ સણગારી દીધું. તેમ કરી રહી ચિતારો રાયર પાસે આવ્યો અને તેને ફરમાશ કરી કે મારૂં કામ ખલાસ થયું છે માટે દરબારે તસ્દી લઇ તપાસી જોવું.

રાયર સાહેબ, પોતાની તમામ દરબાર, વજીરો વગેરેને લઇને ઘર તપાસવા સીધા સિધાવ્યા. ઘરમાં જઇ દરેકે દરેક ચિત્ર બારીકીથી તપાસી ચિતારોનાં વખાણ કીધાં. તેનાલી પણ સાથે હતોજ. એટલે તેણે કાંઇ તીખલ ઉભો કરવાનો મનસુબો કીધો. એક ચિત્ર જોઈ તે બોલ્યો કે રાયસાહેબ, આ ચિત્ર જુવો કેવું માત્ર બાજુબાજુએથી ચિતાર્યું છે? અને તે માત્ર એકજ બાજુના અવયવોનો ખ્યાલ જોનારને આપે છે, પણ બીજી બાજુના અવયવો તો દેખાતાંજ નથી. આ સાંભળી રાયસાહેબ તેમજ બધા દરબારીઓ તેનાલીરામના અજ્ઞાનપણા માટે ખડખડ હસી પડયા. રાયસાહેબે તેને ચિત્રકળાની સમજણ આપી કે ચિત્રોમાં હંમેશા સામી બાજુનોજ દેખાવ મલી શકે, બાકીનો દેખાવ આપણે સમજી લેવો જોઇએ. તેનાલીરામ બોલ્યો હા, હા, હું હવે બરાબર સમજી ગયો. સઘળું જોઇ તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. થોડાક દિવસ ગુજરવા પછી તેનાલીરામ રાયર હજુર હાજર થઇ કુરનસ બજાવી બોલ્યો કે, મેહેરબાન સાહેબ, જ્યારથી આપણે તમારૂં નવું મકાન અને તેના ચિત્રો જોઇ આવ્યા ત્યારથી મને એ કામ શીખવાનો શોખ થયો, અને તે હું અચ્છા પ્રકારે શીખ્યો છું, માટે મારી તપાસ લેવી. રાયર સાહેબ તેનાલીરામની આ કુશળતા જાણી આશ્ચર્ય પામ્યા, અને પોતે જે, મકાનમાં રહેતા હતા ત્યાંના ચિત્રો જુના થઇ ગયલા હોવાથી તે સાફ કરીને તેને બદલે નવાં બનાવવાનો હોકમ આપ્યો. તે પછી તેઓએ તેનાલીના હોકમથી તે ઘર ખાલી કરી બીજા મકાનમાં રહેવા માંડયું. તેનાલીએ બધા જુનાં ચિત્રો દીવાલ ઉપરથી ઉખાડી કહાડયા, અને પછી પોતાની કુશલતા પ્રદર્શિત કરી. એક ઠેકાણે માણુસનો એક હાથ, બીજે ઠેકાણે એક પગ, ત્રીજે ઠેકાણે માત્ર એક નખ એમ પાડી દેખાવ સામો બગાડી નાંખ્યો. તેમ કરીને શું એક વાઘ માર્યો હોય તેમ તેનાલીએ રાયર હજુર રજુ થઇ પોતાની કુશળતાની તપાસ લેવા તેમને આગ્રહ કર્યો. તે મુજબ દરબારીઓને જોડે લઇ રાયર તે મકાનમાં ગયો તો, એક બાજુ હાથના નખ, બીજી બાજુએ એકાદ હાથ, ત્રીજી બાજુએ એકાદ પગ એમ જુદા જુદા અવયવો જોઇ રાયર તો ગુસ્સે થઈ ગયો, અને તેનાલીરામ પ્રત્યે ખુબ બખાલ્યો કે કમબખ્તે મારૂં મકાન તદ્દન એબલગામણું

ફરી નાંખ્યું. તેનાલીને પૂછ્યું કે આ એક હાથ, આ એક પગ એટલે બીજા ભાગો ક્યાં છે? તેનાલીએ ગંભીર ચહેરો કરી જવાબ દીધો કે તમો સાહેબે તે દિવસે મને કહેલું કે આગલા ભાગ જોયા પછી પાછલનો આપણે ધારી લેવો, તેમ મારા આ ચિતારોમાં પણ મેં તેજ ખુબીથી કામ લીધું છે; એક હાથ ઉપરથી બીજો ધારી લેવો, પગ ઉપરથી બીજાને પણ ધારી લેવો એવી ગણતરી રાખીને મેં આ કળા બનાવી છે. રાયરે જોયું કે આ મુજીએ મને સજ્જડ બનાવ્યો છે, એટલે મનમાં ગુસ્સો તો લાગ્યો પણ ચુપ થઈ ચાલ્યો ગયો, અને તેનાલીરામ રાયરને સજ્જડ બનાવવામાં ફતેહ મળી એમ ફુલાતો ચાલ્યો ગયો.

## ચોરને પોટલે ધૂળની ધૂળ !

એક રાત્રે તેનાલીરામે જોયું કે પાંચથી છ ચોરો આપણાં ઘરની પાછલના વાડામાં ઝાડોની પાછળ છુપા છુપા ઘુસઘુસ ચલાવે છે. તેનાલી જાણી ગયો કે આજ રાત્રે આપણા ઘરમાં નવું જુનું થશે ખરૂં. તે સઘળાઓ છુપાઈ રહી, ઘરના માણસો કયારે સુઇ જાય કે ઘરમાં ધાડ પાડીએ તેની રાહ જોતા હતા. તેનાલી ઘરના દરેક ઓરડે ઓરડે ફરી વળ્યો, અને જ્યાં પણ કાંઇ કીંમતી ચીજો, દરદાગીના વગેરે મુકેલા હતા તે સંભાળીને બંદોબસ્ત કરી દીધા. અને પછી મોટે સાદે પેલા કોચીના સાહુકારો સાંભળે તેમ પોતાની સ્ત્રીને હાક મારી બોલવા લાગ્યો કે, હાલ શહેરમાં ચોરી ચકારી બહુ વધી ગઇ છે. જ્યાં ત્યાં તેની બુમ પડે છે, માટે આપણે પણ સાવચેત રહેવું જોઇએ. આપણે સઘળુ ઝરઝવેરાત, દાગીના, લુગડાં વગેરે મોટી પેટીમાં બંધ કરી પછવાડે બગીચાના કુવામાં નાંખી છુપાવવું જોઇએ, પછી જ્યારે ચોરીચકારીની બુમ નરમ પડશે એટલે તે પેટી કુવામાંથી કહાડી લઇશું. આ બધું તેનાલી એવી રીતે બોલ્યો કે પેલા છુપાયલા સાહુકારોએ સાંભળી લીધું. પછી તેનાલીએ એક લોખંડની પેટી લાવી તેમાં પથરા, ઈંટો વગેરે ભરી બરાબર પેક કરી, તે પોતાની સ્ત્રી તથા છોકરા સાથે ઉપાડી, બગીચામાં કુવા આગળ લઈ ગયો, અને તે પેટીને મોટો અવાજ થાય તેમ કુવામાં ફેંકી દીધી. પેલા ચોરો પણ સમજી ગયા કે

ચાલ, ઘરમાં પેસી શોધખોળ કરવાની કડાકુટ મટી ગઈ, આઇતો દલ્લો નજર આગળ આવ્યો છે એટલે ઘરમાં શાંત થતાં કુવામાં ઉતરી પેટી ઉપાડી જવાનો ઠીક લાગ મલ્યો છે. આપણને તો ઘરધણીએ આવી સહેલાઇ કરી આપી છે માટે તેનો ઉપકાર માનવો જોઇએ. જ્યારે ઘરમાં સઘળું શાંત થયું, ત્યારે ભારે ખુશાલી સાથે તેમાંના એક જણે કુવામાંથી પેટી કહાડવાને કુવામાં નખાવી દીધું. પણ તપાસ કરતાં પાણી બહુ ઉડાં માલમ પડયાં એટલે વિચાર કીધો કે થોડું પાણી કહાડી નાંખ્યું હોય તો તલિયામાં બેઠેલી પેટી ઉપાડવાનું સહેલ થાય ખરૂં. એટલે બહારવાળાઓ બે ટોલીમાં વહેંચાઇ ગયા અને કુવામાં પાણી કહાડવા બાંધી રાખેલી બાલડીઓ નાખી પાણી ખેંચવા માંડયું. આ જોઇ તેનાલી છુપાછુપ બગીચામાં ગયો અને બધા ઝાડ–છોડ વગેરેનાં કયારાઓના મોહડાં ખુલ્લાં કરી દીધાં કે કુવામાંથી કહાડેલું પાણી ખુશાલ કયારાઓમાં સીપાય, અને વગર મેહેનતે તેમને પાણી મલવા પામે. ગમે તેટલું પાણી કુવામાંથી કહાડયું પણ કેમે કરી કામ ધારેલું થયું નહી. એટલે પેલા ચોરોએ તો આખી રાતજ કામ ચાલુ રાખ્યું, એ પ્રમાણે જ્યારે પોહોર ફાટવા આવ્યો ત્યારે તેનાલીરામે પોકાર કીધો કે, ભાઇઓ હવે બસ કરો. આખો બગીચો પાણી પાણી થઇ ગયો છે અને દરેકે દરેક ઝાડને પુરતું પાણી મલી ચુકયું છે. આ સાંભળી ચોરો ખસિ-યાણા પડી ગયા, અને બધું પડતું નાખી ભાગી ગયા. તે જોઇ તેનાલી હસી પડયો, અને પછી ધીરજથી પેલી પત્થર ભરેલી પેટી કુવામાંથી કહાડી લઇ તેને માર્ગે લગાડી. ચોરને પોટલે ધૂળની ધૂળ તે એનું નામ!

## મુસલમાનની દહાડી ખાઇ જનારો વછેરો!

એક વખતે શહેરના હાકમ–રાયર સાહેબને એવો શોખ થઈ આવ્યો કે આખાં ગામમાં ઘેર ઘેર એકેક વછેરો મોકલી આપ્યો, અને તેના ઘાસ-દાણા માટે દર માસે ત્રણ રૂપિયાનો પગાર આપવા કીધો. દરેકને તાકીદ કરી હતી કે વછેરાને ખવાડીપીવાડી ફરબે બનાવવો. એ પ્રમાણે એક વછેરો તેનાલીને ભાગે પણ આવ્યો હતો. દરેક જણે પોતપોતાને ત્યાંના વછેરાજીને

ખવાડીપીવાડી મસ્તાન બનાવવા માંડયા. આ તરફ તેનાલીએ શું કીધું તે જોઇએ, તેણે એક નાનું સરખું પણ મજબુત ઝુંપડું બાંધ્યું. તેને ચારે બાજુથી બંધ કર્યું. અને એક બાજુની ભીતમાં બાકોરૂં હવા માટે પાડયું અને તેની બાજુમાં એક નાનો ખાડો બનાવ્યો. વછેરાને અંદર છુટો મુકી દીધો. દર સવારે તથા સાંજે તેનાલી તેને માટે થોડુંક ઘાસ અને પાણી લઇ જતો અને પેલાં બાકોરાં વાટે ઘાસ નાખી, ખાડામાં પાણી નાખી આવતો. અને જે પગાર આવતો તે તેનાલીભાઇ ચાંપી જતા. બાપડો વછેરો તો આ કંગાળ ખોરાકથી ઉલટો તવાઇ જતો, જ્યારે બીજાઓને ત્યાંના વછેરાઓ ખાઈ–પીને મસ્તાન બની ગયા હતા. આ પ્રમાણે ત્રણ વરસ ચાલ્યાં ગયાં. એટલે રાયરસાહેબે, સર્વને હોકમ કીધો કે તેઓએ પોતપોતાને સોંપેલા વછેરાઓ દરબારમાં રજુ કરવા. બધા વછેરા નાચતા કુદતા ગેલ કરતા ફરએ બનેલા દરબારમાં હાજર થયાઃ પણ તેનાલીભાઇ તો પોતાનો વછેરો રજુ કરવાના અખાડા કરી ગયા. રાયરસાહેબે, તેને તેમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલ્યો કે, નામવર, મારો વછેરો કોઇને પાસે જવા દેતો નથી, પણ તમે જો પેલા તમારી દરબારમાંના લાંબી દહાડીવાળા મુસલમાનની મદદ આપશો તો તેની મદદથી હું તેને લાવી શકીશ. રાયર આનો ભેદ સમજ્યો નહી, અને તે મુસલમાનને તેનાલી જોડે જવાનો હોકમ કીધો. આ મુસલ-માનને બહુ લાંબી દહાડી રાખવાનો શોખ હતો અને તેથી તેણે લગભગ એક હાથ જેટલાં લટીયાં વધારી મુકેલાં હતાં. તેનાલી તેને લઇને ગયો અને પેલા વછેરાનું કોટડું બતાવી તેને પેલા બાકોરામાં મોંહો ઘાલી વછેરાને જોવા કહ્યું. બાપડો તે મુસલમાન પણ કશો ભેદ સમજ્યો નહી અને પોતાનું લાંબાં દહાડાં સાથેનું માથું બાકોરામા ઘાલ્યું. જે જોતાંજ વછેરો સમજ્યો કે મારૂં ઘાસ આવ્યું છે એટલે દહાડી અંદર ઘુસેલી તેને ઘાસ સમજી વછેરાએ એવું તો મજબુત દાંતમાં ઝાલ્યું કે કેમે કરતાં છોડે નહી, એટલે તે તો બાપડો અલ્લાહનાં નામના પોકાર કરી અલ્લાહનાં નામની જપ કરવા પડયો. તે જોઇ તેનાલી એકદમ રાયર આગળ દોડયો અને બોલ્યો કે સાહેબ, મારા વછેરાએ તમારા માણસને

એવો તો સપાટામાં લીધો છે કે છોડતાં છોડતો નથી, અને તેથી તે બાપડો છુટો થવાને દયામણે ચેહેરે રડમસ થઇ ગયો છે. આ સાંભળી રાયર પોતે તે જોવા દોડયો. ત્યાં જઇ જોયું શું કે વછેરો તે મુસલમાન બાપડાની દાહાડી પકડી ખેંચતાણ કરતો હતો, અને તે હદબહારના ખેંચાણથી તે બાપડાને નહી ખમાય તેવી વેદના થતી, એટલે તે બુમાબુમ કરી મુક્તો. અંતે જ્યારે કોટડીની દીવાલ તોડવામાં આવી ત્યારે વછેરાના મોંહમાંથી દહાડી છુટી થઇ; પણ વછેરો બહાર પડતાં રાયરે જોયુ શું કે બાપડા મુસલમાનની દાહાડી ખેંચતો હતો તે વછેરો તદ્દન અધમુઓ થઇ ગયેલો; અને બરાબર ટટાર ઉભો વટીક રહી શકતો નહી. આ જોઈ રાયર તેનાલીરામને તકાજો કરવા લાગ્યો કે તેં બાપડાને બરાબર ખવાડ્યું નથી તો મારા આપેલા પગારનું શું કીધું ? તેનાલીરામ હાજર જવાબમાં કાં કાચો હતો ? તે બોલ્યો કે વછેરો એટલો તોફાની છે કે આટલો કમી ખોરાક આપ્યા છતાં આવા લઠપઠ સરખા મુસલમાનને તે ગાંઠતો નથી તો તેને ભરભરતો ખોરાક આપું તો તે કેવો મસ્ત થઈ જાય અને કોઇનેજ ગાંઠે નહી. આ હીકમત ભરેલો જવાબ સાંભળી, રાયર સાહેબનો ગુસ્સો નરમ પડી ગયો અને તે તેમજ તેના જોડે આવેલા સઘળાઓ ખડખડ હસતા પડયા, મીયાં ભાઇની દહાડીના ભોગે તેનાલીરામ તાજા બન્યા એ વાત ખરી પડી?

## તેનાલીરામની ગાય અને બિલાડી.

ઉપર મુજબની એક વાત ગાય અને બિલાડીની આપવામાં આવે છે. ગામના રાયર સાહેબે, ગામના દરેક માણસને અકેકી ગાય અને અકેકી બિલાડી આપી અને બિલાડીને ગાયના દુધે પાળીને ફરબે બનાવવાની તાકીદ કરી. એજ મુજબ તેનાલીને ત્યાં પણ એક ગાય અને બિલાડી આપવામાં આવી. બાપડા દરેક જણે પોતાને ત્યાંની બિલાડીને ગાયનાં દુધથી પાળીને બહુ ફરબે બનાવી. તેનાલીએ શું કીધું? તેને તો લાગ્યુ કે વળી બિલાડી

એટલી શું ભાગ્યશાળી કે તેને ગાયના દુધે પોષવી? એમ વિચાર કરી પેહેલેજ દિવસે દુધ ખુબ ગરમ કરીને તે બિલાડા આગળ મુક્યું. બિલાડી તે પીવા અંદર મોંહ ઘાલવા ગઇ કે દાઝી ગઈ અને દુર નાઠી. તેને જે ચોંક લાગી તે કોઈ દિવસે દુધને મોઢે નહી લગાડે; દુધ જુવે કે છોડીને દૂર નાહાસે એકલે તેનાલીને તો તડાકો પડયો. બિલાડીને દુધને બદલે બીજું અચર કચર ખવાડે ને ઉછેરે. છ મહીના પછી બધી બિલાડીઓને રાયરે જોવા મંગાવી તો હરેક ઠેકાણેની બિલાડી દુધ પી પીને ફરબે બનેલી દીઠી; પણ તેનાલીને ત્યાંની બિલાડી તો તદ્દન દુર્બળ બની ગયલી જોવામાં આવી. રાયર સમજી ગયા કે આમાં પણ તેનાલીનાં કાંઇ કર્તુકજ હોવાં જોઇએ. તેણે અજાયબ થઈ જાણવા માંગ્યું કે તેનાલીભાઇ બધી બિલાડીઓ લઠ બની છે ત્યારે તારે ત્યાંનીજ કાં એવી દુબળી રહી ગઇ છે? તેનાલીએ ઢાલકું મોઢું કરી ઉત્તર આપ્યો, સાહેબ, મારી બિલાડી એટલી બેવકુફ જણાય છે કે તે દુધને જોતાંજ આઘી નહાસે છે. રાયરે તુરતજ તેની તપાસ કરવા માંડી. તુરત થોડું દુધ મંગાવી તે બિલાડી આગળ ધર્યું, જે જોતાંજ બિલાડી આઘે નાહાસી ગઈ. રાયરે તે બિલાડીને પકડી મંગાવી તપાસ કરી જોઇ તો તેનું મોહડું દાઝી ગયલું જોયું, એટલે તે સમજી ગયો કે બાપડીને ગરમ દુધ પીવા આપી તેને દઝાડી મુકી ચોંકાવી દીધી છે; એટલે તે ખાલી દુધ જોઇનેજ દુર ભાગે છે. તુરત તેને એક કહેવત યાદ આવી કે દાઝેલી બિલાડી આતસ જોઇને દૂર નહાસે છે. તેમ એકવાર તેને ગરમ દુધ પીવા આપી દઝાડી બીહવાડી એટલે તે ભડકી જવીજ જોઇએ. તેમ ભડકીને તે દુધ જોઇને નહાસે છે. રાયર ગુસ્સે તો થયો પણ તેનાલીની યુક્તિ જાણી ખુશી પણ થયો.

## રાયરનાં પ્રમાણિકપણાંની કસોટી!

એક દિવસે તેનાલી બેઠો બેઠો વિચાર કરે છે કે રાયર સાહેબની પ્રમાણિક નિષ્ટાની કસોટી કરવી જોઇએ. તેમ ઠરાવ કરી તે એક દિવસે ગમગીન ચેહેરે દરબારમાં આવ્યો. તેને તેમ જોઇ રાયરે પુછ્યું કે તેનાલી-

ભાઇ, આજે તારો થોબડો કેમ ચઢેલો દેખાય છે? શું તને કાંઇ જોઇયે છે, જોઇતું હોય તો માંગી લે, તેનાલીરામ ધીરે રહીને બોલ્યો કે, સાહેબ જ્યોતિષીઓ પાસે મારી જન્મોત્રી દેખાડી, તેઓ મને ધાસ્તી આપે છે કે એકાદ બે મહીનામાં મારૂં મોત છે. હું મરવા ભાગી બીહતો નથી પણ મારા કુટુંબનું શું થશે, કાં કે મારી પાછળ તેમનું પોષણ કરનાર કોઇ નથી. રાયર હિમ્મત આપી બોલ્યો કે ભાઈ તું ફીકર કરતો ના, હું તારી પછી તારાં કુટુંબને તારા કરતાં દશ ગણી સારી રીતે પાળીશ, એ કાંઇ મોટી વિસાત નથી. એ પછી રાયર આ પ્રમાણિક નિષ્ટાથી બોલે છે કે કેમ તેની સખત પરિક્ષા લેવાનો તેનાલીએ ઠરાવ કીધો. તેનાલી માંદો ને માંદો ચાલતો હોય તેવા ઢોંગ કરવા લાગ્યો, અને દિન ઉગે નબળો થઇ ગયો. તે દરમ્યાન તેણે સઘળું ઝરઝવેરાત, વાસણકુસણ, કિમતી કપડાંચપડાં સમેટી લઈ એક પેટીમાં ભરી સલામત જગાએ મુકયાં, અને તેજ પેટીમાં તે પોતે પણ છુપાઇ બેઠો, અને બુમ ઉડાવી કે તેનાલીરામ ગુજરી ગયો છે. તેનાલીરામનાં મરણની ખબર જ્યારે રાયરને પડી ત્યારે તેણે તેને ઘરે સિપાઇઓ મોકલી ત્યાંથી તેની ઘરેણાની પેટી ઉપડાવી મંગાવી, એમ ધારીને કે તેમાં તેણે પુષ્કળ નાણું જમાવ કરી સંઘરેલું હોવું જોઇએ. સિપાઇઓ પેટી ઉપાડી લાવ્યા, અને તે ઉઘાડી જોવાને રાયરજીનો જીવ તલપાપડ થઇ રહ્યો. તુરતજ તેણે તાળાં તોડીને ઉઘડાવી, તો ભડાક દેતો કે તેનાલીરામ માંહેથી કુદી પડયો! રાયરની તો અજાયબીનો પાર નહીં રહ્યો. તે બોલ્યો કે બધા તુંને તો મરી ગયો એમ જણાવવા લાગ્યા હતા! હા, સાહેબ, તમારા ઉપર મારો ભરૂસો કેમ આવે? તમેજ મારા કુટુમ્બને પાળવા પોષવા વચન આપેલું તેજ કે? આ રીતેજ તમે પાળશો કે? તે જાણવાને માટેજ મેં આ તદબીર લગાવી છે અને તેમાં તમારી દયાનત કેવી છે તે જણાઈ આવી છે. રાયર આ જોઇ તથા સાંભળી બહુ ખસ્યાણો પડી ગયો, અને કશું ચું કે ચાં કરી શકયો નહીં. આ રીતે તેનાલીએ રાજાની પણ ખુબ કસોટી કરી નાંખી.

## જાતનો હજામ તે કાંઈ બ્રાહ્મણ થાય ખરો કે?

એક દિવસે પરોઢીયે, રાજાજીનો માનીતો હજામ, રાજાની દહાડી બોડવા

ગયો; પણ તે વેળા રાજાજી તો હજુ પોઢેલા હોવાથી હજામ વિચારમાં ઉભો હતો કે હવે કેમ કરવું? રાજા સુતેલો હતો તેને જગાડવા વગરજ સફાઇથી માલમ નહીં પડે એવી રીતે દહાડી બોડી હજામ તો ચાલતો થયો. રાજાજી ઉંઘમાંથી ઉઠી દાઢી પસવારે છે તો દાઢી તો સફાઇદાર છોલી કાઢેલી જોઇ આશ્ચર્ય પામ્યા. આવી રીતે સફાઇદાર દાઢી છોલવાથી ખુશી થઇ રાજાએ હજામને ઇનામ આપવાનો ઈરાદો કહી તેને બોલાવી મંગાવ્યો. હજામ હાજર થતાંજ રાજાએ પુછ્યું કે બોલ તુંને શું જોઇએ છે? જાતે હજામજ એટલે તેની બુદ્ધિ કેટલી હદે દોડે, માંગી માંગીને શું માંગ્યું? તેણે માંગ્યું કે, સાહેબ, મને બ્રાહ્મણ બનાવો અને બ્રાહ્મણોની ન્યાતમાં દાખલ કરવાનો બ્રાહ્મણોને હોકમ કરો. રાજાએ તે જોઇ કેટલાક બ્રાહ્મણોને બોલાવી તાકીદ કરી કે, છ મહીનામાં જો તમો આ હજામને વટતી ક્રિયા કર્મ કરીને તમારી ન્યાતમાં નહીં લેશો તો હું તમારી સઘળી માલમતા તથા સરકાર તરફથી બક્ષીસ મળેલી જમીનો વગેરે જપત કરીશ. બ્રાહ્મણો આ સાંભળી બહુ દીલગીર થઈ ગયા. પણ રાજાજીનો હોકમ થયો એટલે કરવું કેમ? તે હોકમને તુરત તો માથે ચઢાવી, હજામને બ્રાહ્મણ કરવાની કબુલાત આપી ચાલતા થયા. તેઓ હજામને સાથે લઈ ચાલ્યા. તેને બ્રાહ્મણ બનાવવાની ક્રિયાઓ ચાલી. દિવસમાં ત્રણવાર તેને નાહવાની ફરજ પાડી, પવિત્ર આતશ સન્મુખ બલિદાન ધરાવવા ફરમાવ્યું, સવાર સાંજ પ્રાર્થના કરવા હોકમ કીધો અને વખત બે વખત પવિત્ર મંત્રો જપવા ફરમાવ્યું. છ મહીના થયા એટલે રાયર બ્રાહ્મણોના મોહલામાં ફેરી ફરી તપાસવા લાગ્યો કે હજામને હવે દાખલ કીધો કે કેમ તેની તપાસ લેઇ જોવી. બ્રાહ્મણોએ જ્યારે એ વાત જાણી એટલે ચિંતામાં પડયા અને એનો કાંઈ પણ તોડ કહાડી આપવાને તેનાલીરામ પાસે ગયા. તેનાલીએ સઘળી હકીકત સાંભળી લઇ બ્રાહ્મણોને ધીરજ આપી કે તમારે કશી વાતે ગભરાવું નહી, હું તમોને આ પિડામાંથી સલામત ઉગારી લઇશ. તે પછી તે એક કાળા રંગનો કુતરો લઇ આવ્યો; અને ગળામાં દોરડું નાંખી તેને પેલા બ્રાહ્મણોના મોહલામાં આવેલા તળાવમાં લઇ ગયો. ત્યાં એક ખાડો ખોદી દેવતા સળગાવ્યો. ચાર બ્રાહ્મણોને તેની આસપાસ બેસાડી ચોક્કસ

ક્રિયાઓ અને ભણતર કરવા માંડયું. કુતરાને પાણીમાં ઝબકોલી કહાડયો. કુતરાએ તો બાપડાએ ભસીભસીને મોહલો ગજાવ્યો, પણ તેની કશી દરકાર નહીં કરતાં તેને ઘડીકમાં પાણીમાં ઝપકોરવામાં આવતો તો ઘડીકમાં આતશ આગળ હાજર કરવામાં આવતો, જે સઘળો વખત કુતરો બાપડો અકળાઇને એટલો ભસતો કે બધો મોહલો ગાજી રહેતો. આ પ્રમાણે ક્રિયા ચાલતી હતી તેટલામાં રાયર સાહેબ ત્યાં સરેસ્તાની ફેરી ફ્રરી હજામને બ્રાહ્મણની ન્યાતમાં લેવામાં આવ્યો કે નહીં તે તપાસવા આવ્યા. ત્યાં આગળ આ કુતરાનો બનાવ જોઇ આશ્ચર્ય પામ્યા, અને તેનાલીરામ જે આ ક્રિયાને મોખરે હતો તેને સવાલ કીધો કે, આ બાપડાં પ્રાણીને શા માટે આમ હેરાન કરો છો? તેનાલીએ જવાબ દીધો કે આ કુતરો કાળો છે તેને ધોળો કરવા માટે આ સઘળું કરવામાં આવે છે! રાયર સાહેબ, આ સાંભળી અજાયબ થયા, અને તેનાલીને કહેવા લાગ્યા કે તું તો દીવાનો થયો છે, કાળો તે વળી કંઇ ધોળો થતો હશે? એવી નહી બને તેવી જંજાળથી હાથ ઉઠાવ. તેનાલીએ જોયું કે હવે રાયર સાહેબ છટકામાં આવ્યા, એટલે બોલ્યો. બેઅદબી માફ છે સાહેબ, જો એક હજામડો બ્રાહ્મણ થતો હોય તો કાળો કુતરો ધોળો કેમ નહી થાય? રાયરે જોયું કે આ બદમાસે તેને ખુબ સપડાવ્યો છે; હજામને બ્રાહ્મણ બનાવવાના મારા હોકમની આણે ઠીક ટકોર બનાવી છે, એટલે તે હોકમ પડતો મુકી તેઓ તો ગુપચુપ પોતાના મકાને ચાલતા થયા. બ્રાહ્મણો આ બનાવ જોઇ ખુબ ખુશીમાં આવી ગયા, અને નાચવા કુદવા લાગ્યા અને તેનાલીરામની જય ઇચ્છી દુવા માંગી.

## "અષ્ટમ પષ્ટમ ગોંઠાળા સોંઠાળા શાસ્ત્ર વ. ગોળા ગબડાવક ગપાષ્ટકો ગર્ભભ્રંટક મહાગ્રન્થ" ભણ્યા છો કે?

વિદ્યાસાગર નામનો એક શાસ્ત્રનિપુણ મહાસમર્થ વિદ્વાન આસામી રાયર સાહેબની દરબારમાં આવી ચઢયો. તેનું આ ઓચિંતું આગમન જાણીને

દરબારના તમામ વિદ્વાનોમાં ધાસ્તી પેઠી, કેમકે તેઓ જાણુતા હતા કે વિદ્યાસાગર બહુ કુશળ શાસ્ત્રજ્ઞ છે, અને તેના હજુર અમે સઘળા કશી વીસાતમાં નથી, અને કોઈ પણ તકરારમાં તેની બરાબરી કરી શકે એવો રાયરની દરબારમાં છે નહીં. તો તે કાંઈ વાદવિવાદમાં ઉતરશે તો અમારૂં મીઠું જણાઇ આવશે, અને રાયર સાહેબ તેમના તરફ અપ્રિતિ કરી રૂખસદ આપી દેશે. આ ચિન્તામાંથી કેમ છુટા થવું તેનો કશો રસ્તો તેઓને સુઝે નહીં; એટલે અંતે તેઓ તેનાલીભાઈ આગળ ગયા અને પોતાની સઘળી હકીકત તેના હજુર રજુ કરી તેમને બચાવી લેવાની કાંઇ પણ તદબીર રચવાની તેને અરજ કરી. તેનાલીરામનું ટીચકું ઉંચું ચઢ્યું, છતાં તેઓનો ગર્વ તોડી પોતાથી ડમેલા રાખવાને તેણે એક યુક્તિ શોધી કહાડી. તેઓને ધીરજ આપી કે, મહાશાસ્ત્રીજીઓ, તમારે એ બાબતથી નિર્ભય રહેવું. હવે થયું એમ કે વિદ્વાન વિદ્યાસાગર દરબારના વિદ્વાનો સાથે વાદવિવાદ કરવા તૈયાર થઇ એક દિવસે દરબારમાં આવ્યો. બધી દરબાર બીરાજી છે અને તેનાલીરામ પણ, ઝાડનાં મોટાં પાંદડાંઓને કાપીકુપી પુસ્તકના આકારમાં ગોઠવી, કપડાંમાં લપેટી તેને ભેંસોને બાંધવાના કામમાં આવતી દોરી બાંધી બંડલ બનાવી સાથે લાવી બીરાજમાન થયો હતો. દરબાર બેઠા પછી વિદ્યાસાગરને કુદરતીજ ઉત્કંઠા થયાથી તેણે તેનાલીરામને સવાલ કર્યો કે, બાઇ આ ગ્રન્થ શું છે? તેનાલીરામે ડોકું ઉંચું કરી ભારે વિદ્વાન હોવાનો ડોળ ઘાલી જવાબ આપ્યો કે મહેરબાન, આ ગ્રન્થ "અષ્ટમ પષ્ટમ ગોંટાળા સોંટાળા શાસ્ત્ર વ. ગોળા ગબડાવક ગપાષ્ટક ગભ છાંટક મહાગ્રન્થ" છે. તે ગ્રન્થ તો તમારા કંઠે હશે. વિદ્યાસાગર તો આ વિચિત્ર નામ સાંભળીને ડઘાઇજ ગયો, અને બોલ્યો કે, હમે તો શાસ્ત્રીય ગ્રન્થોનાં કાંઇ હજારો પોથાં ઉઠલાવી નાંખ્યાં છે, પણ આવું શાસ્ત્ર તો કદી દીઠું નથી, કે તેનું નામ સુદ્ધાં સાંભળ્યું નથી. તેનાલીરામ આ જવાબથી જાણે બહુ અચરત પામ્યો હોય તેવું ડોળ કરી બોલ્યો, તમો મહા સમર્થ વિદ્વાન, સેંકડો ગ્રન્થો ભણી ચુકેલા ને આ ગ્રન્થ તમે જોયો પણ નથી એ મહા આશ્ચર્યની વાત લાગે છે! તમે શું કદી એ ગ્રન્થનું નામ સાંભળ્યું પણ નથી? વિદ્યાસાગર લગાર ઝંખવાણો પડયો, અને બોલ્યો કે હું એનો ખુલાસો આપતી

કાલે કરીશ. એટલું બોલતોજ કે, પોતે લાવેલું ગ્રન્થોનું બોચકું ઉપાડી પોતાના ઉતારાના મકાને ચાલ્યો ગયો. મકાને જઇ વિચારમાં પડયો કે મેં મારી આખી જીન્દગીમાં આવા ગ્રન્થનું નામ વટીક સાંભળ્યું નથી તો તેમાં શું બન્યું છે તે તો શેની ખબર પડે? માટે આપણે અહીં આવ્યા તો વાદવિવાદમાં પાણી દેખાડી ઇનામ લેવાને, પણ અહીં તો શું પણ અહીં પડી રહેવાનું પણ શોભા ભરેલું નથી. કદાચ વિવાદમાં હાર્યા તો જન્મનું નામ-કીર્તી ગુમાવવી પડશે. એમ વિચાર કરી રાજાની પણ રજા લીધા વગર કે કોઇને મલ્યા ભેટયા વિનાજ વિદ્યાસાગરભાઇ તો ત્યાંથી ખસ્તી માપી ગયા. જ્યારે બધા શાસ્ત્રીજીઓને તથા ખુદ રાયરને તે વાતની ખબર પડી ત્યારે તેણે તેનાલીને બોલવ્યો અને પુછ્યું કે વિદ્યાસાગર શા કારણે ચાલ્યો ગયો? તે સાંભળી તેનાલી બોલ્યો, મહારાજ મારાં આ ગ્રન્થનું નામ દેતાંજ તે સાંભળીને તે ભડકયો અને પલાયન કરી ગયો. રાયરે તે બાંધેલું બોચકું છોડાવી જોયું તો અંદરથી તો ખરેખર અષ્ટમ પષ્ટમ-ને ગોટાળો જેવું નીકળ્યું. તે જોઇ સર્વ કોઇ ખડખડ હસી પડયા.

## મરતી માની છેલ્લી ઘડીની ઇચ્છા-તેનાલીએ તે કેમ બજાવી?

રાયર સાહેબનાં માતુશ્રી મરવા પડયાં ત્યારે છેલ્લી ઘડીએ તેમને પાકી કેરી ખાવાનો શોખ થઇ આવ્યો. તે પુરો કરવાને કેરી લેવા માણસો બજારમાં દોડયા, તેટલામાં તો ડોશીમા તો ધબાયનમઃ થઇ ગયાં, એટલે કેરી તો જ્યાંની ત્યાં રહી ગઇ. રાયરનો જીવ આથી બહુ મુંઝાયો કે મારી મા મરતી વખતે કેરી, કેરીની ઝંખણા કરી તે ખાધા વગર મરી ગયાં માટે એનો કાંઇ તોડ કહાડવો જોઇએ. તેણે ગામના બ્રાહ્મણોને બોલાવી તેમના આગળ આ સઘળી બીના રજુ કરી, માતુશ્રી કેરીની ઝંખણા કરી તે ખાધા વગર મરી ગયાં માટે એનો કાંઇ તોડ કહાડવો જોઇએ. માતુશ્રી કેરીની ઝંખણા કરી કેરી ખાધા વગર ચાલી ગયાં માટે તેમના આત્માને શી રીતે શાંતિ આપવી, તે પૂછ્યું. બ્રાહ્મણો કયાં કાચા હતા. તેઓએ ગંભીર ચેહેરે ખુલાસો કર્યો કે, માતુશ્રીની વરસીને ટાંકણે સોનાની બનાવેલી કેરીઓ બ્રાહ્મણોને દક્ષણામાં આપવી, જેથી

તેમના આત્માને શાંતિ મળશે. રાયરે તો તે ફરમાન માથે ચઢાવ્યું, અને તેમને ખોટ પણ શી હતી? તુરત બ્રાહ્મણોની ગણત્રી કરી તેટલી સોનાની કેરી બનાવવાનો હોકમ કાહાડયો, અને બ્રાહ્મણોના ફરમાન પ્રમાણે એકેકી કેરી તેમને દક્ષણામાં આપી. તેનાલીરામની જાણમાં આ વાત આવતાંજ તેનું પાકી આવ્યું અને તેણે તે સઘળા બ્રાહ્મણોને બનાવી કહાડવાનો પ્રપંચ રચ્યો. સોનાની કેરી લઇ ગયલા સઘળા બ્રાહ્મણોને તેણે એક દિવસે પોતાને ઘરે બોલાવ્યા અને કહ્યું કે આજે મારી માની વરસી છે માટે તેની ક્રિયા કરવી છે. બધા બ્રાહ્મણોને પંક્તિએ બેસાડી તપાવેલા તવેઠા વડે દરેકને બબ્બે દાહામ દીધા. આ જોઇ સઘળા ખુબ ગુસ્સે થયા અને રાયર પાસે ફરિયાદ ગયા. રાયરે ફરિયાદ સાંભળી તેનાલીરામને બોલાવી મંગાવ્યો, અને આ તીખલ કરી બાપડા ગરીબ બ્રાહ્મણોને દુઃખ દેવાનું કારણ પુછ્યું. તેનાલીરામ ઠાવકું મોહો કરી બોલ્યો કે, મહારાજ, મારી મા મરતી વેળા છેલ્લી ઘડીએ હાથે પગે આંકરાં આવવાથી હેરાન થતી હતી, તે મટાડવા તેણીને દાહમ દેવાની તાકીદ કરવામાં આવી હતી. પણ દાહમને માટેની સઘળી સામગ્રી તૈયાર થાય તેટલામાં તે ડોશી ધબાયનમઃ થઇ ગઈ. એટલે તેના આત્માની શાંતિ માટે મેં આ કામ કર્યું છે. આ સાંભળી આખી દરબાર ખડખડ હસી પડી. બાપડા બ્રાહ્મણોઆ વીહીલે મોહોડે ચાલ્યા ગયા.

## ચોરોનાં નાક કાન કાપ્યાં? લખોટા રમનાર છોકરો ન્યાયાધીશ થયો-રમણભાઈની વાતો.

છોલા નામનાં શહેરમાં ચાર ચોરોની ટોળી ધુમ મચાવતી અને લોકોને પુષ્કળ ત્રાસ આપતી હતી. તેઓ એક વેળા છોલામાં એક ઘરડી ડોશીના ઘરમાં જમવા ખાવાને કારણે રહેલા હતા. એક વેળા તેઓ કોઇ ઠેકાણેથી સજ્જડ હાથ મારી લાવ્યા. તેને એક મજબુત દાબડામાં ભરી તેને બંધબસ્ત કીધો, અને ઉપર મોહોર વગેરે મારી મજબુત બંધ કીધો. તે દાબડો તે પછી તેઓએ તે ડોશીને રાખવા આપ્યો, અને ડોશીને તાકીદ કીધી કે હમો ચારે જણ સામટા આવીને ભેગી માંગણી કરીએ ત્યારેજ તે અમોને

પાછો સોંપવો, ત્યાં લગણુ બાહાર કાહાડવો નહી. લુટી લાવેલા તમામ દર-દાગીના તેઓએ તે દાબડામાં ભરી છાંડેલા હતા, અને ભાગ કરી વહેંચી લે તે પહેલાં કોઇ બીજી તરફ ઉતરી પડવાનો લાગ મલ્યાથી તેઓએ આ જુક્તિ કરી. એક દિવસે સવારના પોહોરમાં તે ચારે જણુ ઘરથી થોડેક દુર એક લાકડાંના ઢગલા ઉપર બેસીને ગપ્પા મારતા હતા, તેવામાં એક દુધ વેચનારો ત્યાંથી પસાર થતો જણાયો, અને તેથી દુધ પીવાનો તેમને શોખ થઇ આવ્યો. પણ તેમના પાસે તે માટે કાંઈ વાસણુ ન હતું; એટલે તેઓએ પોતાનામાંના એક જણુને એકાદ કટોરો લઇ આવવાને પેલી ડોશી આગળ મોકલ્યો. તે જનારો તેઓમાં સર્વથી નાની વયનો હતો, પણુ નાનો ચબરાક અને ચોરનો ભાઇ ઘંટીચોર જેવો હતો; એટલે તેણે પેલો દાબડો ઉપાડી જવાની તદબીર લગાવી. ડોશીના ઘરમાં પેસતાંજ તેણે તેણીને કહ્યું કે મારાં સોબતીઓએ પેલો દાબડો તમને રાખવા આપ્યો છે તે તેઓ માંગે છે. ડોશીએ આનાકાની કીધી કે ચારે જણુ સામટા આવી માંગણી કરે તો દાબડો આપવાની સમજુતી થયલી છે. પેલો ચોર સમજ્યો કે ડોશી પાકી છે. એટલે ઠાવકું મોં કરી તે બોલ્યો; હા, હું તે જાણું છું, માટે બધા સામા બેઠેલા છે તેમને હાંક મારી પુછી જો. ડોશીએ તેમ કીધું અને પૂછયું કે વાસણુ જોઇએ ખરૂં કે? તેઓ સમજ્યા કે આપણે દુધ પીવા માટે કટોરો મંગાવ્યો છે, તેને માટે ડોશી પુછતી હશે એમ સમજીને તેઓએ આપવા હા પાડી. એટલે ડોશીએ તે દાબડો કહાડી આપ્યો. તે લઇને પેલા ચોરનો ભાઇ ઘંટીચોર ઘરને પાછલે રસ્તે પોબારા કરી ગયો. પેલા બીજા ત્રણે જણુ વાટજ જોય છે કે, આપણો ભાઇબંધ કટોરો લેવ. ગયો છે તે હજુ કેમ પાછો નહી આવ્યો? ઘણી રાહ જોઇ થાકયા એટલે તેઓ સામટા ઘર આવ્યા. ઘરમાં શું બનાવ બની ચુકયો તે જ્યારે ડોશીએ પેલાઓને જણાવ્યું એટલે તેઓ હરણુફાર થઇ ગયા, તેઓએ ડોશીને ખુલ્લું ફરમાવેલું હતું કે, હમો ચારે જણા ભેગા થઇને આવી માંગ્યે ત્યારેજ

ડબ્બો સ્વાધીન કરવો, પણ ડોશીએ તો આ એકજ જણની માંગણી ઉપ-રથી ડબ્બો કહાડી આપ્યો એટલે તેઓએ તો બાપડી ડોશીને ધમકાવી કહાડી અને તેના પાસે ડબ્બાની માંગણી કીધી. ડોશી ડબ્બો ક્યાંથી આપે? એટલે તેઓ ત્યાંના ન્યાયાધીશ હજુર લઈ ગયા. ત્યાં બધી કેફીયત રજુ કરવામાં આવી ત્યારે ન્યાયાધીશે તો ડોશીને તકસીરવાર ઠરાવી ચોરોના લાભમાં હોકમ કીધો. ડોશી તે સાંભળી રડતી કકળતી અને કપાળ કુટતી પાછી ફરતી અને ન્યાયાધીશનાં અન્યાયી ચુકાદા માટે બખાળા કાઢતી હતી. બનાવ એવો બન્યો કે માર્ગમાં કેટલાક છોકરાઓ લખોટા રમતા હતા. તેમાંના રમણ નામના એક છોકરાએ શું બન્યું છે તે ડોશીને પૂછ્યું; અને ડોશીએ બધી હકીકત સંભળાવી; એટલે તે પણ ચુકાદાથી નારાજ થયો, અને બોલવા લાગ્યો કે, "મારો લખોટો જેમ ઝપાટામાં ધારેલે ઠેકાણે જઇ પડયો છે તેમજ કુદરતના ફટકા આ અન્યાયી ન્યાયાધીશનાં માથાં ઉપર પડજો." આ તેના શબ્દો સરકારી હલકારાઓ જેઓ તે વખતે ત્યાંથી પસાર થતા હતા તેઓએ સાંભળ્યા, અને તે શબ્દો અપમાન ભરેલા હોવાથી તેઓ તે છોકરાને રાજા હજુર ખેંચી ગયા. રમણભાઇ, કશી દેહશત વગર રાજા હજુર ઉભા. સઘળી હકીકત રાજા હજુર રજુ કરવામાં આવી, એટલે તેણે રમણને કહ્યું કે, છોકરા, સમજ કે તું ન્યાયાધીશ છે, અને તું ગેર-ઇનસાફ નહી થાય એવો ન્યાય કરીશ ખરો કે? રમણે હા પાડી, અને તુરત ન્યાય તોલવાનું કામ આરંભ્યું. તે એક ઉંચા સ્થાને બીરાજ્યો; અને બેઉ પક્ષકારોને બોલાવી મંગાવી તેમની જુદી જુબાની નોંધી લીધી. અને તે સાંભળી તેણે કશી પણ આંચકી કે શંકા વગર ચુકાદો આપ્યો કે, વાદી-ઓની શરત એવી હતી કે ચારે જણ સામટા થઇને આવે ત્યારેજ ડોશીએ પોતાને રાખવા આપેલો ડબ્બો સ્વાધીન કરવો, પણ તેઓ ત્રણ જણની ટોળી થઇને તે માંગવા આવ્યા છે, એટલે વાદીઓનો દાવો ચાલી શકે નહી. રમણની આ ચાલાકી અને હુશિઆરી જોઈ રાજા તો દીગ્મુઢ થઈ ગયો. અને એટલો ખુશી થયો કે રમણને મોટી બક્ષીસોથી નવાજ્યો અને તેને

"મરીઆડા રમણુ" એટલે "મરતબાવાળો રમણુ" એવું નામ આપ્યું; એટલુંજ નહી પણ તેને પોતાના રાજ્યમાં ન્યાયાધીશની જગા આપી, જે સ્વીકારીને પછી તેણે ઘણા ગુંચવણ ભરેલા મુકદમાઓ સાંભળી ખરૂં ખોટું શોધી કહાડી ચુકાદા આપવા માંડયા, એટલે રમણુભાઇ તો ખુબ પંકાઇ ગયા.

## ખરો ખુની કોણ? એક મુશ્કેલીનો તોડ.

મરીયાદા રમણુના પિતાએ જ્યારે રમણુને મોટે ઓધ્ધે ચઢેલો જાણ્યો ત્યારે તે નાખુશ થયો. તે એમ વિચારવા લાગ્યો કે ન્યાયાધીશનું કામ કાંઇ લખોટા રમવા જેવું સહેલું નથી; ઢગલે ઢોલ જુઠાણામાંથી સત્ય શોધી કહાડવાનું કાંઈ સહેલ નથી, અને ઘણીક વેળા મોટા કાબેલ ન્યાયશાસ્ત્રીઓને પણ તે કામ મુશ્કેલ થઈ પડે છે. આથી તેણે પોતાના દીકરાને આ ઓદ્ધો છોડી દેવાને ઘણો સમજાવ્યો અને કહ્યું કે, અન્યાયી ચુકાદો આપવાનું કામ ભયંકર ગુન્હા ભરેલું છે. રમણુભાઇ પિતાની સમજુતી કબુલ રાખે તેવા હતા નહીં. તેણે પોતાના પિતાને ધીરજ આપી કે ગમે તેવા મુશ્કેલ કેસોમાં ખરૂં ખોટું શું છે તે પારખવાની કુદરતે મારામાં અજાયબ શક્તિ મુકી છે, અને કુદરત ઉપર ભરૂસો મુકી કામ લેવાથી હું ગુન્હા કરતો લેખાઇશ નહી. આ પ્રમાણે તેના પિતાજીએ તેના ઠરાવમાં મકકમ જોઇને તેને તેના નસીબ ઉપર છોડયો અને પોતે ખોટા કજીયા લડનારાઓમાં કકલાટ પેદા થાય તે તેના જાણવામાં કે સાંભળવામાંજ નહીં આવે એવા હેતુથી બહાર ભટકવાનો રસ્તો લીધો. પોતાનો તે ઇરાદો તેણે પોતાના દિકરાને જણાવવાના અખાડાજ કીધા. રાતની વખતે તે ઘર છોડી નીકળી આવ્યો અને પડોસનાં એક ગામમાં જઇ લાગ્યો, અને એક ઘર જોઈ તેના ઓટલા ઉપર પડયો. ઘરનો ધણી તે દિવસે ઘરમાં નહતો. બનાવ એવો બન્યો કે, તે ઘરધણીને બે બાયડીયો હતી અને તેમાંની નાનીને એક છોકરૂં થયું હતું, અને તેની ચાલ બહુ અનીતિમાન હતી. તે મધરાતે જાગી ઉઠી અને જુએ છે તો છોકરૂં તેમજ પેલી તેની શોક પણ ભર ઉંઘમાં હતાં; એટલે લાગ જોઇ બારણું ઉઘાડયું અને એક ત્રાહીત માણુસને અંદર દાખલ કીધો જે તેણી જોડે આડો વ્યવહાર રાખતો

હતો. તેના જોડે ભુંડું કરમ કરતી હતી તેવામાં એકાએક પેલું બચ્ચું જાગી ઉઠી રડવા લાગ્યું. આ જોઇને પેલી કુલટા સ્ત્રી ગભરાઈ કે રખેને બચ્ચાંની ગરબડથી ઘરનાં બીજા માણુસો જાગી ઉઠે અને તેનું પાપ સઘળું ઉઘાડું પડે, એટલે કમબખતે બાળકનું ગળું દાબી મારી નાખ્યું. પોતાનું પાપી કર્મ કરી પેલાને ઘરમાંથી બહાર કહાડયો, અને તે પછી તે કુલટા રડવા લાગી કે શોકે મારા બચ્ચાંને મારી નાખ્યું છે. આ ખટપટનો વરઘોડો રમણભાઇ આગળ આવ્યો, અને તેનો પિતા જે પણ ત્યાં રાત્રે ઓટલે પડયો હતો ત પણ ત્યાં ગુપચુપ આવી ઉભો હતો. તે આખી રાત જાગતો પડયો હતો અને ઘરમાં શું ચમત્કાર થયો તે નજરે જોયું હતું, એટલે તેનો દીકરો કેવી રીતનો ઇન્સાફ કરે છે તે જાણવાને તે ઇંતેજાર બન્યો હતો. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે આ ગુંચવાયલાં કોકડાનો જો તે બરાબર ઇન્સાફ કરી શકે અને ખરૂં ખોટું શોધી કહાડવામાં ફત્તેહ પામે ત્યારે તો ખાતરીથી કહી શકાય કે આગળ ચાલતાં તે એક શુદ્ધ માણુસ નીવડશે. હકીકત સાંભળવા પછી રમણ ખરેખર ખુન કોણે કીધું તેનું તોલ કરવાને લગાર ગુંચવાયો તો ખરો. એક જ્યારે તે વાંક બીજી ઉપર મુકે ત્યારે બીજી તેનો સાફ ઇન્કાર કરે. બીનગુનેહગાર શોકે જાહેર કીધું કે આ બનાવ મેં નજરો નજર જોયો છે; પણ તે માટે મારા પાસે કોઇ સાક્ષી નથી. જ્યારે નાની સાવ તેનો ઇન્કાર કરતી. રમણે મનમાં કુદરતની મદદ માંગી. તેણે એક તોડ કહાડયો કે; બંનેએ તદ્દન નગ્ન અવસ્થામાં આ મંડલીની આજુબાજુ ત્રણ આંટા ફરવા, અને તેમ કરતાં પોતાની વિતક વાત બોલતાં જવી. નાની સ્ત્રી, જે ખરેખરી ગુન્હેગાર હતી તે તો એ સાંભળી તૈયાર થઇ, પણ મોટી જે બીનગુન્હેગાર હતી, તેણે તો શરમની મારી ના પાડી કે મારો જીવ જાય તો ભલે, પણ આ પ્રમાણે ભર મીજલસની હજુરમાં બેશરમી ભરેલો દેખાવ કરવાથી હું તો ખાક રહીશ, તેથી તેમ કરવાની ના પાડી. તે બોલી કે તેમ કરવા કરતાં અપરાધ માથે વ્હોરી લેવાને હું તૈયાર છું. રમણ આથી તુરત પામી ગયો કે બીજી એટલે નાની સ્ત્રીજ ગુન્હેગાર છે. એમ જાણી તેણે દાબીને કેટલાક સવાલ એવા પુછયા કે તેણીને તેનો ગુન્હો કબુલ કરવાની ફરજ પડી; અને

એ પ્રમાણે તેણીને ફાંસી ચઢાવવાનો હોકમ નીકળ્યો.

આ ચુકાદો સાંભળી રમણુનો પિતા જે ત્યાં છુપો ઉભો હતો તે, પોતાના દીકરાની આ ચાલાકી જોઇ બહુજ ખુશી થઇ ગયો, અને તુરત તેણે ઓળખાઇ નહીં આવે તે માટે જે છુપો પોશાક પહેરેલો હતો તે કહાડી નાખ્યો. તે પુત્રને ગળે બાઝી પડયો અને બોલ્યો કે, રાજાએ તને જે ઓધ્ધે બેસાડયો છે તેને તું જરાએ જરા લાયક છે. અને હવે તે માટે પુરેપુરી ખાત્રી થઇ ચુકી છે. તુરત તેણે ઉઘાડા પડી જણાવ્યું કે, આ બાબતનો હું પોતે નજરે જોનાર સાક્ષી છું, અને પોતે તે બનાવ કેમ જોયો હતો તે સઘળી હકીકત ત્યાં કહી સંભળાવી; એટલે કોઇના દિલમાં કશો વસવસો રહેવા પામ્યો નહીં અને રમણુની મોટી હુશિયારીની અને ચાલાકીની ત્યાં વાહવાહ બોલાઈ.

## કપાસના વેપારીઓની પાળેલી બિલાડી.

ચાર જણાઓ ભાગીદારીમાં કપાસની ગાંસડીનો વેપાર કરતા હતા. કપાસને ગોડાઉનમાં ભરેલો હતો, ત્યાં ઉંદર બહુજ નુકસાન કરતા હોવાથી, તેઓએ એક બિલાડી પાળી ગોડાઉનમાં રાખી. દરેક જણે બિલાડીનો એકેક પગ વહેંચી લીધો અને તે પોતપોતાને ફાલે આવેલા પગમાં તેને તરેહવાર દાગીના ઘાલ્યા. એક દિવસે બાપડી બિલાડીના એક પગને કાંઇ સજ્જડ લાગ્યું. બીજે દિવસે તે પગવાળા માલેકે તેને તેના જખમ ઉપર મલમપટો કરી પાટા પુટી બાંધી: બિલાડી કુદતી કુદતી સગડી આગળ આવી એટલે સગડીમાં પગ પડતાં પાટા બાંધેલો પગ સળગી ઉઠયો, અને તેની બળતરા નહીં ખમાવાથી તે ગમે તેમ ભુસ્કા મારવા લાગી. એથી બન્યું એમ કે સઘળી ગાંસડીઓ સળગી ગઇ અને ગોડાઉનમાં મોટી આગ લાગી, અને આખું ગોડાઉન ગાંસડીઓ સાથે બળી ભસ્મ થઇ ગયું. આથી, બળેલા પગના માલેક સામે બેલા ત્રણુ ભાગીદારોએ નુકશાનીની ફરિયાદી માંડી, એમ જણાવીને કે તે પગને લીધેજ આ સઘળું નુકશાન થવા પામ્યું છે. આ ખટલો મેરીબાડા રમણુ હજુર આવ્યો. તેણે સઘળી હકીકત જાણી લઈ વિચાર્યું કે આમાં બળેલા પગના માલેકનો કશો કસુર નથી; કેમકે તેણે જાણી જોઇને આ કામ કરેલું

નહતું, અને તેથી દાવો ખોટો ઠરાવ્યો. તેણે સામું એમ ચુકવ્યું કે જેટલું નુકશાન થયું છે તેનો ચોથો હીસ્સો ત્રણે ભાગીયાઓએ બળેલા પગવાળા માલેકને આપવો, કેમકે બળેલા પગે આગ સળગી ખરી, પણ સાજા પગોથી બિલાડીએ કુદાકુદી કરી નહતે તો આટલું નુકશાન થવા પામતે નહીં. માટે નુકશાની માટે ખરા જોખમદાર તે સાજા પગો છે, અને તે સાજા પગના માલેકોએ સામી નુકશાનીનો ચતુર્થાંસ ભાગ, બળેલા પગવાળા માલેકને ભરી આપવો. આ ચુકાદાથી સર્વ કોઈ હેરત પામ્યા અને રમણની હુશિયારીની તારીફ કરવા લાગ્યા.

## ગુમાયલાં મોતી કેમ મળ્યાં!

એક ચોક્કસ ધનાઢ્ય વેપારી પાસે દરેક હજાર હજાર રૂપિયાની કીમતનાં બે આબદાર મોતી હતાં. એક વેળા એવું બન્યું કે તે વેપારીને કાંઇ કારણસર બાહાર મુસાફરીએ જવાની ફરજ પડી. તેણે વિચાર્યું કે આ અમુલ્ય મોતી સાથે મારે મુસાફરી જવું એ મોતનો સોદો છે; તેથી તેણે લાંબો વિચાર કરી તે પોતાના એક વિશ્વાસુ પાડોશીને સાચવવા આપ્યાં અને કહ્યું કે, હું સફરેથી આવીને એ પાછા લઇશ. પાડોશીએ મોટી ખુશીથી તે લીધાં. પેલો વેપારી થોડા સમયે સફરેથી પાછો ફર્યો એટલે તેણે પાડોશી પાસે મોતી માંગ્યાં. પાડોશીની દયાનત બગડી એટલે તેણે સાફ ના પાડી કે મોતી શું ને વાત શી? હું કશું જાણતો નથી. જો મને આપેલાંજ હોય તો તેના સાક્ષી ગુવાહી લાવ. વેપારી બાપડો ફીકરમાં પડયો. જ્યારે ગયો ત્યારે વિશ્વાસ ઉપર તે સોંપેલા એટલે સાક્ષી શેના અને ગુવાહી શેના ? તેણે મેરીઆડા રમણ હજુર ફરિઆદ કરી. રમણે બંને પક્ષને રૂબરૂ બોલાવી તેમની હકીકત સાંભળી લીધી, અને તે દરમ્યાન બંનેની વર્તણુક તપાસી લીધી, અને તે ઉપરથી અનુમાન બાંધ્યું કે વાદી વેપારીનો દાવો ખરો લાગે છે, પણ વધારે ખાત્રી કરવાને પોતાનો ચુકાદો મુલતવી રાખ્યો. પ્રતિવાદીની ગેરહાજરીમાં વાદીને તેડી તેણે તે મોતીનો દેખાવ, તેનાં કદ વિગેરેની માહીતી મેળવી લીધી, અને તેજ કદ અને તેવાજ દેખાવના

૯૮ મોતી તેણે મેળવ્યાં અને તે એક દોરીમાં પરોવ્યાં. પ્રતિવાદીને બોલાવી તે મોતી એકાદ મજબુત દોરીમાં પરોવી લાવવાનું કામ સોંપ્યું અને જણાવ્યું કે મને તારા પ્રમાણિકપણા ઉપર પુરતો વિશ્વાસ છે, માટે મારાં આ ૧૦૦ મોતીનો ઝુમખો નવી દોરીમાં પરોવી લાવજે. પ્રતિવાદી આથી ફુલાઇ ગયો કે, ન્યાયાધીશ સાહેબને મારા ઉપર પુર ભરૂસો છે માટે આ કામ હાવકેપણે બજાવી આપવું. પણ ત્યાં તે મોતી કેટલાં છે તે ગણી જોવાની તસ્દી લીધી નહી. ઘેરે જઇ તે મોતી ગણુવા બેઠો તો ૧૦૦ ને બદલે ૯૮ મોતી નીકલ્યાં. તે વિચારમાં પડયો કે ન્યાયાધીશે તેને ૧૦૦ મોતી આપ્યાં અને આ તો બે ઓછાં થયાં! તે વિમાસણુમાં પડયો કે કદાપિ રસ્તામાં કંઠે બે મોતી પડી ગયાં હશે. અને જો તે ઓછાં પાછાં લઇ જઇશ તો કદાચ મારાં પ્રમાણિકપણા વિષે શક લાવી વેપારીનો દાવો મજબુત કરી આપશે, એટલે શંકાશિલ થઈ પેલાં વેપારીનાં તફડાવેલાં બે મોતી તેમાં ઉમેરી દીધાં, અને તેમ કરી ૧૦૦ મોતીનો હાર કરી રમણુ હજુર લઇ ગયો. રમણે તે મોતી ગણી જોયાં અને ૯૮ ને બદલે ૧૦૦ નીકળ્યાં એટલે તેનો શક મજબુત થયો, અને તેની સામા પેલા વેપારીનો દાવો મજબુત કીધો. એટલે તેનાં અપ્રમાણિકપણા માટે સજા કરી, પેલાં ગુમાયલાં મોતી તેને પાછાં સોંપ્યાં.

## લોખંડખાઉ ઉંદરો—અને માણુસખાઉ સમળીનો કિસ્સો.

એક વેળા લોખંડખાઉ ઉંદરો અને માણુસખાઉ સમળીનો કિસ્સો રમણુની કોર્ટમાં આવ્યો, અને તેની હકીકત સાંભળીને લોકોને આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. બનાવ એવો બન્યો કે, લોખંડકામના એક વેપારીને એકવાર ધંધો રોજગાર છોડીને બીજે શેહેર જવું પડયું. તે વિચારમાં પડયો કે મારો આ બધો સામાન કયાં રાખી જાઉં! તેણે પોતાના એક મિત્રને તેની રખેવાળી સોંપી, અને પાછો ફરતાંને વાર તે બધી લોખંડ કામની સામગ્રી તેના પાસેથી પાછી પોતાને સ્વાધીન લેવાની બોલી કરી. આ પ્રમાણે નિશ્ચિંત થઇ તે પોતાના કામે ગયો. થોડેક વખતે ત્યાંથી પાછો આવી તેણે તે

સામાન તે મિત્ર પાસેથી પાછો લેવાની માંગણી કરી. મિત્રે જણાવ્યું કે ભાઇ, તું ગયા પછી ગોડાઉનમાં એટલા ઉંદરો પેધા પડયા કે બધો સામાન આખો ને આખો ગરપ કરી ગયા! પેલો વેપારી આ સાંભળી હરણફાર થઇ ગયો કે વિશ્વાસુ મિત્ર આ શું બકે છે? તે તો સમજાવેલો સમજે નહી. એટલે તે ખટલો આવ્યો રમણભાઇની કોર્ટમાં. રમણભાઇએ જોયું કે જેવી યુક્તિ એ ભડાવે છે તેવીજ યુક્તિથી આપણે પણ તેને હંફાવવો. તેણે પેલા વેપારીને શીખાડયું કે તારે કશુંજ બન્યું ન હોય તેમ તેના જોડે મિત્રતા રાખવી, અને એક દિવસે તેના દીકરાને જમવા તેડવો, અને ઘરમાં સંતાડી રાખી પાછો મોકલવો નહી; અને જ્યારે લેવા આવે ત્યારે કહેવું કે છોકરાને લઇને આવતાં માર્ગમાં સમળીઓ તેને ઉપાડી ગઇ. આ પ્રમાણે અમલ કરવા તે વેપારી તૈયાર થયો. અને એક દિવસે પેલા મિત્રના છોકરાને ઘરે જમવા તેડયો. જમાડી ખવાડીને તેને પાછો મોકલવાને બદલે તેણે ઘરમાં છુપાવી રાખ્યો. જ્યારે છોકરાના બાપે તે વેપારીને ત્યાં જઇ છોકરા માટે ઉઘરાણી કરી ત્યારે વેપારી ઉદાસ થઇ બોલ્યો કે, છોકરાને પાછો લાવતાં રસ્તામાં સમળી તેના ઉપર તુટી પડી, અને તેને ઉપાડી ચાલતી થઇ. પેલો મિત્ર તો આ સાંભળી ચકિત થઇ ગયો અને રમણ આગળ દોડયો. રમણે બન્ને તરફની હકીકત હસી હસીને સાંભળી. બેઉ પારટી કેટલી જુઠી છે તે માટે ટીકા કરી કહ્યું કે આખું કોહોળું દાળમાં ડોહોવવા જેવી આ બીના છે. તેણે પેલા મિત્રને હોકમ કીધો કે લોખંડકામ વેપારીને સોંપી દેવું અને વેપારીને હોકમ કીધો કે તેના છોકરાને તેના પિતાને હવાલે કરી દેવો; નહી તો બન્નેને ખોટા સોગંદ ખાવાના વાંક માટે ઘટતી સજા કરવામાં આવશે.

## એક દુધ-દહીવાળીનાં પરાક્રમ.

દુઝણું બનાવી વેચનારી બે બાઇઓ સામસામી રહેતી હતી, અને તેમના વચ્ચે ધંધાને અર્થે તેમને આમનસામન આપ લેનો વ્યવહાર પણ હતો. તેમાંની એકના પાસે માત્ર બેજ ગાયો હતી જ્યારે બીજી પાસે લગભગ પંદરથી વીસ ગાયો હતી, અને તેનાં પ્રમાણમાં તેમને ત્યાં નાના મોટા જથામાં

દુઝણું થતું હતું. એકવાર પેલી ઘણી ગાયોવાળી બાઇને થોડાંક ઘીની જરૂર પડી એટલે તે પોતાની સામાવાળી બાઇ પાસેથી બે ચાર દિવસમાં પાછું ફેરવવાનો વાયદો કરી, તે લઈ આવી. ઘણા દિવસ થયા છતાં તેણીએ ઘી પાછું નહી ફેરવ્યાથી, પેલીને એવી કુબુદ્ધિ સુઝી કે તેણે તેના પાસેથી ઘી ઉછીકું લીધુંજ નથી, એવો સાફ ઇનકાર કીધો. અને સામી ગળે પડવા લાગી કે મારે ત્યાં આટલું બધું દુઝણું થાય અને હું તારે ત્યાં શા માટે આટલું ઘી ઉછીકું લેવા આવું? પેલી બાપડી આ જવાબ સાંભળી ગોઝીઆરી પડી અને અંતે તેણે મેરીઆડા રમણને ફરિયાદ કીધી. સાક્ષી ગુવાહીઓ તો કોઇ હતા નહી. એટલે રમણ ગુચવાડામાં પડયો. પેલી ઘણી ગાયોવાળીએ પોતાના ઇનકારના ટેકામાં જણાવ્યું જે, મારા પાસે આટલી બધી ગાયો છે અને મારે ત્યાં ઢગલાબંધ દુઝણું થાય છે તો હું શું આટલા ઘી માટે આ કંગાળ બાઇ હજુર ઘી ઉછીકું લેવા જાઉં? રમણને તેના બોલવા ઉપર શક ગયો પણ તુરત વેળા તો તે બંનેને ઘરે મોકલી, બીજે દિવસે હાજર થવા હોકમ કીધો. દરમ્યાન તેણે હોકમ કરીને કોરટના મકાનમાં આવવાના રસ્તા ઉપર એવી રીતે કાદવ કરાવ્યો કે કોઇપણ આવનારને તેમાં થઇને આવવાની ફરજ પડે. બીજે દિવસે ઠરાવ પ્રમાણે બેઉ બાઇઓ કાદવથી ખરડાયલા પગો લઇને દરબારમાં આવી. તે જોઇને રમણે બંનેને અકેકી બાલદી પાણી મંગાવી આપ્યું, અને તેના વડે પગ સાફ કરીને કોરટમાં આવવા ફરમાવ્યું. વાદી બાઇએ પગ ધોઇને સાફ સુફ કીધા અને તે છતાં બાલદીમાં થોડુંક પાણી વધ્યું. જ્યારે પ્રતિવાદણે તો પગ ધોવામાં બધું પાણી વાપરી નાખ્યું અને તે છતાં પગ ઉપર કોઇ કોઈ તરફ કાદવ વળગેલો હતો, આ ઉપરથી રમણે લંબાણ ધ્યાન દોડાવ્યું કે પ્રતિવાદણ કરકસરથી કામ લેનારી નથી, અને ઘણી ગાયવાલી હોવાથી તેણીની તકરાર વગર અર્થની લાગી. એટલે તેણે વિચાર્યું કે પ્રતિવાદણે ખરેખરજ તંગીમાં

---

કોઇને વાદી બાઇ પાસે ઘી ઉછીકું લીધેલું હોવુંજ જોઇએ. તે ઉપરથી તેણે પ્રતિવાદણને તાકીદ કરી કે, તેણીએ તુરત ઉછીકું લીધેલું ઘી વાદીને ભરપાઈ કરી આપવું. પ્રતિવાદણ આથી ફીકી પડી ગઈ અને તુરત ઉછીકું લીધેલું ઘી વાદણને પહોંચતું કીધું.

## દગો કોઇનો સગો નહી !

એક ધનવાન વેપારી એકવાર મરણપથારીએ પડયો. તેના નજદીકના સગા અને વારસમાં તેનો એક પુરો દીકરો હતો. પણ તે નાની ઉમરનો હતો. તેથી તે વેપારીએ દશ હજાર રૂપિયાની રકમ પોતાના એક મિત્રને ત્રસ્ટી તરીકે સોંપી, અને તેને અરજ કરી કે આ નાણાંની તેણે સંભાળ લેવી, અને છોકરો ઉમ્મરે આવતાં 'ગમે તે રકમ' તે છોકરાને સુપ્રદ કરવી. તેની મતલબ એ હતી કે ત્રસ્ટી તરીકે પોતાની મહેનતની તે વ્યાજબી રકમ કાપી લઇ બાકીની રકમ છોકરાને સ્વાધીન કરે. તે લવાજમ શું લેવો તે તેણે વિવેકને ખાતર જણાવ્યું ન હતું, પણ તે ત્રસ્ટીને મિત્ર માની તેની મુનસફી ઉપર છોડયું હતું. કેટલેક વખતે તે વેપારી ગુજરી ગયો. છોકરો જ્યારે ઉમ્મરે આવ્યો ત્યારે તેણે પોતાના બાપનાં નાણાંની ઉઘરાણી કરી. ત્રસ્ટીએ તો મહા કથાવટીએ ૧,૦૦૦ ની રકમ છોકરાને આપવા કહાડી અને ૯,૦૦૦ રૂપિયા પોતે સ્વાહા કરવા માંડયા અને જણાવ્યું કે મરનારે શરત એવી રાખી હતી કે "ગમે તે રકમ" આપવી. છોકરો બાપડો નીરાશ થઇ ગયો, અને અંતે તેણે રમણની હજુર ફરિયાદ કરી. સઘળી હકીકત સાંભળી લઈ રમણે વિચાર્યું કે આ બાબતમાં એક હુશિયાર માણસ જોડે કામ લેવાનું છે, એટલે વિચાર કરી ત્રસ્ટીને હોકમ કીધો કે નવ હજાર રૂપિયાની રકમ, ફરિયાદીને સ્વાધીન કરવી, કેમકે શરત પ્રમાણે તે રકમ તને ગમે છે, અને એક હજાર રૂપિયા તેણે પોતાની મહેનતના રાખવા. આ ચુકાદો શરત પ્રમાણે થયલો માની, ત્રસ્ટી સાહેબે ૯ હજાર રૂપિયા છોકરાને સુપ્રત કીધા.

## જુઠા સાક્ષીઓ કેમ છટકામાં આવ્યા ?

એક ચોકક્સ આસામી એકવાર બનારસ અને બીજા પવિત્ર સ્થળોની

જાત્રા જવા તૈયાર થયો. તેની પાસે એક બેમુલું માણેક હતું તેને ક્યાં સાચવવું તેના અંદેશામાં પડયો. જેમ તે તેને સાથે લઇ જવા નહી ભાવ્યું, તેમ તે ઘરમાં છોડી જવાનું પણ ઠીક લાગ્યું નહી. લાંબો વિચાર કરીને તેણે પોતાના એક ઓળખીતા વેપારીને ત્યાં સલામત સાચવવાને આપ્યું. નિશ્ચિંત જીવે તે કમમાં કમ ચાર વરસવેર લગભગ આખા હિંદુસ્તાનમાં ફરી વળ્યો, અને તે મુદત પછી તે પોતાને વતન પાછો ફર્યો. મુકામમાં ઠરી ઠામ થયા પછી તેણે પેલા વેપારી પાસે પોતાના માણેકની ઉઘરાણી કરી. વેપારીની દયાનત બગડી અને તેણે તેને કહ્યું કે, ભાઇ સાહેબ, તમે જાત્રા જઇ આવ્યા છતાં આ પ્રમાણે જુઠું બોલો છો, તમારૂં માણેક તમે એકવાર મારી પાસેથી લઇ ગયા અને વળી બીજીવાર ફરી માગવા આવ્યા છો તો શું શરમ નથી આવતી ? તેણે વળી કહ્યું કે આ માણેક મેં તમને પાછું આપ્યું છે તેના મારી પાસે એક નહી પણ ત્રણ સાક્ષીઓ છે. એમ કહીને, સાક્ષી તરીકે તેણે પોતાના ધોબી, હજામ અને કુંભારને શીખવી રાખ્યા. તે સઘળાઓ તેના ઉપકાર તળે દબાયલા હતા એટલે તેઓએ જુઠો પુરાવો દેવાને કબુલ કીધું હતું. પેલાએ બીજો કશો ચારો નહી જોવાથી તેણે પોતાનું માણેક મેળવવાનો દાવો મેરીઆડા રમણની દરબારમાં કીધો. તેણે પ્રતિવાદી તથા સાક્ષીઓને પોતાની હજુર બોલાવ્યા અને તેમની જુબાની નોંધી લઇ, તેણે એક તદબીર લગાવી. તેણે સઘળાઓને જુદા જુદા દૂર દૂર મથકે રાખ્યા. અને તેમને હોકમ કીધો કે તેઓએ તે માણેકના જેવો માટીનો નમુનો બનાવવો, અને તેમ કરતાં માણેકની આકૃતિ તથા કદ વગેરે મળતાં આવે તે ઉપર ધ્યાન આપવા ફરમાવ્યું. વાદી–પ્રતિવાદીએ તો તે નમુનો આબેહુબ બનાવ્યો, કેમકે તેઓએ તો તે જોયલું હતું; પણ પેલા ત્રણે સાક્ષીઓએ તો કદી તે દીઠેલુ પણ નહી, એટલે તેઓ તદ્દન ગુચવાયા અને મુઝાયા છતાં પોતાની જુબાનીને વળગી રહેવાને તેઓએ પોત પોતાની કલ્પના પ્રમાણે ઘોડા દોડાવ્યા. અને ત્રણેએ જુદા જુદા નમુના બનાવી તૈયાર કીધા. ધોબાએ તો તે એક સામાન્ય પથરો હોય તેવો બનાવ્યો. હજામે પોતાના અસ્રા ઘસવાની પથરીના આકા-

રનો ઘાટ ઘડયો. જ્યારે કુંભાર કાકાએ તો ઇંટનો ઘાટ ઘટયો. ત્રણેનાં ધ્યાન જેમાં રમી રહેલાં તેવાં તેઓએ માણેકના ઘાટ બનાવ્યા કેમકે ખરેખર તો તેઓએ માણેક જન્મમાં જોયેલું પણુ નહી. આ બધા નમુનાઓ રમણુ હજુર રજુ કરવામાં આવ્યા. વાદી-પ્રતિવાદીએ બનાવેલા નમુના તો માણેકને મળતા આવ્યા અને તે તો કુદરતીજ હતું. કેમકે તેઓએ તો તે જોયલુંજ હતું પણુ પેલા ખોટા નમુના તો એકનો કાંઇ તો બીજાનો કાંઇ, અને વળી ત્રીજાનો કાંઇ એમ જોઇ રમણે વિચાર્યું કે આ વેપારી માણેક તેના ધણીને પાછું આપ્યું છે એમ ખોટુંજ બોલે છે, અને તેણે તેના ટેકામાં આ ત્રણે સાક્ષી ઉભા કીધા છે. તેણે તુરત તે વેપારીને સખત તાકીદ કીધી કે એકદમ તે માણેક તેના ખરા માલેકને સ્વાધીન કરી દેવું. વેપારી કોર્ટમાં જુઠો પડયો, એટલે બહુ ખસિયાણો પડી ગયો. તેણે તત્કાલ તે માણેક તેના ખરા ધણીને સ્વાધીન કીધું. તે બર કોર્ટમાં જુઠો પડયો, સખત સજાને લાયક થયો; તેમજ પેલા ઉભા કરેલા સાક્ષીઓને પણુ ઘટતું શાશન આપ્યું.

## એંટ પકડતાં બેઉ બાજુથી રખડયા! તેરા તેલ ગયા ને મેરા ખેલ ગયા!

ચોક્કસ બાબતની અસંભવિત એંટ પકડતાં એક માણસને કેવી રીતે રખડપટીમાં આવવું પડયું, અને તેરા તેલ ગયા ને મેરા ખેલ ગયા જેવો મામલો થઇ પડયો તેવો એક રમુજી પણુ ધ્યાન પોહોંચાડવા જોગ બનાવ બનેલો જણુાવ-આવે છે. એક શહેરમાં એક ગૃહસ્થનો દીકરો પરણુવાનો હતો. તે ગૃહસ્થને એવોજ શોખ થયો કે વરઘોડો કહાડું તો હાથી સાથનોજ; પણુ હાથી તો હતો નહીં. શેહેરમાં એક મુસલમાનને ત્યાં હાથી પાળેલો હતો ત્યાંજ તેના કાલાવાલા કરી તે ગૃહસ્થ વરઘોડામાં ફેરવવા હાથી ભાડેથી લાવ્યો. વરઘોડો ફરવા નીકળ્યો અને તે પુરો ફરી રહ્યો નહી, તેવામાં કાંઇક સંજોગથી હાથી

ઓચિંતાં મરી ગયો, જેનું કશું કારણ જણાયું નહીં. તે લગનવાળા ગૃહસ્થે હાથીના માલેક આગળ જઇ બનેલી વાતથી તેને માહીતગાર કરી તેનો બટતો બદલો આપવાની માંગણી કીધી. મીયાભાઇ તો સમજાવેલા સમજે નહીં, તેઓ તો કહે ને એમજ કહે કે મને મારા પૈસા બૈસા કાંઈ જોઈતા નથી, મારો એવોને એવો હાથી લાવ. કેમે કરી કાંઈજ સમજુતી થઇ નહીં, ત્યારે વાત ચાલી કોર્ટમાં. મેરીઆડા રમણે પેલા હાથીના માલેકને સમજાવ્યો કે જો ભાઇ, હાથી ઓચિંતો મરી ગયો તેમાં પ્રતિવાદી શું કરી શકે? માટે વાજબી દામ લઇને સમજી જા, પણ તેઓ તો જીવતો જાગતો હાથીજ લેવાની હઠ પકડી બેઠા. રમણે જોયું કે અહીં કાંઈ તદબીર લગાવ્યા વિના છુટકો નથી. તેણે પોતાનો ચુકાદો બીજે દિવસે આપવા કહી બંનેને કહાડી મુકયા. તે પછી તેણે પ્રતિવાદીને ખાનગી રીતે બોલાવી કહ્યું કે, જો ભાઇ સાંભળ, તારે આવતી કાલે દરબારમાં હાજર થવું નહીં અને એક કામ કરવું; તારા ઘરમાંના ભાંગેલા હાંડલાંઓનો ઢગલો કરી, દરવાજા આગળ ગોઠવી મુકવાં, અને દરવાજો સેહજ ઢાંકેલો અને સેહજ ઉઘાડો રાખવો. વાદી તને દોડતો બોલાવવા આવશે તે વેળા બારણાને એકદમ હડસેલો મારતાં બધાં હાંડલાં કરરભુસ થઇ જશે. તેજ વેળા તારે ભારે બુમરાણ મચાવી મુકવું, એવું કે, સઘળા આડોશી પાડોશીઓ પણ દોડી આવે. તેમ કરી તારે મારી હજુર દાવો કરવો કે આ સઘળાં વાસણ ઘણાં કીમતી અને મારા બાપદાદાથી વારસામાં મેળવેલાં હતાં, અને તે સઘળાં ખુરદો થઇ ગયાં છે માટે મને તે ભરી આપવાં. બીજે દિવસે કોર્ટમાં વાદી—મુસલમાન હાજર થયો, પણ પ્રતિવાદી ગેરહાજર હતો. રમણે વાદીને ફરમાવ્યું કે જા જલદી, તેને તેડી લાવ. તે પ્રમાણે તે બાપડો દોડતો ગયો અને પેલાએ યુક્તિ કરી ગોઠવેલાં હાડલાં, બારણું જોસભેર ઉઘાડતાં કડુડુધુમ થઇ ગયાં. એટલે પ્રતિવાદીએ ગોઠવણ મુજબ બુમરાણ મચાવ્યું અને પેલા હાથીવાળા પાસે હાંડલાં ભરી આપવાનો તકાજો કીધો. તે દોડતોજ રમણભાઇ આગળ ગયો. રમણભાઇને બંનેના અરસપરસના બેવકુફી ભરેલા દાવાઓ સાંભળી હસવું આવ્યું, પણ મોહોડું પ્રાવકું રાખીને બંનેને હાંકી કહાડયા કે બંનેના દાવા

સામસામા ચુકી ગયા છે, ને 'તેરા તેલ ગયા ને મેરા ખેલ ગયા' જેવું થઈ રહ્યું. પેલો મુસલમાન હાથીવાળો પણ સમજી ગયો કે એંટ પકડવા ગયા તો બેઉ બાજુથી અવળો ઠોકાયો.

## જુઠું કદી ઢાંકયું રહેતું નથી !

એક દેવાદાર જુઠું બોલવા જતાં પોતાના મોહડેથીજ કેવો સપડાઈ ગયો તેનો એક જાણુવાજોગ દાખલો નોંધાયલો છે. એક ખેતીકારને એક દિવસે નાણાની ઘણી જરૂર પડી. એટલે તે એક સાહુકાર પાસે ગયો અને તેને દસ્તાવેજ લખી આપી તેના પાસે જોઇતાં નાણાં લીધાં. પાછા ભરવાનો વખત થતાં તે સાહુકાર પોતાનાં નાણાં લેવા ગયો તો ખેતીકારે તેને બીજે દિવસે ખેતરે આવી દસ્તાવેજ રજુ કરી નાણાં લઈ જવા ફરમાશ કરી. વાયદા મુજબ સાહુકાર તે દસ્તાવેજ લઇ ખેતરે ગયો. ખેડુતે, તે દસ્તાવેજ જોવાને બાહાને પોતાના હાથમાં લીધો અને ફાડી તોડી ટુકડા કરી દેવતામાં નાંખી દઇ નાશ કરી નાખ્યો. આમ જોઇ ખેડુતે, લેહણાં નાણાંનો ઇનકાર કીધો. સાહુકાર આ મામલો જોઇ ગભરાઇ ગયો. તે દોડયો કોર્ટે. રમણે બંને તરફની કેફિયત સાંભળી લઇ બંનેને બીજે દિવસે ચુકાદો આપવા કહી કહાડયા. તેઓ ગયા પછી રમણે સાહુકારને પાછો બોલાવી જાણવા માગ્યું કે જે દસ્તાવેજ ખેડુતે બાળી નાખ્યો કહે છે તે કેટલો મોટો હતો ? પેલાએ સાચે સાચું કહી દીધું કે તે એક વેહેત જેટલો ટુકડો હતો. રમણે તેને તાકીદ કરી કે આવતી કાલે જ્યારે હું તુંને સવાલ કરૂં ત્યારે તારે કહેવું કે તે કાગજ એક હાથ જેટલો મોટો હતો. એ મુજબ બીજે દિવસે બંને વાદી પ્રતિવાદી હાજર થયા. તેમની સમક્ષ રમણે સાહુકારને ધમકી આપી સવાલ કીધો કે દસ્તાવેજનો કાગજ કેટલો મોટો હતો તે ખરેખરૂં કહી દે. સાહુ-કાર બોલ્યો કે, સાહેબ તે કાગજ, એક હાથ જેટલો લાંબો હતો. પેલા દેવા-દારે તુરત બોલી દીધું કે, ના સાહેબ, તે કાગજ તો માત્ર એક વેહેત જેટલો

---

લાંબો હતો. મેરીઆડા રમણને આટલુંજ જોઇતું હતું. તે દેવાદાર તરફ ડોળા કકડાવી બોલ્યો કે જો દસ્તાવેજ કીધોજ નહતો તો તે વેહેંતભર મોટો હતો તે તેં કેમ જાણ્યું ? દેવાદારે જોયું કે આ મારાથી કાચું કપાયું અને મારા ઉપર દેવું ચોટયું. રમણે તત્કાળ તે દેવાદારને હોકમ કીધો કે સાહુકારના માંગતા રૂપિયા ભરી દેવા. જુઠું બોલવા અને સોગંદ લેવા માટે રમણે વળી તેને સજા કીધી તે જુદી.

## ચારમાં અપ્રમાણિક કોણ ?

એક શેહેરમાં એક ડોશો રહેતો હતો. તેને ચાર ચઢઉતર દીકરાઓ હતા. ડોશો મરવા પડયો ત્યારે તેણે પોતાની સ્ત્રીને પાસે બોલાવી એક ડબ્બાની ચાવી તેને આપી કહ્યું કે, ડબ્બામાં ચાર હજાર રૂપિયાના ચાર રત્ન છે, તે તારા કબજામાં રાખવાં. છોકરાઓ સલાહસંપથી તારા જોડે રહે ત્યાં સુધી તે રહેવા દેવાં; પણ જો તેમના વચ્ચે મતફેર પડે અને છુટા પડવા માંગે ત્યારે એકકું માણેક તે દરેકને આપી દેવું. સાથે રહેતા હોય તે દરમ્યાન તેમને કાંઇ જરૂર પડે ત્યારે ડબ્બો સાથે મળી ઉઘાડવો, અને તેમાંથી જોઇતું નાણું કહાડવું. ડોશો આ ફરમાન આપી મરણ પામ્યો. એક દિવસે નાના છોકરાને પૈસાની કાંઈ જરૂર પડી ત્યારે ડબ્બો ઉઘાડયો અને તેણે નાણું કહાડવાને બદલે એક માણેક તફડાવ્યું, જે હજુ તો ભેગી મીલ્કત ગણાતી હતી. માણેક ગુમ થવાથી ભાઇભાઇઓ વચ્ચે અંદર અંદર ગરબડ સરબડ ચાલી અને તેનું કશું સમાધાન તેમનાથી થયું નહી. એટલે અંતે તેઓ રમણ આગળ ગયા. તે ચારે ભાઇઓની મનની વલણ તપાસવાને ઇંતેજાર થયો, અને એક રાતે તેમને પોતાને મકાને બોલાવી તેમના હજુર નિચલી વાર્તા કીધી:—

એક દેશના રાજાની શાહજાદી પોતાના ઠરેલા ગુરૂ આગળ વિદ્યાભ્યાસ કરી પરિપૂર્ણ થઇ, એટલે ગુરૂજી હજુર હાજર થઈ તેમને પગે પડી પૂછયું કે, તમારા માટે શું દક્ષણા લાવું ? ગુરૂજી તે શાહજાદીની ખુબસુરતીથી અંજાયા, અને કાંઇક બદનજર કરવા લાગ્યા. તેઓએ તેને કહ્યું કે હું જે માંગણી કરૂં તેથી તું

ગુસ્સે નહી થાય અને જો ગુસ્સે થવા જેવું લાગે તો ક્ષમા આપે તો હું મારી માંગણી કરૂં. શાહજાદીએ આ માંગણી સ્વીકારી. તે જોઇ ગુરૂજીએ પોતાની ઇચ્છા તૃપ્ત કરવાની માંગણી કીધી. શાહજાદીએ તે માંગણીથી કશો પણ ખોફ કીધા વગર તે કબુલ રાખી, પણ જણાવ્યું કે તેના લગનના હક્કો તેના પતિ જોડે પુરા કરવાનો સમય થાય ત્યારે તે ઇચ્છા મોટી ખુશીથી તૃપ્ત કરશે. તે સમય થયો ત્યારે શાહજાદીએ, ખરાં અંતઃકરણથી ગુરૂજીએ આપેલા વચનનો ખુલાસો પોતાના પતિ હજુર કીધો તે પણ શાહજાદીનાં આવાં એકવચનીપણાથી ખુશી થયો; તેનો સ્વીકાર કીધો અને ગુરૂજીને ત્યાં જઇ પોતાનું વચન પુરો કરવાની ખુશીથી રજા આપી. ગુરૂજીને ઘરે જતાં માર્ગમાં તેને એક લુટારૂ મળ્યો અને તેણે શાહજાદીના સઘળા દાગીના ઉતરાવવા માંડ્યા. શાહજાદી તે આપવા કબુલ થઇ પણ ગુરૂજીને ત્યાંથી પાછા ફરતાં સુધી ઢીલ ખમવા માંગણી કીધી. ચોરે પણ તેણીના વચન ઉપર ભરૂસો મુકી તેણીને જવા દીધી. તે ગુરૂજી આગળ જઈ પોહોંચી અને દીનતાથી જણાવ્યું કે હું તમોને ઇચ્છા તૃપ્ત કરવાને આપેલું વચન પુરૂ કરવા આવી છું. આ વચન સાંભળી ગુરૂજી તદ્દન ચાંઇ પડી ગયા અને પોતાની બદનજર છોડી દઇ તે શાહજાદીને તેનાં એકવચની-પણા માટે સાબાશી આપી, આશીષ દઇ પગે પડી વિદાય કરી. ત્યાંથી પાછા ફરતાં પેલા ચોરને શોધી કહાડયો અને વચન પ્રમાણે પોતાના દાગીના ઉતારવા માંડયા. આ બનાવ જોઇ ચોર પણ શરમિંદો થયો, અને શાહજાદીનાં આવાં પ્રમાણિકપણા માટે તેને ધન્યવાદ આપી તમામ દાગીના સાથે તેણીને આશિષ દઇ વિદાય કરી. શાહજાદી રૂમઝુમ કરતી હસ્તી ઘરે આવી અને સઘળી વાત પોતાના પતિને કહી સંભળાવી. તેણે તે સાંભળી તે પણ પોતાની સ્ત્રીનાં આવા પ્રમાણિકપણાં અને ઇમાનદારી માટે બહુ સાબાશી આપી.

રમણ આ વાત પુરી કરી રહ્યો, અને ચારે ભાઇઓને સવાલ કીધો કે આમાં તમોને કોની વર્તણુક તારીફ લાયક લાગે છે તે કહો.

વડા ભાઇએ, ગુરૂજીની તારીફ કરી, બીજાએ શાહજાદીના પતિની, ત્રીજાએ ખુદ શાહજાદીની અને ચોથાએ ચોરની સ્તુતિ કરી.

આ સાંભળી રમણ પામી ગયો કે ચોથો–નાનો ભાઈજ આ માણેકનો ચોર હોવો જોઇએ, કાંકે તેનીજ વૃત્તિ ચોરની તરફેણમાં ખેંચાય છે. એટલે તેણે તેને ઘણાંક સવાલો આડા અવળા પુછી તેની પાસે માણેકની ચોરી કબુલ કરાવી. આ પ્રમાણે આ ચોરી પણ રમણે પકડી પાડી.

## ઘરનો ધણી હું અને બાહેર નિકળ તું!

એક ધણીધણીયાણી પોતાના શેહેરથી બીજે ગામ જવા નીકળેલાં દુરદરાજ જઇ લાગ્યાં. રસ્તામાં એક ઉંડી નદી આવતી હતી તે ઓળંગીને તેઓને જવું હતું. ધણી આગળ અને ધણીયાણી પાછળ એમ ચાલ્યાં જાય છે. તેવામાં એક ત્રીજો ત્રાહિત સખસ તેઓ ભેગો થયો. તે પણ નદી પસાર કરી બીજે ગામ જવાનો હતો. નદીમાં ઉતર્યા પછી લગાર ઉંડા પાણીમાં ઉતરતાં પોતાનાં કપડાં ભીંજાય નહીં માટે સ્ત્રીએ પોતાનાં કપડાં ઉંચાં ઉચકયાં. તેમ થતાં તેણીની જાંગ ઉપર એક મસો દીઠામાં આવ્યો. પેલા ત્રાહિત ધણીએ તે જોયો અને કાંઇક ગતકલડાં રમવાનો ઠરાવ કીધો. નદી પસાર કરી સઘળાઓ બીજા ગામ તરફ જઇ પહોંચ્યા. ત્યાં ઘરનો ધણી હું અને બાહેર નિકળ તું એ પ્રમાણે પેલા અજાણ્યા માણસે પેલી સ્ત્રીને પોતાની તરફ ખેંચવા માંડી કે એ તો મારી સ્ત્રી છે. સ્ત્રીના ખરા ધણી જોડે ત્યાં ખુબ હોંસાતોસી ચાલી. એક કહે કે મારી અને બીજો કહે કે મારી. આ ખટપટ મેરીઆડાકે રમણ આગળ આવી. બંને તરફની ફેરીયત સાંભળી તે પણ અજાયબીમાં પડયો. પેલા અજાણ્યા સખસ પાસે સાબેતી માંગતાં તેણે પેલો બેઅદબી ભરેલો પુરાવો રજુ કરવા માંડયો કે, જુઓ સ્ત્રીના ખાનગી ભાગ ઉપર અમુક જગાએ આવી જાતનો મસો છે, જોઇએ તો બાઇને કપડાં કહાડવાનો હોકમ કરી તપાસી જુઓ. પેલા ખરા ધણી પાસે પુરાવો માંગતા તે પોતાનાં શેહેરથી બાહાર હોવાને લીધે કોઇ સાક્ષી પુરાવા રજુ કરી શકયો નહી. પેલા ઠગારાએ પણ તેવીજ તકરાર રજુ કીધી. આ ઠગારાની બેઅદબ માંગણીથી

રમણને ઘણો ત્રાસ છુટયો, અને તેના મનમાં શક ઉપજયો કે તે ઠગારો હોવા વગર આવી બેઅદબ માંગણી કરે નહી. તેણે તો સરકારી ફાંસીગરને બોલાવી તેને ઠહરાવી પેલા બંને તરફ મોઢા ફેરવી ઉભો કીધો કે આ કંગાળ બેઅદબ માણુસ જે આ સ્ત્રીની પાકદામન ઉપર બદગુમાન કરે છે તેનું ડોકું તત્કાળ છટકાવી નાખ. આ સાંભળી પેલો ખરેખર ઠગારો શખસ તો ધ્રુજવા પડયો કે આ તો લેને ગઇ પુત તો ખોહી આઇ ખસમ તેમ, પરાઈ સ્ત્રી હરણ કરવા જતાં જીવથી જવાનો સોદો થયો. તેનું મોહ ફીકું મારી ગયું, અને તે પોતાનાં ખભાંઓ ઉંચાં નીચાં કરવા પડયો. આ જોઇ રમણ ચેતી ગયો કે આ માણુસ ગુન્હેગાર ધુતારો છે. તે ઠગારો પોતેજ તુરત ન્યાયાધીશ અગળ લાંબો થઇ પગે પડયો અને હાથ જોડી માફી માંગવા લાગ્યો. પેલી સ્ત્રીને તેના હક્કદાર ધણીને સોંપી અને ઠગારાને શીક્ષાએ પોહોંચાડયો. એટલે "ઘરનો ધણી હું અને બાહર નીકલ તું" એવો ભાગ ભજવવા જતાં ઠોકર ખાઇને બેસવાનો સમય આવ્યો.

## ઘરડાંઓની શિખામણુ ઉપર ધ્યાન આપવાની જરૂર.

ઘણીકવેળા જુવાન માણુસો ઘરડાં–ડોશાંઓની શીખામણુ કે સલાહ ઉપર જુવાનીના મદમાં તણાઇને બીલકુલ ગણુકારતા નથી, અને તેથી તેનાં કેવાં વિપરિત પરિણામો આવે છે તેની એક વાત બાહેર આવેલી છે. એક જુવાન ખેડુત પોતાના ગામ બહારની કન્યા પરણી લાવ્યો હતો જે ગામ તેના ગામથી કેટલેક છેટે આવેલું હતું. બાઇ થોડોક વખત સાસરે રહી પછી પીહેર ગઇ હશે અને ઘણા દિવસ થયા પણ પાછી નહી ફરવાથી ધણી તેને તેડવા ગયો. જમાઇજીએ સાસરા ઘરની પરોણાગત ચાખી લઇ બૈરીને પોતાની જોડે મોકલવા આમંત્રણ કર્યું. સાસુ સસરા અલબત પોતાની દીકરીને તેના ધણી જોડે મોકલવાને કબુલ તો થયા પણ જે દિવસે જમાઇજી ઉઠાંગરી કરવા માંગતા હતા તે દિવસે 'વદ નોમ' હતી એટલે તેઓએ બીજે દિવસ જવાની સૂચના કીધી. કુટુંબના પુરોહિતે પણ નોમને દિવસે કન્યાને સાસરે વળાવવાની ના પાડી; છતાં જમાઇજી તો સમજાવેલા સમજ્યા

નહી, અને ઉતાવળમાંજ પડયા. તેઓએ ઘરડાંઓની શીખામણુ અને જોશીઓનાં શુભ–અશુભ મુહુર્તોની પરવાહ કરી નહી, અને તેજ દિવસે ચાલી નીકળ્યા. જમાઇની બોહોંસ આગળ સાસુ-સસરાનું કશું ચાલ્યું નહીં એટલે તેઓએ પણુ ના પાડી નહી. જમાઇજી ધણીઆણીને લઇને નીકળ્યા તો ખરા, પણુ રસ્તામાં તેમણે કેમ છકર ખાધી તે જોઇએ. થોડેક ચાલ્યા પછી ધણીજને ઝાડે જવાની હાજત થઇ એટલે ધણીઆણીને એક સારી જગ્યાએ ઝાડની ઘટા હેઠળ બેસાડી પોતે ઝાડે ફરવા ગયા. હજુ તો તેઓ ખલાસ થઇ પાછા ફરે તેટલામાં તેના ધણીનાજ ઘાટઘટમ અને દેખાવનો અને તેવાજ કદ અને રંગનો એક ભામતો શખસ બાઇ હજુર ખડો થયો. બાઈ બાપડી તેને પોતાનો ધણી સમજી તેના જોડે ચાલવા લાગી. પેલો ખરો ધણી ઝાડેથી પરવારી આવી જુએ છે તો પોતાની સ્ત્રી કોઇ પરપુરૂષ જોડે ચાલી જાય છે, એટલે તેણે પોકાર મારી તેમને અટકાવ્યાં, અને તેમને પકડી પાડી પેલા ત્રાહીત સખસ જોડે બાથ ભીડવા માંડી. બન્ને વચ્ચે ખેંચતાણુ ચાલી. એક કહે કે મારી સ્ત્રી છે; અને બીજો કહે કે મારી સ્ત્રી છે. સ્ત્રી બાપડી તો બંને પુરૂષોને તદ્દન એક મળતા જોઇ ગુચવણુમાં પડી કે મારો ખરો ધણી કયો? અંતે તેઓ ન્યાય કરાવવા રમણુ હજુર આવ્યા. બંનેની હકીકત સાંભળી રમણે સ્ત્રીને પૂછયું કે તારો ખરો ધણી કોણુ? તો તે બાપડી બન્નેને એક સરખી જોઈ ગુચવાડામાં પડી, અને આ મુશ્કેલીમાંથી કહાડવાને સામી ન્યાયાધીશને આગ્રહ કરવા લાગી. મેરીઆડા રમણુ પણુ વિચારમાં પડયો, અને આ મુશ્કેલી ટાળવાને ઇશ્વરની સ્તુતી કરી. તેણે બંનેને તે દિવસે ઘરે વિદાય કીધાં અને બીજે દિવસે ન્યાય કરવા કબુલાત આપી. તેમની ગેરહાજરીમાં રમણે એક કુઝો તૈયાર કરાવ્યો, જેની ડોક એટલી સાંકડી કરાવી કે એક હાથનો અંગુઠો પણુ અંદર જઇ ન શકે. બીજે દિવસે બન્ને પક્ષ કોર્ટમાં આવ્યા. તેણે પેલો કુઝો હાજર કરી જણાવ્યું કે તમારા બન્ને સખસોમાંથી જેનો હાથ આ કુઝામાં જઇ શકે અને તે પાછો કુઝાને કાંઇપણુ નુકશાન પહોંચાડયા વગર બહાર કહાડી શકશે તેની તરફેણુમાં હું મારો ચુકાદો આપીશ. આ તદ્દન અશકય પ્રયોગ જાણી પેલા

ખરા હક્દાર ધણીએ તો પોતાનો નીસાસો નાખ્યો કે, છતી સ્ત્રીએ રાંડીરાંડ બનવાનો વખત આવ્યો છે. પણ પેલો ત્રાહીત શખસ જે જાતે અમર કાયા ધરાવતો હતો અને તરેહવાર ચમત્કાર કરી બતાવવાને શક્તિવાન હતો, તે તો પેલા કુઝાની ડોકમાં હાથ ઘાલી સલામત પાછો કાહાડવાને શક્તિવાન થયો. આ ઉપરથી મેરીઆડા રમણની ખાત્રી થઈ કે આ કોઇ ચમત્કારી માણુસ છે. અને તેણે આ ચમત્કાર પ્રયોગ કરી બતાવ્યો છે. તેને તુરત નમન કીધું અને તે ઉપરથી તે પુરૂષે કબુલ કીધું કે હું જોગી પુરૂષ છું, અને આ તકરાર કરી આ બાઇના ખરા ધણીને ધડો લેવાની હીંમત કરી છે કે ઘરડાં અને વડાંઓની સલાહ અને શિખામણને માન આપતાં શીખવું જોઇએ છે. તેણે તે સ્ત્રીને તેના ખરા ધણીને સ્વાધીન કીધી. મેરીઆડા રમણને આ ભેદ આ રીતે ખુલ્લો કરવા માટે વાપરેલી તદબીરના તે સાધુએ વખાણ કીધા અને તેને આશિષ દઇ ત્યાંથી વિદાયગીરી લીધી. અને આ પ્રમાણે આ ગુચવણ ભરેલા કેસનું શુભ છેવટ આવ્યું.

## પરાયું સોનું કાન તોડે!

એક ભુખરીબારસને એક દિવસે લગનમાં જવું હતું, એટલે પોતાના એક મિત્ર પાસે એક સોનાની વીંટી પેહેરવા માંગી લાવી આંગળીએ લટકાવી. લગન પસાર થઈ ગયાં, દિવસ ઉપર દિવસ ચાલ્યા ગયા, પણ ભાઇ તો વીંટી પાછી ફેરવેજ નહી, અને ખુશાલ આંગળીએ લટકાવી ફર્યા કરે. વીંટીવાળા માણુસને આ જોઇ ગભરામણ છુટી અને તેણે પોતાની વીંટીની ઉઘરાણી કરી, તો ભુખરીબારસ તો સામા ગળે પડયા કે વીંટી શું ને વાત શું? ગળે પડવા આવ્યો છે કે કેમ? આ સાંભળતાં ખરા માલેકના પેટમાં તો કુતરાં દોડે કે આ તો ન ધારેલાં ફિસાણમાં ફસાયા! ન મળે સાક્ષી કે નહી કાંઈ પુરાવા, જે હોય તે ખરૂં! તે તો ઇશ્વર ઉપર આધાર રાખી કોરટમાં ગયો. જડજ સાહેબે બંને તરફની હકીકત જાણી લઇ એક ટચ કહાડનારને બોલાવ્યો. અને તેને હોકમ કીધો કે વીંટીનું બરાબર વજન કરવું અને તેની કીંમત આંકી લાવવી. આ હોકમ જાહેરમાં કીધો, પણ અંદરથી છુપી રીતે તે ટચ કહાડનારને તાકીદ કીધી કે ટચ કહાડતાં

વીંટીને ખુબ ઓખવવી. અને સોનાને પણ ઓછી કીંમતનું જણાવી કીંમત બહુ ઓછી આંકવી. પેલા બન્ને દાવાદારોને હોકમ કીધો કે, ટચ કહાડનાર પોતાનું કામ કરે ત્યારે તેની આગળ હાજર થવું, તેમજ ત્યાં શું બનાવ બને છે તે નજરોનજર જોવાને એક છુપા શિપાઇને પણ હોકમ કીધો. ટચ કહાડનાર વીંટી લઇ જઇ કસોટી ઉપર ઘસવા બેઠો, અને પેલાઓના દેખતાં પુષ્કળ ઘસી નાંખી ઘણું સોનું ઓખવી કાહાડયું અને વીંટીની કસોટી કરી તેનું વજન કરી, તેની આંકણી બહુજ ઓછી કરી નાખી. આ જોઇ પેલો વીંટીનો માલેક તો માથેમાથાં ફોડીને રોવા પડયો અને બોલ્યો કે, કયાં મારી કમબખ્તી લાગી કે મેં આ માણસને વીંટી પેહેરવા આપવાની ભલાઈ કીધી. પણ પેલો ભુખરીબારસ જે ખોટો દાવો કરતો હતો તેને મન તો વીંટી ઓછી થઇ તો શું! તે તો સમજે કે આપણે કયાં ખોહવા જવાનું છે, માટે મુંગે મોહોડે બધું જોયા કીધું અને ખરો ધણી માથું કુટી રડે તે જોઇ સામો ખડખડ હસે. આ સઘળી ખબર રમણભાઈ આગળ રજુ કરી તો તેણે ખરા ખોટાને પકડી કહાડયા. પેલો મુંગો ઉભો રહેનાર ખોટો છે એમ જણાવી વીંટી પેલા ખરા દાવાદારને સોંપી, અને પેલાને ઘટતી સજા કરી. કહેતી છે કે 'પરાયું સોનું કાન તોડે' તો પરાયું સોનું પચાવી પાડવા ગયા તો નકામા ખાસડાં ખાઇ આવ્યા.

## મરઘીચોર કેમ પકડાયો?

ઘણીક વેળા ચોરી કરી સાક્ષી પુરાવાની ગેરહાજરીનો લાભ લઈ, ચોરી કરનારાઓ ચોરીનો સાફ ઇનકાર કરતા અને સામા ધણીઓ ઉપર તરેહવાર આરોપ મુકવાને પણ ચુકતા નહીં, તેવા સાહુચોરોને પકડી કહાડવાને ન્યાયાધીશ રમણને પણ તરેહવાર વિચિત્ર યુક્તિઓ અને તદબીરો લગાવવી પડતી; અને ખુબી તો એ કે તે યુક્તિઓ એવી સચોટ લાગુ પડતી કે તુરત તે ચોર પોતાના હાથે સપડાઇ જવા પામતો. એક મરઘીની બાબતમાં એક દિવસે એક ગામમાં બે પડોશણો ખુબ લડી પડી. બન્યું એમ કે એક પડોશણને મરઘાં પાળવાનો બારે શોખ હતો, અને રાતની વેળાએ તે સંકેલીને બધાં

મરઘાંઓને તેમને માટે બનાવેલાં પાંજરાંમાં પુરી દેતી અને સવારે તે સઘળાંને ચરી ખાવા માટે છુટાં મુકી દેતી. બાપડાં જાનવરો ચરવાને ખાતર આણીગમ પેલીગમ ભટકતાં અને તેમ કરતાં આજુબાજુના ઘરમાં પણ ઘુસતાં. એ પ્રમાણે એક મરઘી, કોઇ બીજી પાડોશણના ઘરમાં વારંવાર ઘુસ્તી અને તેમ જોઇ તે પાડોસણને એક દિવસે ખરાબ વિચાર સુઝયો. તેને લાગ્યું કે આ મરઘી મારા ઘરમાં પેસી બહુ ત્રાસ આપે છે તો એક દિવસે લાગ જોઇ તેને પકડીને છુપાછુપ તેને મારીને બીસ્મીલ્લા કરી જવી. એવો વિચાર કરી એક દિવસે મરઘી તેના ઘરમાં ભરાઇ કે તેણીએ તેને પકડી લીધી, અને તેને બીસ્મીલ્લા કરીને પકાવી કહાડી અને તે દિવસે તેના ઉપર ગુજારો ચલાવ્યો. મરઘીવાલી પાડોસણે પોતાની મરઘીને તે પડોશણના ઘરમાં ભરાતી જોઇ હતી, પણ રોજની માફક તે તેને ઘરમાંથી હાંકી કહાડશે એમ માની મુંગી બેઠી હતી. પણ તે મરઘીની તે દિવસે અજલ આવેલી, તે પાછી ફરેજ શાની? સાંજે પોતાનાં સઘળાં મરઘાંઓની ગણતરી કરતાં એક મરઘી ઓછી જણાઇ, એટલે વખતે પેલી પડોસણના ઘરમાં ભરાઇ બેઠી હશે એમ માનીને તેણીએ તેને પુછપરછ કરી. તેણે તો સાફ ના પાડી કે મરઘી શું ને વાત શું? જો કે મરઘીબાઇ તો તેના પેટમાં જઇને ઠરીઠામ પણ થઇ ગઇ હતી. બંને પડોશણને આથી ખુબ બોલાચાલી થઈ, પણ ખાનારી કંઇ કબુલ કરે? આથી મરઘીવાલીએ તો જડજ સાહેબને ફરિયાદ કીધી. બંનેએ પોતપોતાની તકરારો રજુ કીધી. અને તે જોઇને રમણભાઈ વિચારમાં પડયા કે મરઘી ગઇ છે તો ખરી, ને લેનારે કદાચ તેને બીસ્મીલ્લા પણ કરી દીધી હોવી જોઇએ, એટલે પતો મેળવવો મુશ્કેલ છે; માટે કાંઇ હીકમત લગાવ્યા શિવાય મરઘી-ચોર પકડાય તેમ નથી. વિચાર કરી તેણે બંને બાઇઓને તે વેળા રૂખસદ આપી; પણ હજુ તો તેઓ પીઠ ફેરવે તેવામાં મોટા સાદે બોલી ઉઠયો કે શું દુનિયાના

---

લોક ઠગારાં થઈ ગયાં છે! મરઘી ખાધી તો ખાધી પણ તેનાં પીછડાં પણ માથામાં ખોસ્યાં છે, તો તે સફા કરવાની પણ તસ્દી લીધી નથી. આ ભાષણ બરાબર પેલી મરઘીચોર પડોશણના સાંભળવામાં આવ્યું, એટલે તે ચોંકી કે મારા માથામાં પીછડું રહી ગયું તો નહી હોય? એમ સમજી તેણે માથું સાફ કરવાને પોતાના હાથ માથા ઉપર ચઢાવ્યા. અને બંને હાથે માથું ખજવાળવા લાગી. રમણે તે બરોબર જોયું અને તેની ખાતરી થઇ, કે મારી તદબીર ફાવી તો ખરી. પેલી મરઘીચોર શંકાશીલ થઈ કે માથામાં પીછું તો રહ્યું ન હોય; એટલે તેનું અંતઃકરણ તેને ડંખ્યું. રમણે તુરત તેઓને પાછાં બોલાવ્યા. અને પેલી મરઘીચોરને ખુબ ખખડાવી અને અંતે તેને મોઢેથી કબુલ કરાવ્યું કે મરઘી ઉપર તો તેનો ડોળો ભરાયો હતો, એટલે તેણે પોતે તેને સ્વાહા કીધી હતી. મરઘીના વ્યાજબી પૈસા પેલી મરઘીની માલેકને તેના પાસે અપાવ્યા; અને હવે પછી એવું કામ નહી કરવાની સખત તાકીદ આપી તેને છોડી. કહ્યું છે કે 'સત્યનો હમ્મેશાં જય છે.'

## જર દેખીને મુનીવર પણ ચળે!

જુઠાણું પકડવાને ન્યાયાધીશ રમણને કેવી હીકમતો કરવી પડતી તેના બીજા પણ તરેહવાર દાખલા નોંધાયલા છે. એક ગામમાં એક બ્રાહ્મણે ભીક્ષાવૃતિ કરી કરીને કાંઇ થોડા ઘણા પૈસા જમાવ કીધા હતા. તે કીધા પછી બ્રાહ્મણને વિચાર આવ્યો કે બધો જન્મારો તો ભીક્ષા માંગી પણ હવે કોઇ પવિત્ર સ્થળની યાત્રા કરી લેવું તો ઠીક. એમ વિચારી જે થોડુંક નાણું હતું તે એક પીતલના નાના ઘડામાં ભર્યું, અને તે માલમ નહી પડે તે માટે અંદર રાખ નાખી ઘડો બરાબર પેક કરી દીધો. તે ઘડો તે પોતાની સ્ત્રીને જોડે લઈ પાડોસમાંની એક કોમાટી જાતની ઓળખાતી સ્ત્રીને ઘેરે ગયો, અને કાલાવાલા કરી તે ઘડો તેણીને હવાલે આપ્યો અને વિનંતિ કરી કે હમો યાત્રા કરવા જઇએ છે તો આવીને આ ઘડો પાછો લઈશું. તો કૃપા કરી સાચવી રાખવો; એમાં માત્ર રાખ ભરેલી છે. તે સ્ત્રીએ તો ખુશીથી તે ઘડો બ્રાહ્મણ પાસેથી લીધો અને એક બાજુએ મુકી છાંડયો. પ્રસંગ એવો બન્યો કે તેણે પોતાની ન્યાતના ઘણાક લોકોને

જમવા બોલાવ્યા. તેમ કરતાં દાળ ખલાસ થઇ ગઇ એટલે પેલા કામાટી સ્ત્રી અને તેના ખાવિંદે જોયું કે બજારમાંથી દાળ ખરિદી લાવતાં વખત જશે, માટે પેલો બ્રાહ્મણ જે ઘડો આપી ગયો છે તેમાંથી હાલ તો વાપરીએ, અને પછી ધીરજથી તે ઘડો પાછો ભરી મુકાશે. એમ ઠરાવી તેઓએ તે ઘડો લાવી ઉઘાડયો તો અજાયબી વચ્ચે દાળ ભેગા અંદરથી તો ચકચકિત રૂપિયાનો ઢગલો નિકળી પડયો. આ ન ધારેલી રીતે ધનનો લાભ થયલો જોઇ બંને ધણી ધણીયાણીની ખુશાલીનો પાર રહ્યો નહી. એટલે તેઓએ બધું કહાડી લીધું અને તુરત પોતાનું કામ ચલાવ્યું. અને જમણની ગરબડમાંથી પરવાર પામતાં તેઓએ પેલો ઘડો પાછો ભરી મુકયો. પણ નાણું તો ગેપ કીધું. થોડેક વખતે પેલા બ્રાહ્મણ ભાઇ યાત્રા કરી પાછા ફર્યા, અને પોતાના ઘડાની માંગણી કીધી. ઘડો તો લઇ ગયા પણ અંદરથી સીક્કા તો ગેપ! તે જોઇ તે બંને ધણીધણિયાણી હરણફાર થઈ ગયાં. તેઓ તે કામાટી આગળ ગયા અને કાકલુદી કરી ઘડામાંનું નાણું પાછું માંગ્યું. આ પ્રમાણે પાછું ફેરવે તો આમનો આસ્માન આમ ફરે, એટલે તેઓએ તો કાન ઉપર હાથ મુકયા અને સામો તકાદો કરવા લાગ્યા કે, હમે વગર હાંસલે તમારો ઘડો સાચવ્યો તેનું આ ફળ આપો છો કે? ગરજ પુરી થઇ ત્યારે નાણું ગળે પડવા આવ્યો છો? બ્રાહ્મણ બાપડો રમણ આગળ રડતો રડતો ફરિયાદ લઈ ગયો. તેણે બંને તરફની હકીકત સાંભળી લઇ વિચાર્યું કે સાક્ષી પુરાવાની ગેરહાજરીને લીધે જુઠું પકડવાને એક મજબુત હીકમત કરવી પડશે. તેણે તુરત વેળા બંને પક્ષને રૂખસદ આપી બીજે દિવસે બોલાવ્યા. દરમ્યાન તેણે એક નેતરનાં ગુઠણકામનો રાક્ષસ બનાવ્યો, અને તેના પેટમાં એક માણસને છુપાવ્યો. આ આકૃતિને માથે ઉપાડી એક મંદિર આગળ લઇ જવાની પેલા કામાટી ધણી ધણિયાણીને રમણે હોકમ કીધો, અને પોતે સાચુંજ બોલે છે એમ તેમના પાસે પ્રતિજ્ઞા લઇ ફેરા ફરવાની તાકીદ કીધી. આ હોકમ મુજબ તેઓ ફેરા ફરવા લાગ્યા ત્યારે તેમને ધ્રુજરાં છુટવા લાગ્યા અને ધણીએ ધણિયાણીને કહ્યું કે, અફસોસ આપણી ક્યાં કમબખ્તી લાગી કે આપણને આ પ્રમાણે

ખોટા કસમ ખાવાની ફરજ પડે છે. કોણ જાણે આપણે પકડાઇ ગયા તો શી ફજેતી થશે? આ બધું પેલા રાક્ષસી આકારનાં પુતળામાં છુપાઇ રહેલો માણસ ગુપચુપ સાંભળી રહ્યો હતો. તેઓ ફેરા ફરી રહેતાંજ પેલા છુપાયલા માણસે બાહાર નીકળી આવી સાંભળેલી વાતચીત રમણ હજુર જાહેર કીધી. આ જાણી રમણે તે બંને ધણીધણિયાણી પાસે નાણું ઉચાપત કરવાની વાત કબુલ કરાવી, અને પેલા બ્રાહ્મણને તેનું નાણું અપાવ્યું, એટલુંજ નહી, પણ આ અપ્રમાણિક વર્તણુ માટે કામાટી સ્ત્રી પુરૂષને સખત શીક્ષા ફરમાવી. કહ્યું છે, કે "સત્યને સહાયક પરમેશ્વર છે.'

## આપાજી પ્રધાનવટે કેમ ચઢયો ?

વિજયાનગ્રામની ગાદીએ કૃષ્ણદેવરાય ૧૫૦૯ માં આવ્યો હતો. તે પેહેલાં તેના બાપે મદુરા, તાંબેર, ત્રીચીનોપલી અને ટીનેવલીના જીલ્લાઓ હાથ કરી પોતાની સલ્તનત સાથે જોડી દીધા હતા. રાય અને તેના પ્રધાન આપાજી વચ્ચે બહુ ધાડી મિત્રાચારી હતી. અનેક વેળા રાયજીને ઘણીક મુશ્કેલીઓમાંથી આપાજીએ બચાવી લીધાથી, રાયજીનું દીલ તેના ઉપર કુરબાન હતું. આપાજી, રાયના પ્રધાનવટાં ઉપર આવ્યા તેની જાણવાંજોગ હકીકત મશહુર છે. ઘણાક રાજદ્વારી સવાલો ઉભા થતાં, રાયજી હમેશાં પોતાનાં ખંડિયા મુલકોના રાજ્યકર્તાઓને પોતાની હજુર બોલાવી ભેગા કરતો હેતો. તે પ્રમાણે એકવાર રાયજીએ ખંડિયા રાજ્યકર્તાઓને તેડી ભેગા કર્યા હતા, જે વેળા દરેકને તે તેમનાં ગામો વગેરેની સ્થિતિ પુછી વાકેફ થતો હતો. આ વેળાના મેળાવડામાં બધા રાજ્યકર્તાઓને એકેક પછી પુછપાછ કીધા પછી, આપાજીની વારી આવી. આપાજી, રાયજીની હજુરમાં ખડો થતાંજ રાયજીએ તેને તેનું નામનીશાન પુછ્યું. તેણે જવાબ કીધો કે, મારૂં નામ આપાજી છે, અને હું મારા શેઠની વતી હાજર થયો છું. રાયજીને પોતાના તાબેદાર રાજાની જાતી ગેરહાજરીથી ઘણું દુખ લાગ્યું, છતાં લગાર ક્રોધ સમાવી આપાજીને તાકીદ કરી કે, તુરત તારા રાજકર્તાને

બોલાવી મંગાવ. આપાજીએ તે ફરમાન માથે ચઢાવી પોતાના શેઠને તેડું મોકલ્યું. પણ તે એકદમ દરબારમાં દોડી નહી આવતાં ચાર ગાઉ દૂર એક એક ગામડામાં આવી પડાવ નાખવાની ગોઠવણ કરી. દરમ્યાન રાયજી એક દિવસે ગામમાં ફરવા નીકળ્યો હતો. તે એક કસાઇની દુકાન આગળથી પસાર થતો હતો તે વેળા કસાઇ પોતાના મેંઢાને આડું અવળું નાખી તેની ખોળ ઉતારતો તેના જોવામાં આવ્યો. તે જોઇ તેણે આપાજીને કીધેલા હોકમનું ભાન થઈ આવ્યું, અને તુરત તેને તેડી તતડાવી કહાડયો, કે આ ઘડી તારા શેઠને અહી બોલાવી હાજર કર. આપાજીએ પોતાના શેઠ ઉપર સંદેશો મોકલ્યો, અને તે જેવો આવ્યો તેવોજ અરધે રસ્તેથી તેને પાછો ફેરવ્યો. આ વાતને કેટલાક દિવસ થઇ ગયા અને રાયજી પણ પોતાનો હોકમ ભુલી ગયો. એક દિવસે રાયજી લગાર લેહરમાં હતો તે વેળા તેણે આપાજીને પૂછ્યું કે, તેં તારા શેઠને બોલાવ્યો ખરો? આપાજીએ તેનો ઉતર નકારમાં આપ્યો. રાયજીએ તેમ કરવાનું કારણ પૂછ્યું, એટલે આપાજી બોલ્યો કે, મારા શેઠના જાનને કાંઇ અલવલ પોહોંચાડવામાં નહી આવે એવી કબુલાત મળે તો હું તે કારણ કહું. રાયજીએ તે કબુલ કીધું. એટલે આપાજી બોલ્યો કે, મારો શેઠ ક્યારનો આવ્યો હતો, પણ આપ તેના પ્રત્યે બહુ ખફા થયલા દીસ્યા એટલે તે આપને મોહો બતાવ્યા વગરજ જીવ લઇ પાછો ફર્યો છે. રાયજીએ જાણવા માંગ્યું કે, હું ગુસ્સે થયો છું તે તેણે કેમ જાણ્યું? સાહેબ, તમે પેલા કસાઇની દુકાને મેંઢાંની ખોલ ઉતારવાનો બનાવ જોઈ આવ્યા કે તુરત તમે તેને બોલાવવાનો હોકમ કીધો, તે ઉપરથી હું સમજ્યો કે રખે રાયજી, બાપડા મારા શેઠના પણ તેજ હાલ કરે! એમ સમજીને મેં તેને પાછો ભગાડયો. આપાજીની આ માન્યતા ખરી હતી એટલે, તે બાબતમાં તેણે જે ડાહાપણ અને દુરઅંદેશીથી કામ લીધું તે જોઇ રાયજી બહુ રાજી થયો, અને તેથી ખુશી થઇ આપાજીને પોતાનો દીવાન બનાવ્યો, તેમજ તેના શેઠને પણ આવો પાકો ઠાવકો દીવાન પોતાને ત્યાં રાખવા માટે નવાજી દીધો. આ પ્રમાણે આપાજી, નાના ઓદ્ધા ઉપરથી મોટા રાજાનો દીવાન બનવા પામ્યો.

## થુવરીયા તે ગુલાબ ક્યાંથી થાય!

એક રાત્રે આખો વખત ધોધમાર વરસાદ પડયો, પણ સવાર પડતાં લગાર ઉઘાડ આપ્યો. રાયજીને ગામમાં ફરી સઘળો દેખાવ જોવા મન થયું. તેણે આપાજીને જોડે લઇ નીકળવાનો ઠરાવ કીધો, અને આમ તેમ બધે વરસાદની લેહેરમેહેર જોતા જાય છે; તેવામાં એક ખેતરમાં એક ભરવાડ પોતાનાં ઘેટાંના ટોળાંને ચરતું છોડી, પથરા ઉપર માથું—પગ વગેરે ટેકાવી ખુશ લહેરની ઉંઘ ખેંચતો હતો, એટલે સુધી કે માથાની હેઠે ચોટલીના વાળ છુટા પડેલા તે ખુશાલ પાણીના વહેતા રેલામાં ભીંજાતા હતા. મોઢાં ઉપર બરૂઓનો બાથરો આડો કીધો હતો. ભરવાડને આવી સ્થિતિમાં જોઇ રાયજી વિસ્મય પામી આપાજીને પુછે છે કે, આ શું ચમત્કાર છે? આ માણસ જીવતો છે કે મુવેલો પડયો છે? આપાજીએ ખુલાસો કીધો કે એ માણસ જીવતો છે, પણ ખુશાલ થંડી લહેરમાં ઉંઘ કહાડે છે. રાયજીને ખુબ આશ્ચર્ય લાગ્યું કે આવી સ્થિતિમાં એક માણસ કેમ ઉંઘાઇ શકે? આપાજીએ ખુલાસો કર્યો કે દરેક માણસની રહેણીકરણી તેની પ્રકૃતિને અનુસરતી હોય છે. માટે આશ્ચર્ય થવા જેવું કશું નથી. રાયજી આપાજીના આ કથનની સત્યતા તપાસવાને તે ભરવાડને જગાડી પોતાના મહેલમાં સાથે લઇ ગયો. ત્યાં તેને સારાં વસ્ત્ર, સારૂં ખાવાનું વગેરે આપી ખુબ આનંદમાં રાખવા માંડયો. એટલે તે જાતે તો લઠપઠ હતો, તે તદ્દન નાજુક થઇ ગયો. હવે રાયજીએ એક દિવસે તેની તપાસ લેવા તદબીર રચી. તેના ઘરથી તે દરબાર સુધીના રસ્તા ઉપર કાચાં કેળાંની છાલો નખાવી, રસ્તાને તદ્દન ચીકટ બનાવ્યો. પેલા ભરવાડને તેને ઘરથી દરબારમાં આવતાં તે છાલના ઢગલા ઉપરથી પસાર થઇને આવવું પડયું. એટલે તબીયતની નાજુકાઇને કારણે તેને તુરત શરદી લાગુ પડી ગઇ. સળેખમ થઇ આવ્યો, અને તે કારણે સજ્જડ તાપ પણ ચડયો. આ ઉપરથી આપાજીએ જણાવેલી કુદર-

તની બલીહારીની રાયજીને ખાતરી થઇ કે 'થુવરીઆ કદી ગુલાબ થાયજ નહી.' તુરતજ તે ભરવાડને દરબારના વૈદ હજુર મોકલી ઓસડવેસડ કરાવી સાજો કીધો અને પછી તેને પાછો ઘરે મોકલ્યો, કે જા બાઇ, તું ભરવાડ તે કાંઇ રાજબીજ થવાનો હતો!

## પ્યાર આંધળો છે!

એક દિવસે સાંજે રાયજી, પ્રધાન આપાજી સાથે ગામમાં લટાર મારે છે તેવામાં રાયજીની નજર એક કદરૂપા દેખાવની સ્ત્રી ઉપર પડી. તે ઉપરથી રાયજીએ આશ્ચર્ય પામી આપાજીને પુછ્યું કે દુનિયામાં કોઇ એવો પણ પુરૂષ હશે કે જે આ સ્ત્રી સાથે પ્યાર કરે? આપાજીએ હસીને જવાબ દીધો કે,મહેરબાન એનો પણ કોઇ ચાહનારો આશક હોવોજ જોઇએ. રાયજીનાં ધ્યાનમાં તે વાત ઉતરી નહી. પ્રત્યક્ષ પ્રમાણુ બતાવી આપવાની કબુલાત આપી બંને જણુ આગળ ચાલ્યા જાય છે, તેવામાં તેમની નજર ભપકાદાર પોશાક સજેલા એક પુરૂષ ઉપર પડી. તેના હાથમાં પાન, સોપારી હતાં આપાજીની નજર તેના ઉપર પડી. પેલા માણુસે આગળ આવી મોહલ્લામાં નાકા ઉપર આવેલી એક ગટર તરફ નજર કરી કોઇ નહી જોય તેમ તેમાંથી પાણી લઇ પાન ઉપર લગાડવાનો ચુનો પલાળ્યો. આ જોઇ આપાજી બોલ્યો, શેઠજી, જે માણુસની આપણે શોધમાં છીએ તે આ માણુસ છે. જુઓ. રાયજીના ધ્યાનમાં તે વાત હજુ બરાબર ઉતરી નહી, કે આવો સુઘડ પોશાકવાળો માણુસ આ કામ કરે નહી. એમ બોલતા તેઓ બંને તે માણુસની પુઠે ગયા. તેમ કરતાં તે એક સ્ત્રીના ઘરમાં ઘુસ્યો. ઘરમાં જઇ પેલી સ્ત્રી જે ઠાઠડી ઉપર બેઠી હતી તેની પાસે બેસી ગયો, અને તેના પાસામા બેસી પેલાં ગટરમાના પાણીમાં પલાળેલાં પાનની પટી તેને ખાવા આપી, અને તે સ્ત્રી જોડે પ્યાર કરવા લાગ્યો. આ બનાવ જોઇ રાયજીને, આપાજીનું કથન સાચું લાગ્યું, અને તેની આવી તિવ્ર બુદ્ધિ માટે રાયજીએ તેને શાબાશી આપી.

## સૂર્ય ઉપર ધુળ ફેંકવાનો પ્રયત્ન.

આપાજી, રાયજીના અમલમાં ખુબ પ્રકાશવા માંડયો, તે જોઈ રાયજીની સ્ત્રીને બહુ ઇર્ષા ઉત્પન્ન થવા લાગી, અને પોતાના એક બુઠાબુજી સગાની

હીમાયત કરવા લાગી. રાયજી આગળ તે પોતાના તે સગાને માટે બહુ ભલામણ કરવા લાગી, પણ રાયજીના ધ્યાનમાં તે વાત ઉતરી નહીં. છતાં એક દિવસ વાત કરવાની કબુલાત આપી તેણીને થંડી પાડી. એક દિવસે રાયજી સાહેબ પોતાના ખાનગી દીવાનખાનામાં નાનાં ભુલકાંઓ જોડે રમતગમત કરતા હતા. તે વેળાએ એક નાના લાડકવાયા પુત્રે, આપાજીના દીલ પર થુંકી તેમને પોતાના નાનકડા પગની લાત મારી. બીજી સવારે રાયજીએ પેલા બુઠાભુજી સગાને બોલાવી મંગાવ્યો, અને તેને પ્રશ્ન કર્યો કે એક માણસ કોઇ બીજા ઉપર થુંકે અને લાત મારે તેને શું સજા કરવી? પેલા બુઠાભુજીએ જવાબ આપ્યો કે તેના પગ કાપી કહાડવા; અને મોંઢામાં તપાવેલાં સીસાંનો રસ રેડવો. રાજાએ તેને જવા દીધો. અને આપાજીને બોલાવ્યો, અને એજ સવાલ તેને પૂછયો. આપાજી વિચાર કરી બોલ્યો કે આ તો છોકરાં બચ્ચાંના અડપલાંની વાત છે, એટલે તેણે હસીને ઉત્તર આપ્યો કે, લાત મારનારનાં પગમાં સોનાનાં કડાં પહેરાવવાં અને જે મોઢાંએ તે થુકયો તે મોઢાંને રાજ્યવંશી ચુંબનથી સ્વીકારી લેવું જોઇએ. રાયજી, આ જવાબમાં આપાજીનું ડાહાપણ સમજી ગયો; અને રાણીજીને તેડી બધો ખુલાસો કરી સવાલ કીધો કે તેના સગાના ફરમાવ્યા પ્રમાણે છોકરાને સજા કરવા માંગે છે કે, આપાજીના કહેવા પ્રમાણેની સજા કરવા માંગે છે? આ થુકનાર અને લાત મારનાર તો પોતાના પેટનોજ દીકરો હતો, એમ જ્યારે તેણીને ખુલાસો થયો ત્યારે તેણી સમજી કે મારો સગો, સવાલ સમજી શકયો નથી એટલે તેણે કચુબર કીધી છે; અને આપાજી સમજયો છે ત્યારે તેણે બરાબર ઉત્તર આપ્યો છે. બાઈ સાહેબ આપાજીની ઉંચ કુશળતા સમજ્યાં તો ખરાં; પણ માત્ર હઠીલાઇ કરીને બોલ્યાં કે ફરીવાર તપાસ લેવી જરૂરની છે. આ પ્રમાણે રાણીજીએ સૂર્ય ઉપર ધુળ છાંટવાની કોશેશમાં પોતાનોજ રકાશ કરાવ્યો.

## સાત અજાયબીઓ.

એક વેળા રાયજીને એવોજ તરંગ આવ્યો કે, આપાજીને કાંઇ ગુચવણ અને મુઝવણ ભરેલું કામ સોંપી તેની કસોટી કરવી. એમ વિચારી તેમણે તેને બોલાવ્યો અને હુકમ કીધો કે હું જે સાત વસ્તુઓ ભેગી કરવા તાકીદ

કરૂં છું તે મેળવી રજુ કરવી. આપાજીએ તે જાણવા માંગ્યાથી રાયજી બોલ્યો કે, ૧–વિદ્વાન મૂર્ખો, ૨–વિશ્વાસુ નોકર, ૩–ફરેસ્તા ખસલત વેશિયા, ૪–વેશિયા જેવી ઘરધણીઆણી ૫–એક વિફરેલ કુતરો, ૬–માણુસાઈ ગધેડો, અને ૭–એક ભેંસ જે તખ્તે બેસે. આ સાત નમુનાઓ બતાવ, હાજર કર અથવા તેની હસ્તી પુરવાર કર. આપાજીએ જોયું કે રાજા સાહેબે આપણા કાન પકડયા છે ખરા, પણ કામ બજાવ્યા વગર છુટકો તો નથીજ. એટલે તે સર નમાવી, સાતે અજાયબીની શોધ કરી લાવવાની કબુલાત આપી, રજા લઇ નિકળ્યો. તેની શોધમાં તે ચાલ્યો ચાલ્યો એક નજદીકના ગામમાં પેઠો. ત્યાંથી શહેરમાં આવ્યો; જ્યાં તેને એક વિદ્વાન પંડિત જોડે મુલાકાત થઇ. વાતચીત કરી આપાજીએ તેને એક હજાર સોના મોહોર આપી કહ્યું કે કૃપા કરી મારી હકીકત સાંભળવી; હું કામે જાઉં છું તે પાછો ફરતી વેળા, મલી જઇશ. ત્યાંથી નીકળેલો એક નૃત્ય કરનારી છોકરીના ઘરમાં પેઠો, અને વાતચીત કરી તેણે તેના સાથે રાત ગુજારવાની માંગણી કરી. આ છોકરીએ તે માંગણી કબુલ રાખી; પણ બદલામાં એક હજાર સોના મહોરો માંગી. આપાજીએ તે મોહોર તેણીને ગણી આપી અને રાતની વેળાએ ઘરે આવવાનો વાયદો કરી નિકળ્યો. રાતની વેળા આપાજી તેણીને ત્યાં ગયો, પણ તેણે તે છોકરીને જણાવ્યું કે હું તારા જોડે ભોગ કરી તને હું ઠાર કરીશ. તેણીએ વિચાર કીધો કે હું આ માણુસને એક રાત માટે વેચાઇ છું, અને તેના બદલામાં હજાર સોના મોહોર તેણે મને આપી છે, તો તેની મરજીમાં આવે તેમ કરવાને તે મુખત્યાર છે, એટલે આપાજીની માંગણી તેણીએ કબુલ કીધી. આપાજી રાજી થઇ બીજે દિવસે મુલાકાત લેવાની કબુલાત આપી ત્યાંથી નીકળ્યો. નીકળતી વખતે તેણીના દરવાજા આગળ બેઠેલા એક કુતરાને તે થોડીક મીઠાઇ નાંખતો ગયો. તે ત્યાંથી નીકળી રાજાના મેહેલ આગળથી પસાર થયો તે વેળા બારીએ બેઠેલી શાહજાદીની નજર તેના ઉપર પડી, અને તેને જોતાંજ તેણી તેના ઉપર આશક થઇ. તુરત તે પોતાના બાપ પાસે દોડી, અને તેને જણાવવા લાગી કે આ પસાર થતા માણુસને હું ચાહું છું; માટે મને તેના જોડે પરણાવી આપવી. રાજાએ આપાજીને તેડયો અને ગોઠવણ કરી પોતાની

દીકરીને આપાજી જોડે પરણાવી આપી. શાહજાદીના ઓરડામાં તે તેણી જોડે એકલો પડતાં જે શરત તેણે પેલી નૃત્ય કરનારી છોકરી સાથે કરી હતી તે શરત, શાહજાદી જોડે કરવા માંગી; પણ શાહજાદીને તો તે પસંદ નહીં પડી અને તેણી પોતાના બાપ એટલે રાજાની સલાહ લેવા દોડી. રાજા ગભરામણમાં પડયો અને પોતાના પ્રધાનની મસલહત લીધી. તેણે જવાબ આપ્યો કે કશી પણ તપાસ કીધા વગરજ આ બેઅદબ જમાઇને એકદમ ઠાર કરવો. રાજાએ તેમ તેને ઠાર કરવાની સજા ફરમાવી અને તેને ફાંસીગરને સ્વાધીન કીધો. ફાંસીગર આપાજીને ફાંસી દેવા ઠરાવેલી જગાએ લઇ ગયો. રસ્તે જતાં આપાજીએ ફાંસીગરને માંગણી કીધી કે મારે રાજાને મળવું છે, માટે મને એક તક આપવી. ફાંસીગર કાંઇ સમજયો નહીં અને આપાજીને તો નિર્દયપણે ઠરાવેલી જગાએ ખેંચી જવા માંડયો. હવે બન્યું એમ કે જતાં જતાં માર્ગમાં પેલા વિદ્વાન પંડિતનું ઘર આવ્યું; એટલે આપાજીએ પંડિતને બોલાવી પેલી રાખવા સોંપેલી મોહોર માંગી. પંડિતજી તો આપાજીને આવી કફોડી સ્થિતિમાં જોઇ મોહોરના અખાડાજ કરી ગયા, અને તદ્દન કાન ઉપર હાથ મેલી મોહોર પાછી આપવા ના પાડી. આપાજી ત્યાંથી પેલી નૃત્યકળા કરનારી સ્ત્રીના ઘર આગળ આવી પહોંચ્યો, જ્યાં પેલો કુતરો પણ બેઠેલો હતો. તે કુતરો તેને જોઇ ઘરમાં ધુસી, ભસીભસીને તે સ્ત્રીને બાહાર ખેંચી લાવ્યો. તેણીએ તુરત આવી વાત પુછી લીધી અને તુરત તેણીએ, આપાજીએ પોતાને આપેલી મોહોરમાંથી એકસો મોહોર તે ફાંસીગરના હાથમાં સેરવી દઈ ફાંસી દેવાનું થોભાવવાની અરજ કીધી. ફાંસીગરે તે કબુલ કીધું. તેવીજ તે સ્ત્રી રાજાની દરબારે પહોંચી ગઈ અને રાજાને વિનંતી કરી કે આપાજીને જે કહેવાનું છે તે એકવાર સાંભળી લેવાની કૃપા ફરમાવવી. રાજાએ તેની માંગણી સ્વીકારી. આપાજીને પોતાની હજુર બોલાવી, તેની હકીકત બોલવા હોકમ કીધો. તે બોલ્યો કે, મહેરબાન રાજા સાહેબ, મારા રાયજી સાહેબે સાત અજાયબીઓ મને મેળવી લાવવાને મને હોકમ કીધો હતો અને હું ખુશી છું કે આ સાતે અજાયબીઓ સામટીજ મને તમો નામવરના રાજ્યમાં મલી ગઇ છે. રાયજીનું નામ સાંભળતાંજ રાજા ચોંકયો, અને આપાજીને નીચું લગાડી રાયજીની ખફગી

ખેંચી લેવાની તેને બ્હીક લાગી એટલે તેને છોડી દઇ ખાનપાનથી નવાજી તેને તેના શહેરમાં જવા દીધો.

આપાજી ત્યાંથી મારતે ઘોડે રાયજી હજુર રજુ થઇ ગયો, અને પોતાની તમામ હકીકત માંડીને કહી, અને ઠેઠ રાજાથી તે ફાંસીગર સુદ્ધાંને બોલાવી લાવવાનો હોકમ કહેવડાવ્યો. તે સઘળાં હાજર થતાં, રાયજીએ આપાજીને ફરમાવ્યું કે સાતે અજાયબીનો ભેદ સમજાવ. આપાજી બોલ્યો:—આ માણસ વિદ્વાન પંડિત છે, પોતાની વિદ્વતા છતાં તેણે મારૂં સાચવવા આપેલું નાણું મારી જીંદગી જોખમમાં જોવા છતાં પાછી આપવાને ના પાડી આથી હું એને પોકળ પંડિત લેખું છું. આ કુતરો વેશિયા સ્ત્રીનો છે તેણે જો કે મારી સહેજ મીઠાઇ ખાધી છે, છતાં તેનો ઉપકાર વાળવાને મને જરૂરની વેળાએ મને મદદ કરી છે, એટલે તેને હું વિશ્વાસુ નોકર ગણું છું. આ બાઈ જો કે હલકો પેશો કરે છે, છતાં તેણીને ફરેસ્તા ખસલત વેશિયા ગણું છું; કેમકે તમો જોઇ શકશો કે કેવી તદબીરથી તેણીએ મારો જાન બચાવ્યો છે. પેલી રાજાની શાહજાદીને રજુ કરી તે બોલ્યો કે, આ શાહજાદી અમે તેવી સંસાર વ્યવહારમાં કુશળ હોય છતાં, પોતાના ખાવિન્દ તરીકે મારો જાન બચાવવાની તદબીર કરવાને બદલે મને મુશ્કેલીમાંજ ઉતાર્યો છે, એટલે હું તેને વેશિયા જેવી ધરધણિયાણી ગણું છું. આ ફાંસીગરને હું વિફરેલ કુતરા સમાન લેખું છું; કારણ કે તેણે મારી મીનતજારી ઉપર ધ્યાન આપવા ના પાડી પણ પેલી વેશિયા સરખી સ્ત્રીએ લાંચ આપી ત્યારે તેણે મને છુટો કર્યો. રાજાના પ્રધાનને હું માણસાઇ ગધેડા સમાન ગણું છું, કેમકે મારા વિરૂદ્ધ ફરિયાદ થતાં તેની કાંઇ પણ જોરતેજો કીધા વગરજ મને એકદમ ફાંસીએજ લટકાવી મારવાની સજા ઠોકી દીધી. અને છેલ્લો આ રાજાને તખતે બેઠેલા ગધેડા સમાન ગણું છું; કેમકે એક ફરિયાદમાં કેટલું સત્ય છે અને કેટલું જુઠાણું છે તે તપાસવા જેટલી બુદ્ધિ તેનામાં નથી. આપાજીના આ ખુલાસાથી રાયજી તેના ડહાપણ અને જ્ઞાન માટે તેની બહુજ તારીફ કરવા લાગ્યો ,અને તેને નવાજી નીહાલ કર્યો, જ્યારે બીજા બધાઓને જવા દીધા. આ પ્રમાણે રાજાના સાત સવાલોનો સચોટ જવાબો આપાજીએ આપી દીધા.

## ચાલહાલ કરતું કોહોરૂં અને ફરતી હરતી કોબીજ!

આપાજીની તિવ્ર બુદ્ધિની વાત બોહોળી પસરી ગઈ અને એટલી હદે વધી કે દિલ્લીના પાદશાહને કાને પણ પોહોંચી. બાદશાહે આપાજીની તે બુદ્ધિની વધુ પરીક્ષા કરવાનો ઠરાવ કીધો, અને રાયજી ઉપર હોકમ મોકલ્યો, કે ચાલહાલ કરતું કોહોરૂં અને ફરતી હરતી કોબીજના નમુનાઓ મોકલી આપવા. રાયજી તો ગુંચવાડામાં પડયા અને આપાજીની મસ્લહત લીધી. આપાજીએ હસીને બાદશાહનો હોકમ બજાવવાનું માથે લીધું. તેણે એક મોટું કુડું બનાવ્યું અને તેમાં તાજું નાનું કોહોરૂં લઈ તે કુંડાંમાં તેની જડ ઘાલી તેને તેમાં ઉગતું કીધું. તે પછી એક ગામડી ગાડું હાથ કરી તેમાં ખાતર–પુંજો નાખી તેમાં કોબીજનાં બીનું વાવેતર કીધું, એટલે તેમાં કોબીજ ખાસી ખીલવા લાગી. બાદશાહે આ બન્ને ચીજ એક મહીનામાં મોકલી આપવા તાકીદ કરેલી હતી, એટલે ઠરાવેલા વખતની એક અઠવાડયું આગમજ તેણે તે બન્ને ચીજ તૈયાર કરી રાયજી હજુર ખડી કરી, અને દિલ્લી મોકલી આપવાની તાકીદ કરી. રાયજીએ ચાલહાલ કરતું કોહોરૂં અને ફરતી હરતી કોબીજ બન્ને સારા પેહેરા હેઠળ દિલ્લીના બાદશાહ ઉપર રવાને કરી દીધાં. દિલ્લી જઇ પોહોંચતાં બાદશાહ જાણી ગયો કે, આ યુક્તિ આપાજીની હોવી જોઇએ એટલે તે જાણી આપાજીની તિવ્ર બુદ્ધિની તેણે પણ બહુ પ્રસંશા કીધી.

## આપાજીએ રાયજીને કેમ છોડાવ્યો? અને બાદશાહને કેમ કેદ પકડયો?

રાયજીને સત્તા અને બળમાં આગળ વધી ગયલો જાણી દિલ્લીના બાદશાહથી દેખી ખમાયું નહી. તેના સાથે ઘણીક લડાઇઓ ઉઠાવી, પણ તેમાં હાર ખાવાથી બાદશાહે કંઈ દગાફટકાથી રાયજીનો જીવ લેવાના ઉપાયો લેવા માંડયા, તો જે કે જ્યાં સુધી રાયજીનો જમણો હાથ આપાજી તેના

હજુર ખડો હતો ત્યાં સુધી બાદશાહનું કશું વળતું ન હતું. તેણે એક હજાર હથિયારબંધ ઘોડેસ્વારોને છુપા વેષથી ઘોડા વેચનાર તરીકે મોકલી આપ્યા, અને તેમને છુપી રીતે તાકીદ કરી કે ગમે તેમ કરીને રાયજીને જીવતો પકડી આણવો. આ છુપા સ્વારોએ રાયજીના શહેરને નાકે પડાવ નાખ્યો, અને પોતાને ઘોડા વેચનારા તરીકે અને ઉત્તર હિંદુસ્તાન તરફથી આવેલા જાહેર કીધા. તેઓએ રાયજીને ખબર આપી કે થોડી ઘણી ખરિદી કરી તેમને ખટાવવા. રાયજી ભોળેપણે પોતાના કેટલાક માણસો સાથે તે ઘોડાઓની તપાસ લેવા તેમની છાવણીમાં ગયો. ત્યાં તેમને જણાવ્યામાં આવ્યું કે, દરેક ઘોડો એકેક કરતાં સરસ છે, અને દરેકની કીંમત એકેક હજાર મોહોર જેટલી છે. તેઓએ રાયજીને ફરમાશ કરી કે ગમે તે ઘોડો પસંદ કરી તેના ઉપર સ્વારી કરી તેની પુરી કસોટી કરી જોવી. રાયજીએ એક ઘોડો તપાસી હાથ કીધો અને તેના ઉપર સ્વારી કીધી. તેને દોડતો છોડી મુકયો, એટલે બીજા સ્વારો પણ બીજા ઘોડાઓ ઉપર સ્વાર થઇ રાયજીની પુઠે દોડયા. ચારેક મૈલ દૂર ગયા એટલે તો સ્વારોએ રાયજીને ઘેરી લઇ પકડયા અને બંદીવાન કરી તેઓ તેમને દિલ્લી લઈ ચાલ્યા. જ્યારે આપાજીના જાણવામાં આ વાત આવી ત્યારે તે ખુબ દીલગીર થયો, અને રાયજીની મુર્ખાઇથી અને બાદશાહની ઠગાઇ પામ્યા વગર પકડાઈ જવા માટે અફસોસ કીધો; પણ હવે તેણે રાયજીને છોડવવાની તદબીર રચવા માંડી, પોતે જાણે દીવાનો હોય તેમ દીવાનાના અડપલાં કરવા માંડયાં. તેવી હાલતમાં ધક્કા ખાતાં દિલ્લી આવી પોહોંચ્યો અને ઘાંટો પાડી બોલવા લાગો કે હું તો આપાજી છું, અને રાયજીને છોડવવા આવ્યો છું. શેહેરના દરેક ભાગમાં તે દીવાના પેઠે બુમબરાડા મારતો ફરતો. જ્યારે બાદશાહે પોતે પણ તેને તેમ પોકારતો સાંભળ્યો ત્યારે તેની તપાસ લેવાને તેણે માણસો ઉભા કીધા અને તેમને ફરમાવ્યું કે રાત્રે તે કયાં વીસામો લે છે, શું હીલચાલ કરે છે તેની તપાસ રાખવી. આપાજી તો એક દીવાનાની પેઠેજ છેક મધરાત્રે સ્મશાન ભૂમીમાં ગયો. ત્યાં મુડદાંના બળતાં રહી ગયલા લાક-

ડાંના ઢગલામાંથી દેવતા લાવી, રહેલાસહેલા લાકડાના કકડા સળગાવી એક ધાડકાંમાં ચોખા નાખી તે દેવતા ઉપર રાંધવા મુકયા. આજુબાજુ તીક્ષ્ણ નજર કરતાં તેને લાગ્યું કે મારા પાછળ કાંઇક ચોકી પેહરા જેવું છે ખરૂં, એટલે તેને છેતરપિંડી કરવાને તેણે તુરત પેલું હાંલ્લું ફોડી નાખ્યું અને તેમાંના ચોખા પથ્થર ઉપર વેરી નાખ્યા, અને દીવાનાની પેઠે બરાડા મારતો સ્મશાનમાં આમતેમ દોડવા લાગ્યો. સંત્રીઓ જેઓ છુપા રહીને તેની હીલ-ચાલ તપાસતા હતા તેઓ બાદશાહ પાસે દોડી ગયા અને જે જોયું તેનો રીપોર્ટ બાદશાહને કીધો. એટલે તે સાંભળી બાદશાહની ખાતરી થઇ કે આ કોઇ ખરોજ દીવાનો માણસ હોવો જોઇએ.

દરમ્યાન આપાજીએ પોતાના શેહેરમાં બીજા અમલદારોને હોકમ મોકલ્યો કે, કીમતી હીરામોતીથી ભરીને એક બારકસને, બાદશાહનાં શેહેરની નજદીકનાં ગામે મોકલી આપવું. આપાજીની આમ કરવાની મતલબ તેઓ સમજી ગયા, એટલે તેઓએ એક બારકસ તૈયાર કરી બેમુલ હીરામોતીઓથી ભરી નાખી રવાના કીધું. તે ઠરાવ મુજબ આવી પુગતાં, તેમાંના માણસો બાદશાહની દરબારમાં હાજર થયા અને જણાવ્યું કે હમો કીમતી ઝવેરાત લાવ્યા છીએ તે તપાસવા હમારા બારકસ ઉપર હાજર થવું. બાદશાહ કબુલ થયો અને બારકસ ઉપર જઇ ઝવાહેર તપાસવા લાગ્યો. તે ઝવાહેર જોઇ બાદશાહ બહુ છક થઇ ગયો, અને તેની બહુ મોંઘી કિમ્મત આપવા માંગી. વેપારીઓએ તેના કરતાં ઘણી મોટી કિમ્મત માંગી, અને જણાવ્યું કે એ ઝહવેરાતની ખરી કિમ્મત આંકી શકે તેવો રાયજી સિવાય બીજો કોઇ નથી. બાદશાહે તે માંગણી કબુલ રાખી; અને બાદશાહ રાયજીને લઇ બારકસ ઉપર ગયો, તે પોતા જોડે બીજા પણ કેટલાક ઝવેરીઓને લેતો ગયો. આપાજી આ પ્રમાણે પોતાના પલાનમાં ફતેહમંદ થવાથી બહુ ખુશ થયો. અંતે બાદશાહ, રાયજી વગેરે બરાબર ઝવેરાત તપાસવા ગોઠવાયા કે

તુરત બારકસનું લાંગર ઉપાડી તેને જોરથી હંકારવાનો હોકમ આપાજીએ આપી દીધો. બારકસ તો ઠરાવ અને હોકમ પ્રમાણે સડસડાટ રાયજીના મુલકમાં જઈ પોંહોચ્યું. બાદશાહે જોયું કે હવે પારકા મુલકમાં અને વળી આપાજી જેવા કુનેહબાજના અમલમાં કશી ચુંચાં કરવી ઠીક નહી પડશે. મનમાં ધાર્યું કે ફસ્યા તો ખરા, પણ રાયજી બાદશાહને કુરનસ બજાવી પોતાના મેહેલે લઇ ગયો. ત્યાં ઘટતી મદારત સાથે આઠ દિવસ રાખી બાદશાહની ખુબ મહેમાનદારી કીધી. બાદશાહને તે પછી આપાજીની આ તદબીરથી માહીતગાર કરવામાં આવ્યો અને તે જાણી તે બહુ ખુશ થયો. બાદશાહે રાયજીને વચન આપ્યું કે હવે ફરીવાર તે રાયજીના કારભારમાં વચ્ચે આવશે નહી. અને તેમ કહી હશીખુશીથી સર્વને મલી ભેટી બાદશાહજી પાછા દિલ્લી સિધાવ્યા. તે ગયા પછી આપાજીને રાયજીએ બહુ ખુશ થઇ પુષ્કળ નવાજ્યો.

## બાદશાહની ત્રણ મુતિઓ.

દિલ્લીનો બાદશાહ આપાજીની આટલી કુશળતાથી સંતોષ નહી પામતાં તેણે તેની વધુ કસોટી કરવાનો ઠરાવ કીધો. એક કોતરકામ કરનાર પાસે તેણે એકજ ધાતુની એક સરખાં કદની, એકજ સરખા આકારની ત્રણ મુર્તિઓ બનાવી મંગાવી, તે એવી તો એક બીજાને મળતી આવતી કે તેમાં શું ફરક છે તે કોઇ સમજી કે જાણી શકતું નહી. બાદશાહે તે ત્રણે મુર્તિઓ રાયજી ઉપર મોકલી આપી તેનાથી જાણવા માંગ્યું કે એ ત્રણમાં કઇ મુર્તિ ઉત્તમ છે, કઇમાં શી ખામી છે, અને એક બીજાના રૂપરંગ, બહારના આકાર વગેરેમાં કાંઇ જુદાપણું છે કે નહી તે તપાસી રિપોર્ટ કરવો. રાયજીના દરબારમાં આવી ફરમાશ સાથે મુર્તિઓ આવી પોહોંચી કે એકેએક જણે તે ઉપરથી નિચે સુધી જોઇ પણ કાંઈ તફાવત પકડી શક્યા નહી. અંતે આપાજી પાસે તે મુર્તિઓ આવી. આપાજીએ તે તપાસી જોવાને વખત માંગ્યો, તે પ્રમાણે વખત મેળવી આપાજીએ ત્રણેની તપાસ કરવા માંડી, અને અંતે તે તેમાં ફાવ્યો; એટલે પોતાના રિપોર્ટ સાથે તે

મુર્તિઓ દરબારમાં રજુ કીધી. તેણે જણાવ્યું કે મુર્તિઓ ઉપરનાં અસ્તર તપાસતાં તેમના કાનમાં એકેક નાકું જોવામાં આવે છે, જે નાકાંઓ મુર્તિ-ઓને પીછાણવા માટે જુદી જુદી બનાવટનાં કરેલાં હોવાં જોઇએ. એમ માનીને મેં એક મુર્તિના કાનમાં એક તાર ખોસ્યો તો તેનો છેડો મોહોડાં વાટે બાહાર નીકળી પડ્યો. બીજીના કાનમાં તાર ખોસી જોતાં તેનો છેડો બીજા કાનમાંથી પસાર થઇ બાહાર આવ્યો, અને ત્રીજીના કાનમાં તાર ખોસ્તાં તે અટકીજ રહ્યો. ત્રણેમાં આ તફાવત છે. છેલ્લી જાતની મુર્તિ એવાં માણુસની છે કે જે માણુસ એક કાને સાંભળેલું કદી બાહાર કાહાડે નહી, બીજી જે મુર્તિના કાન આરપાર દેખાય છે તે મુર્તિ એવા માણુસની પ્રતિમા છે કે જે માણુસ એક કાને સાંભળેલું બીજે કાને કહાડી નાખે છે;

અને ત્રીજી મુતિ જેના કાનમાં ખોસેલો તાર તેનાં મોહડા વાટે નીકળી આવ્યો તે બહુજ હલકા પ્રકારના માણસની પ્રતિમા છે. તેના કાનમાં આવેલો એકેએક શબ્દ તે તુરત બહાર ફેં ફેં કરી દે છે. દરેક મુર્તિની પાછળ તેની આ ખુબી આપી તે લખી જણાવી તે તેણે બાદશાહ ઉપર મોકલી આપવા ફરમાશ કરી. રાયજી, આપાજીનું આ ચાતુર્ય જાણી બહુજ ખુશ થયો અને તેના કહેવા પ્રમાણે તેણે મુર્તિઓની પાછળ તેના ગુણદોષ લખી તે મુર્તિઓ બાદશાહની દરબારમાં પાછી મોકલી આપી. બાદશાહ પણ આ જાણી બહુ ખુશ થયો અને એમાં આપાજીનોજ હાથ હોવો જોઇએ એમ સમજી તેને માટે ઇનામ મોકલ્યું.

## ચિંતાએ ચતુરાઈ ઘટે!

એક સાંજે રાયજી અને આપાજી બંને જોડે ગામમાં ફરી હરી મહેલે પધારે છે, તેવામાં રસ્તામાં એક વિચિત્ર બનાવ તેમનાં જોવામાં આવ્યો. એક લઠપઠ સરખો જુવાન માણસ પોતાની સામા ધસી આવતા હાથીને તેના દાંત પકડીને ધસી આવતા હાથીને પાછળ હઠાવતો જોવામાં આવ્યો. તેને મનથી તો આ એક સાધારણ રમત જેવું લાગતું. રાયજી તે જોઇ બહુ અજાયબ થયો અને આપાજીને તેનું કારણ શું હશે તે પૂછ્યું. આપાજીએ જવાબ દીધો કે નફ્કરો, અને લગાર જોરેમંદ માણસ આવા કામ સહેલથી કરી શકે છે; તેમાં કશો શક નહી. આપાજી ઉપર પુરેપુરો વિશ્વાસ છતાં, રાયજીએ તેને તાકીદ કરી કે આ તારૂં કારણ સત્ય કરી બતાવ. આપાજી કબુલ થયો કે હું થોડાક દિવસ પછી પુરવાર કરી આપીશ કે આજ માણસ હાથીની સામા થવાના કેમ અખાડા કરે છે? રાયજી તેમ કરવા કબુલ થયા. ઘેરે ગયા પછી આપાજીએ તે જુવાનની માને બોલાવી મંગાવી, અને પૂછ્યું કે તેનો છોકરો કાંઇ ઘરની જંજાલમાં ભાગ લે છે કે નહી? માએ ખુલાસો કીધો કે છોકરાને ગુજરાનની ચિંતા કરવાની જરૂર નથી, અને તેણી પણ કાંઇ જંજાલની વાત તેના આગળ કરતી નથી. આપાજીએ શીખામણ દીધી કે જુવાન માણસને આમ નફ્કરા ગોંધા માફક ફરવા

દેવા એ તેનું ભવિષ્ય બગાડવા જોગ છે, કેમકે જ્યારે એકલા પડતાં જંજાલ માથે પડશે ત્યારે તે અકળાઇ જશે. માટે તેને જરા જરા ઘરની જંજાલમાં પડતો કરવાની તાલીમ આપવી ઘટે છે. તેણે તેણીને સમજાવી કે સાંજે છોકરો ઘરે આવે ત્યારે તેને ચોંકાવજે કે રાતનું ખાણું પકાવવા માટે નીમક નથી માટે બજારમાંથી લઇ આવ; નહી તો સવારે નાસ્તો પણ મીઠાં વગરનો મોળો ખાવો પડશે. ડોશી આપાજીની આ સલાહ માટે તેનો ઉપકાર માની ઘરે ગઇ. રાતે પેલો મસ્તાન ગોધો ઘરે ગયો ત્યારે ડોશીએ કહ્યું કે દીકરા, ઘરમાં બીલકુલ નીમક નથી માટે તેના વગર બધું ખાવાનું ફીકું થશે, તો બજારમાંથી તે ખરીદી લઇ આવ. મસ્તાનો ડોલતો નિકળ્યો તો ખરો, પણ તેને થોડીજ ખબર હતી કે નીમક કયાં, કોણની પાસે, શું ભાવે મલશે? તેના વિચારમાં લથડયાં ખાવા લાગ્યો. આ વેળાએ રાયજી તેનો તમાશો જોવાને એક તરફ ભરાઇને ઉભા હતા, અને વિચાર કરતા હતા કે હવે આ જુવાન જોઇએ તો ખરા કે કેવી રીતે હાથીની સામે થઇ શકે છે? રીવાજ મુજબ હાથી પોતાની ફેરીએથી તેજ વેળા પાછો ફરતો હતો તે રસ્તામાં સામો મલ્યો, અને પેલો જુવાન તેની સામો ધસ્યો; પણ હાથીએ જરા જોર કીધું એટલે તે મીઠું મેળવવાની ચિંતામાં જકડાયલો જવાન ઢીલોઢબ થઇ ગયો, એટલે હાથીએ તો તેમ જોઇ તેને સુંઢવડે ઉંચકી આઘો ફેંકી દીધો. આપાજી જે રાયજીની જોડે હતો તેને રાયજીએ આ બનાવથી આશ્ચર્ય પામી પુછ્યું કે, માત્ર એકજ દિવસમાં આ જુવાને પોતાની હિમ્મત અને બળ કેમ ગુમાવી દીધાં હશે? આપાજીએ નમીને જવાબ દીધો કે હંમેશાં જંજાલમાં પડેલાં માણસ એમજ પોતાનું બળ ગુમાવી બેસે છે. પછી તેણે શું તદબીર રચી હતી તે રાયજીને કહી સંભળાવી અને તે પુરવાર કરવાને પેલા જુવાનની વૃદ્ધ માને હાજર કરી બધો ખુલાસો કીધો. આ જોઇ રાયજીએ મા દીકરાને કાંઇ લવાજમ બાંધી આપી શીખામણ દઇ વિદાય કર્યાં. આપાજીએ છેવટે રાયજીને સમજાવ્યું કે અસલ કહેવત ચાલે છે કે, 'ચિંતાએ ચતુરાઇ ઘટે, દુઃખસે ઘટે શરીર,' તે આનું નામ.

## કમબખ્તોએ સ્તુતિ કીધી કે ગાળો ભાંડી?

એક સમયે, દક્ષિણ પ્રદેશથી કેટલી નૃત્ય કરનારી છોકરીઓ રાયજીની દરબારમાં આવી. તેમાં ત્રણ એકેકથી ચઢતી હતી. ત્રણે જેમ નાચકામ તેમજ ગાયણ વિદ્યામાં બહુ પ્રવિણ હતી. રાયજીના હોકમથી તેઓએ દરબાર હજુર ગાયણ સાથે અચ્છું નૃત્ય કરી બતાવી આખી દરબારની વાહવાહ બોલાવી. રાયજીએ રાજી થઇને તેઓને સારાં ઇનામો આપી રાજી કીધી. તે લઇ તેઓએ નીચલા શબ્દોમાં રાજાનાં વખાણ કીધાં:—પહેલી બોલી કે, "આબાદ રહો, તમો નામદાર, તારૂં અંતઃકરણ મૂળ અને થડના જેવું છે." બીજી "બોલી ખુશાલ રહો તમો નામવર તમારૂં અંતઃકરણ કાંટાવાળું અને બેડોળ છે." જ્યારે ત્રીજી બોલી કે, "અખંડ કાયમ રહો તમો નામદાર, તમારૂં અંતકરણ ખરબચડું અને ખડક સમાન છે." રાયજીની જાણે બલા કે આ શબ્દો બોલીને તેણીઓએ તેની સ્તુતિ કરી કે કાંઇ ભરમમાં ગાળો ભાંડી છે. રાણીસાહેબ પોતાના જે પોતાનાં જ્ઞાન માટે વખાણ કર્યા કરતાં હતાં, તેમને બોલાવી મંગાવ્યાં, અને તેઓને આ ભેદભરેલાં વાકયોનો અર્થ સમજાવવા આગ્રહ કીધો, અને કહ્યું કે મને તો લાગે છે કે ત્રણે રાંડો કાંઇ સ્યાલમાં લપેટીને ખાસડાંનો શરપાવ આપી ગઇ છે! પેલાં રાણી માતા પણ રાયજીને મળતાં થયાં કે તે ત્રણે જણીઓ નામોશી લગાડનારા શખુનો બોલી ગઇ છે માટે તે ત્રણેને શેહેરમાંથી હાંકી કહાડવી. રાયજીએ તેઓને રૂખસદ આપી, પણ ચટાપટી લાગી એટલે તેઓએ તુરત આપાજીને બોલાવી મંગાવ્યો. રાયજીએ પેલી ત્રણેના વાકયોના ખુલાસા કરવાની તાકીદ કીધી. આપાજી તે સાંભળી ખુબ હસ્યો, અને બોલ્યો કે, ઓ નામવર રાજસાહેબ, મારા વિચાર મુજબ તો તે ત્રણેને પુરેપુરૂં ઇનામ આપવું જોઇએ છે, કેમકે તેમણે તમારા ગુણદોષનું અલંકારીક ભાષામાં ચિત્ર આપ્યું છે. જુઓ સાંભળો પેહેલીએ તમારા આચરણની એટલી હદ સુધી સ્તુતી કરી છે કે તેને શેરડીના મૂળ અને થડની સાથે સરખાવી છે; જ્યારે બીજીએ ફણસનાં ચાંપાં જે બધાં ફળોમાં ઉત્તમ ગણાય છે તેમાંથી નીકળતાં મધ સાથે સરખામણી કરી છે, તો જો કે બાહારથી તે કાંટાળા

અને બેડોળ હોય છે. જ્યારે ત્રીજીએ તમારા ખવાસને મીઠાસ ભરેલી શેરડી જે દેખાવમાં ખરબચડી અને દેકાઢલીયાવાળી હોય છે તેના મધુર રસ સાથે સરખાવ્યો છે. ટુંકમાં તે છોકરીઓએ તમોને જે વચનો કહ્યાં છે તે તમામ તમારી પુરેપુરી વખાણ ગાઈ છે. આ સાંભળી રાયજી ખુબ ખુશી થયા અને તેણીઓને વધુ ઇનામોથી નવાજી. પાછળથી રાણીજીની હીમાયતવાળા સગાની બુદ્ધિને આપાજીની આ વિશાળ બુદ્ધિ સાથે સરખામણી કરવાની ભલામણ કીધી, પણ રાણીજીએ તો ગુસ્સાના મારેલાં બીજી વધુ કસોટી કરવાની ફરમાશ કીધી, અને જણાવ્યું કે તેને કાંઇ અગત્યનાં રાજ્યદરબારી કામસર બાહાર મોકલી તેની હુશિયારીની પરિક્ષા કરવી.

## ભણ્યા પણ ગણ્યા નહી! પાંચ વિદ્વાન મૂર્ખાઓ.

એક સમયે રાયજીની દરબારમાં પાંચ વિદ્વાન બ્રાહ્મણો આવી લાગ્યા. પાંચેએ જુદી જુદી વિદ્યા સંપાદન કીધી હતી. એક કુશળ તર્કશાસ્ત્રી, બીજો કુશળ વ્યાકરણી, ત્રીજો ગાયણવાદણમાં કુશળ, ચોથો પાકો જ્યોતિષી અને પાંચમો પાકો વૈદરાજ હતો. તેઓ દરેક જણ પોતપોતાના કામમાં કુશળ હતા, અને રાયજી તેમની હુશિયારી જોઇ છક થયા હતા, પણ આપાજી તેમની જ્ઞાનકુશળતા જોઇ ઝાઝો ખુશી થયો નહી, કેમકે તેના વિચાર પ્રમાણે તેઓ સંસારી જ્ઞાનમાં તદ્દન બુઠા જેવા હતા. તેમની તે જાતની કસોટી કરવાને આપાજીએ રાયજીને ભલામણ કરી કે તેઓને આવતી કાલે તેઓનું ખાવાનું જાતે રાંધી ખાઇપીને દરબારમાં આવવા તાકીદ કરવી, અને તેમ કરી આવે એટલે તેઓને ઘટતી બક્ષીસો આપવી. તે મુજબ તેમને એક ભરચક ઘરમાં ઉતારો આપવામાં આવ્યો, અને તેમને ફરમાવ્યું કે ત્યાં બધો સરસામાન તૈયાર છે, માટે ખાવાનું હાથે પકાવી લઈ આવતી કાલે દરબારમાં હાજર થવું. વળી એક નોકરને તેમની પાછળ છુપો રાખ્યો કે તેઓ બધું કેમ બનાવે છે તે બારિકીથી તપાસતા રહેવું. બીજી સવારે તેઓએ ખાણું પકાવવાની તૈયારી કીધી. તેઓએ પેલા તર્કશાસ્ત્રીને બજારમાં ઘી લેવા મોકલ્યો. પ્યાલામાં ઘી લઇને આવે છે તેવામાં તેને વિચાર સુઝયો

કે પ્યાલાએ ઘીને જાળવ્યું છે કે ઘીએ પ્યાલાને ટકાવ્યું છે તે તપાસવું. તેણે મન સાથે વાદ ઉભો કીધો કે, "પ્યાલમ ધરિયમ ઘી કે ઘી ધરિયમ પ્યાલમ?" ઘણા તર્કો કીધા છતાં તે કાંઇ નક્કી છેવટ ઉપર આવી શક્યો નહી એટલે ઘરે આવતાંજ ગુચવાડાનો ઝટ નીકાલ આણવાનો વિચાર કરી, પોતાના તર્કવાદની કસોટી કરી જોઇ. તેણે પ્યાલાને તુરત ઉંધું વાળી દીધું કે માલમ પડી આવે કે ઘી ધરિયમ પ્યાલમ કે પ્યાલમ ધરિયમ ઘી? પ્યાલો ઉંધો વાળ્યો એટલે અંદરનું ઘી તો ફટાક દેતું કે જમીન ઉપર ઢોળાઇ ગયું, એટલે "પ્યાલા ધરિયમ ઘીની" તર્ક ખરી પડી તે જોઇ તે બહુ ખુશ થવા લાગો અને પ્યાલમ ધરિયમ ઘી, પ્યાલમ ધરિયમ ઘી એવો પોકાર પાડવા લાગ્યો. મતલબ કે પ્યાલાએ ઘીને ટકાવી રાખ્યું છે. હવે પેલા વ્યાકરણિયને દહીવાળાને ત્યાં દહી લેવા મોકલવામાં આવ્યા. દહી તૈયાર થવાને વાર હતી, એટલે દહીવાળાએ તે બાપડાને "ઠેરિયો", "ઠેરિયો" એમ કહી થોભાવ્યો. ઠેરિયો શબ્દ વ્યાકરણની રૂઢી પ્રમાણે તેને ભુલભરેલો

લાગ્યાથી તેણે તે બાબત દહીંવાળી જોડે તકરારમાં ઉતરવા માંડયું, પણ દહીંવાળીએ તેને ભેજાગેપ ધારી નીવારી મુકયો, એટલે શાસ્ત્રીજી તો કુદતા કુદતા ખાલી હાથેજ પાછા ફર્યા. ગવૈયાએ રસોયાનો ભાગ બજાવવાનું માથે રાખ્યું હતું, અને તે ભાઇશ્રી, ચુહુલા આગળ ઘડીકમાં પલાંઠો વાળીને તો ઘડીકમાં ખોલે પગે ઉઠબેસ કરતા અને ચુહુલા ઉપર મુકેલી તપેલીમાં ભાત ખલખલ આવાજ કરી ઉકળવા માંડયું, એટલે તેના આવાજ જોડે મીલાવટ કરીને તેમણે ગાયણના ઠેકા લેવા માંડયા. અલબતાં તેવણના ઠેકાનો આવાજ અને ઉકળતા ભાતનો આવાજ મલતો નહી આવ્યાથી તેઓનો મીજાજ ગયો. અને તેની મસ્તીમાં તપેલીને ધકો મારી ઉરાડી મેલી એટલે ભાત ભાતને ઠેકાણે થઇ ગયું. પેલા જ્યોતિષશાસ્ત્રી જમવા માટે જોઇતાં પાદડાં લેવાને ઝાડ ઉપર ચઢયા, પણ તેટલામાં તેમના માથા ઉપર કેઠે છુપાઇ બેઠેલી ધીલોડીએ ચીં ચીં એવો આવાજ કહાડયો; એટલે તેઓ અરધાં ઝાડે ચઢેલા તે અપશુકન માની પાછા ઉતર્યા; તેવામાં સામી બાજુથી બીજી ધીલોડીનો ચીંચવાટ કાને પડયો, એટલે જ્યોતિષશાસ્ત્રીજી તો ભારે અપશુકન માની નહી ઉપર ચડયા કે નહી કાંઇ કર્યું, અને અતે મોડું થશે એમ લાગ્યાથી ખાલી હાથેજ ઘરે પાછા ફર્યા. હવે શાકભાજી ખરિદવાને પેલા વૈદરાજ બજારે પધાર્યા હતા. તેઓએ બજારમાં તમામ દુકાને ભાજી તરકારી જોઇ પણ તેમાં વૈદકશાસ્ત્રની રૂએ કાંઇ કાંઈ ખામીઓ જણા-યાથી તેઓ પણ ખાલી હાથે ઘરે પાછા ફર્યા. બધા પાંચે વિદ્વાનો ઘરમાં ભેગા થયા તે વેળા લગભગ બપોર થવા આવ્યા હતા, પણ બધા ભૂખ્યા ડાંસ થઈ રહ્યા હતા તેઓએ તે દિવસ ઉપર શ્રાપ વર્સાવ્યા, અને જે કાંઈ કાચું પાકું હતું તે ઉપર પાંચે જણાએ શુકરાના કર્યા. આ વિટંબણાની ખબર પેલા છુપા રાખેલા રસોઇયાએ આપાજીને કીધી. એટલે રાયજીએ સઘળાઓને દરબારમાં હાજર થવા બોલાવ્યા. રાયજીએ તેમની હકીકત સાંભળી દીલગીરી બતાવી અને તેમને શીખામણ દીધી કે આ તમારી વિદ્વતા શા કામની? તમે દુનિયાદારીનું તો કશું ભાનજ ધરાવતા નથી, માટે શાસ્ત્રના જ્ઞાન સાથે દુનિયાદારી અને સંસાર વ્યવહારનાં જ્ઞાનને સંપાદન

કરવાને પણ સાથે મથન કરતા રહેવું જોઇએ છે. એમ કહી તેમને ઘટતાં ઇનામો આપી વિદાય કીધા.

## વેહવાઇ ઘર કરો તો કહે વહેવાણુ તમોજ બીરાજોની!

ખંધાર નામનાં એક શેહેરમાં માહાવીર નામનો એક બળિયો રાજા રાજ કરતો હતો. રાજ્યમાં બધું સુખ છતાં કુદરતે એક મોટું દુઃખ વરસાવ્યું હતું કે, ગામમાં પાણીની બહુ તાણુ રહેતી અને લોક બહુ આપદા ભોગવતું. એક વેળાએ રાજાએ ગામને પાદરે એક બહુ ઉંડો અને મોટો તળાવ બંધાવ્યો પણ ભારે વરસાદ છતાં અંદર પાણી બીલકુલ રહેતું નહી, જે જમાવ થતું તે ઝટ સુકાઇ જતું. આ બાબતનો ભારે અફસોસ કરતાં રાજા એક દિવસે તેજ તળાવની પાળે સર્વત્ર ગમગીન ચહેરે બેઠો હતો. તેવામાં એરંડા મુની નામના એક મહા સમર્થ મુની ત્યાંથી પસાર થતા રાજાના જોવામાં આવ્યા. રાજા તુરતજ ખડો થઇ ગયો અને મુનીને પગે પડી નમન કીધું. અને તેમના જોડે વાત કરવા માંડી. વાતમાં ને વાતમાં ગામના લોકોને પાણીનાં દુખની વાત રાજાએ છેડી અને કહ્યું કે તેમને સુખ થવા માટે આ મોટો તળાવ મેં બંધાવ્યો છે, પણ ત્યાંએ કુદરત રૂઠી છે કે આટલો બધો વરસાદ પડવા છતાં અંદર પાણી એકઠું થઇ તરત સુકાઇ જાય છે, અને પીડા તો તેમની તેમ રહે છે. મુનીરાજે ભોલેપણે અને ભોળાં દીલથી ખુલાસો કીધો કે કોઈ હીમ્મતવાન અને ઉદાર વૃત્તિના રાજાના લોહીમાં રાંધેલો ભાત પાસે આવેલાં દુર્ગાદેવીનાં મંદિરમાં દુર્ગા માતાને ચઢાવશો તો એ સઘળી વિટંબણા દૂર થઇ જશે. જો કોઇ રાજા નહીં હાથ લાગે તો કોઇ મહા યોગીરાજ જે સદગુણી હોય તેના લોહીમાં ભાત પકાવીને માતાને ચઢાવવો. રાજા આ વાત સાંભળી ચિંતામાં પડયો કે એવો કયો રાજા છે કે પોતાના જાનનું બલિદાન આપે, અથવા એવો કોઇ મહાસમર્થ યોગીરાજ છે કે તે તેમ કરવા તૈયાર થાય. નીરાશ થયા પછી તુરતજ વિચાર આવ્યો કે લાવને આ મુની કરતાં બીજો કયો સમર્થ યોગી મળવાનો છે, અને છતો તે સામોજ છે તો તેનેજ ઠાર કરી તેના લોહીમાં ભાત રાંધી દેવીને ધરી દઉં. આમ વિચાર

કરી તુરત મ્યાનમાંથી તરવાર ખેંચી એરંડા મુનીને ભોંકી દીધી અને તેમના રક્તમાં ભાત પકાવી દુર્ગા માતાને ધર્યો. આ બલિદાન પછી જોઇ લેવો ગામમાં પાણીની રેલમછેલમ, તળાવ પણ પાણીથી ઉભરાઈ ગયો, અને સર્વત્ર પાણી પાણી થઇ રહ્યું. પણ આ બનાવ ઉપરથી એક કહેવત યાદ આવે છે કે, એક વેહવાણ પોતાના વેહવાઇને બીજું ઘર કરવાની સલાહ આપવા ગઇ, તો વેહવાઇ બોલ્યા કે 'વળી ગામમાં શોધવા કયાં જાવું વેહવાણજી તમોજ આવીને મારૂં ઘર માંડોની?' રાજાઓને કવખતે સલાહ આપવાની પણ સાવચેતી રાખવી જોઇએ છે.

## હું નહીં હતે તો પરણતે કોણ સાથે!

કોંજેવરામ નામનાં એક ગામડામાં એક ડોશી ઘણાં વરસથી રહેતી હતી. તેણે એક બળતી સગડી રાખી હતી અને વાસ્તો મરઘો પાળ્યો હતો. ગામમાં એવો રીવાજ પડી ગયો હતો કે મળસ્કું થતાં ડોશીનો મરઘો વાસ્તો એટલે લોકો બિછાણેથી ઉઠતાં. વળી ડોશીમાની સગડીમાંથી દેવતા લઈ જઈ ઘરમાં સળગાવી, સઉ કોઇ પોતપોતાનું કામ બજાવી કામધંધે વળગી જતાં. આ પ્રમાણે ચાલ્યું જાય છે તેવામાં એક દિવસે ડોશીના મનમાં અભિમાન આવ્યું કે આ ગામના બધાજ લોકો મારા મરઘા અને મારા ત્યાંના દેવતા ઉપર આધાર રાખે છે તો એક દિવસે તે બધાંને રખડાવું તો ખરી! તેણીએ વિચાર કીધો કે એક દિવસે ગામ છોડી મરઘા તથા સગડીને લઇને બહાર દૂર જઇ રહું તો જોઇએ તેઓ શું કરે છે? આ વિચાર કરી ડોશી તો એક દિવસે પોતાની બંને કિંમતી વસ્તુઓ લઇ ગામથી કેટલેક દૂર જઇ છુપાયાં. બીજી સવારે પરોઢિયે બધાં લોકો મરઘાના અવાજ વગર કોઈ મોડા તો કોઇ વહેલા તો કોઇ વખતવાર ઉઠયા તો ખરા, પણ દેવતા લેવા ડોશીને ઘર ગયાં તો ડોશીમા તો પલાયણ કરી ગયલાં જણાયાં. તેઓએ વિચાર્યું કે ડોશી કંઠે કામકાજે ગયલાં હશે, એટલે કોઇક બીજે ઠેકાણેથી દેવતા લાવી તેઓએ પોતાનું કામ ચલાવ્યું, અને બધા ધંધેધાપે વળગી ગયાં. ડોશી તો હજુ જંગલમાં બગાસાં ખાતાં બેઠાં છે તેવામાં એક ગામડાંવાસી ત્યાંથી બીજે

ગામે કામે જતાં તેને મળ્યો. ડોશીએ અજાયબ થઇ તેને બોલાવ્યો, અને પૂછ્યું કે ભાઇ, આજે ગામમાં સવાર પડી ખરી કે? કેમકે હું તો ત્યાં હાજર ન હતી. લોકોએ દેવતા પણ કયાંથી મેળવ્યા? પેલો બાપડો ડોશીમાનું આ ડાહપણ સાંભળી હસ્યો અને બોલ્યો કે ડોશીમા, તમે શું એમ ધારો છો કે આખી દુનિયા તમારા મરઘા અને તમારા દેવતા ઉપરજ આધાર રાખી જીવે છે? તમે તો તેમ માનીને અહીં આવીને ભુખ્યા ઠોકાયા છો; માટે એ ખોટું અભિમાન છોડી દઇ ઘરે સધારો અને રોટલા ભેગા થઇ જાવો.

## માથે પાહાડ ઉંચકનારો પહેલવાન!

મલબારમાં નંદનરાજા રાજ કરતો હતો તે વેળા એક કસરતબાજ પેહેલવાન તેના રાજમાં આવી લાગ્યો અને પોતાની મરદાનગીનું વર્ણન કરવા લાગ્યો. રાજા હજુર ખડો થઇ તેણે કહ્યું કે હું અચ્છો પટાબાજ છું, અને એવી બીજી મરદાનગી ભરેલી તાલીમ કરી જાણું છું, જાનવરો જોડે લડાઇમાં ઉતરી શકું છું અને મોટા પહાડ માથે મેલી કુચ કરી શકું છું; પણ તે મારી અગાધ શક્તિના પ્રમાણમાં મને કંઇ લવાજમ મલતો નથી, એટલે આ રાજદરબારમાં આવ્યો છું. રાજાએ જોયું કે આવો એક અઠંગ તાલીમબાજ કોઇ દિવસે કામનોજ છે એમ માની, તેને સારો દરમાયો બાંધી આપી દરબારમાં રાખ્યો. બન્યું એમ કે તેજ શહેરની બહાર એક મોટો પહાડ હતો જેના ઉપર જંગલી જાનવરોનો બહુ ત્રાસ હતો અને તેઓ લોકને બહુ ત્રાસ આપતાં હતાં. રાજાએ વિચાર્યું કે પેલો તાલીમબાજ મુફતનો પગાર ખાયા કરે છે એટલે તેના પાસે તે પહાડ ઉપડાવી કેથે દૂર મુકાવી દેવું તો પીડા જાય. એમ વિચાર કરી તેને બીજે દિવસે સવારમાં બોલાવ્યો. બધા પ્રધાનો, દરબારીઓ વગેરેનો જમેલો મળ્યો. પેલો તાલીમબાજ પણ કમરબંધ બાંધી માથે પાઘોડું બાઘોડું ઠીક કરી તરીમતડાક થઇ આવ્યો. બધા પહાડ આગળ જઇ ઉભા અને એકેકનું મોઢું જોયા કરે, પેલા તાલીમબાજ ભાઇ પણ ત્યાં

રાહ જોય કે શું થાય છે? બધાંને ગુપચુપ ઉભેલા જોઇ રાજાએ તેને હોકમ કીધો કે રાહ કોની જુએ છે, પાહાડ માથે ઉપાડ અને ચાલુ મુક, તેને લઇ જઈ કોઇ દૂરની જગાએ મુકી આવ. આ હોકમ સાંભળી પેલો તાલીમબાજ બોલ્યો કે, "સાહેબ, મેં તમને મારી શક્તિની વાત કહી ત્યારે એમ નહીં કહેલું કે પહાડ હું જમીન પરથી ઉપાડી શકીશ. જો તમો તમારા માણુસોને હોકમ કરો કે તેને ઉપાડીને મારે માથે ચઢાવી દે તો હું લઇને ચાલ્યો જાઉં." રાજા આ સાંભળી ડંગ થઇ ગયો અને નિશ્વાસ નાંખી ગુપચુપ બેઠો અને સઘળી મીજલસ પણ બરખાસ્ત થઈ ગઈ. પાહાડ પાહાડને ઠેકાણે અને તાલીમ-બાજ મુફતકા નવાલા ખાતા તાલીમખાનામાં સીધાવી ગયા!

## ચોરોને ઠગનાર બ્રાહ્મણ!

એક દિવસે સાંજે એક બ્રાહ્મણભાઈ ગામને નાકે એક ઝાડની પાછળ ઝાડે ફરવા બેઠા. પાણીનો લોટો થોડેક દૂર મુકેલો હતો, તેવામાં કેટલાક ચોરો જે એવી લુટફાટ કરવાનોજ ધંધો માંડી બેઠેલા હતા તેઓ તે લોટા ઉપર ત્રાપ મારવા દોડયા. બ્રાહ્મણભાઇ તે જોઈ જાણી ગયા, એટલે ઝાડે ફરતાં ફરતાં મોટેથી તેઓ સાંભળે તેમ બોલવા લાગ્યો કે હાય હું કયારે અહીંથી ખલાસ થઈ ઘરે પાછો જાઉં કે, મારો એક મોતીનો કંઠો કહાડી બહાર મુકી છાંડયો છે તે રખે ને કોઇ ઉઠાવી જાય. ચોરોએ તે સાંભળ્યું એટલે વિચારવા લાગ્યા કે આ ચાર આના કે આઠ આનાના લોટાને શું કરીએ? ચાલોની એમને ઘરેજ કે મોતીનો કંઠોજ ઉપાડી જઇએ કે દરિદ્ર ફીટે. એમ વિચારી લોટો પડતો મુકી બ્રાહ્મણ કયારે સાફ કરી ઘરે જાય કે તેની પુઠે જવાનો વિચાર કરી ગુપચુપ ઉભા. બ્રાહ્મણભાઇ તો બ્હીને મુખડે લોટો હાથમાં લઇ ઝાડેથી ફરાગત થઇ પોતિયું ખંચેરતાં ઘરે પહોંચી ગયા. તેમણે જોયું કે ચોરો પુઠે આવી લાગેલા છે એટલે ઘર આગળ જતાંને વાર બુમરાણ મચાવ્યું. તે સાંભળીને લોકો ત્યાં ભેગા થઇ ગયા, અને તે જોઇ બધા ચોરો નિરાશ થઈ ત્યાંથી ગુપચુપ ભાગી ગયા. એમ કરતાં તેઓ સરકારના શિપા-ઇઓના હાથમાં ઝલાઇ ગયા અને સજાને પામ્યા.

## એક આંધળો કોમાટી અને વિષ્ણુદેવ.

મદ્રાસ ઇલાકા અને હૈદ્રાબાદ તથા મહિસોરનાં ખંડિયા રાજ્યોમાં રહેતા કોમાટીઓ આબરૂદાર વર્ગના લોક ગણાય છે. તેઓ ઘણે ભાગે વેપાર રોજગાર, નાણાંની ધીરધાર કરનારા સાહુકારો, શરાફો અને ગાંધીઓ તરીકે રોજગાર ચલાવે છે. તેઓ સદા પોતાના ઉદ્યોગમાં મચ્યા રહે છે અને સાહસિક હોય છે. તેઓ ગંટુર જીલ્લાનાં તેનુગોંડાના મૂળ વતનીઓ ગણાય છે અને ત્યાંથી તેઓ આજુબાજુના ગામોમાં ધંધાનેસર જાઆવ કરતા રહે છે. તેઓની હસ્તી છેક ૧૧ મી સદીની શરૂઆતથી ગણાય છે. તેઓ પોતાની હાજરજવાબી અને ડાહપણ માટે પ્રસિદ્ધ છે. તેને લગતી ઘણીક રમુજી વાર્તાઓ જણાયલી છે, જેમાંની થોડીક આ ગ્રંથને બેસતી ધારી આમાં સમાવી છે.

એક આંધળો કોમાટી બાપડો દરિદ્ર અવસ્થામાં બહુ રીબાતો હતો, અને રાતદિવસ પોતાની આંખોનું નુર મેળવવાને વિષ્ણુદેવતાંની પ્રાર્થના કરતો રહેલો હતો. તેની ખરા દિલથી પ્રાર્થના સમજી એક દિવસ વિષ્ણુદેવ પ્રસન્ન થયા અને તેના આગળ હાજર થઇ તેને સવાલ કર્યો કે તને શું જોઇએ છે તે માંગી લે. આંધળાએ જોયું કે આવી તક કાંઇ વારંવાર હાથ લાગતી નથી માટે માંગવું તો એવું માંગવું, કે એકજ માંગણીમાં, દાન, પુત્ર, પરિવાર અને આંખનું નુર જાણે ભેગું મળે. એમ વિચાર કરી તે બોલ્યો કે અહો દેવ, હું માંગું છું તે એજ કે હું ઉપરથી મારાં મકાનનો સાતમો માળ દેખી શકું, મારા પુત્રપરિવારને મોહલ્લાઓમાં રમતાં ખેલતાં. અને સુનારૂપાના વાસણોમાં તેમને તેમનું ભોજન લેતાં નીહાળું. દેવવિષ્ણુ પણ આ માંગણીથી વિસ્મય પામ્યા કે આ આંધળાએ ઠીક બજાવી છે. એકજ માંગણીમાં તેણે ધનદોલત, પુત્રપરિવાર અને વળી આંખોનું નુર પણ મેળવી લેવાની માંગણી કીધી છે. પણ તેઓ કોલ આપી ચુકેલા હોવાથી તેની આ માંગણી સ્વીકારી તે સઘળું તેને આપી વિસર્જન થયા.

## ઘરડા કોમાટીએ ચોર કેમ પકડયો?

એક ઘરડા કોમીટીએ ઘરમાં પેશ્રા પડવાને ટાંપી રહેલા એક ચોરને

પકડવાને કેવી યુક્તિ કામે લગાડી હતી તેની જાણવાજોગ વાત નોંધાયલી છે. એક રાત્રે એક ચોર ઘરની પાછળ વાડામાં ભરાતો ફરતો અને ઘરમાં પેસવાનો લાગ શોધતો જોવામાં આવ્યો. તેણે જોયું કે અણમાનિતો પહરોણો આવ્યો છે ખરો. એટલે તુરત પોતાની સ્ત્રીને તાકીદ કરી કે તુરત મારૂં ઝાડે ફરવાનું ટુલ લાવી સામા ઝાડ આગળ મુકવું. તે ઝાડને ઓથેજ પેલો ચોર પણ ભરાઇ રહેલો હતો. ટુલ ઉપર ગોઠવાઈ ડોશાએ બાયડી પાસે ગરમ પાણી માંગ્યું, અને કહ્યું કે આજ મારા દાંત બહુ કળે છે માટે મારે કોગળા કરવા જરૂર છે. બાયડી તુરત ગરમ પાણી લાવી. ડોસાજીએ તુરત તે મોહમાં લઇ તેની પીચકારી પેલા ચોરની ઉપર જઇ પડે તેમ મારવા માંડી. કોગળા કરતાં પાણી ખલાસ થઈ ગયું એટલે ડોશાજીએ વધુ ગરબડસરબડ કરી મુકી. તે ગરબડથી પાડોશી જાગી ઉઠયાં, અને આગળ આવી લાગ્યા. તેની આગળ ડોશાજી બબારવા લાગ્યા કે આ રાંડ કમબખત મારી બાયડી એટલી નેહેસ્ત છે કે, આ લખો રૂપિયા મેં પેદા કીધા છે; તેટલાથી નહી ધરાતાં કોગળો કરવા પુરતું પાણી સુધાં આપતી નથી. પછી ઇસારતથી પેલા છુપાયલા ચોર તરફ નીશાની કરી તે બોલ્યો કે જુવોની પેલો કોઇ પહરોણો આવેલો છે તે બે કલાક થયા ધીરજ રાખી ઉભો છે, અને એક શબ્દ પણ બોલતો નથી. ધન છે તેની ધીરજને. બધા લોકોનું ધ્યાન તેના તરફ ખેંચાયું અને તુરત તેને પકડી લીધો, ખુબ ઝાટકયો અને છેવટે કોટવાળને બોલાવી તેને સ્વાધીન કીધો.

## નકટાની જમાત.

કોમાટી બંધુઓનું એક ટોળું એક દિવસે તેહવાર હોવાથી પુજા કરવા મંદિરે ગયું. આ મંડળમાં એક કોમાટી બહુ તિખલી હતો. તેણે પુજા કરી રહી એક દેવની મુર્તીના પેટામાં જમણા હાથનું આંગળું ખોસ્યું. તેમાં ભરાઇ રહેલા એક વિછુએ તેના આંગળા ઉપર એવો ડંખ માર્યો કે તેનો જીવ આખર થઇ ગયો. પણ તે જાતે તિખલી હોવાથી તેણે જોયું કે બીજાઓને પણ આ ફાંડામાં ફસાવવા. એટલે ડંખેલું આંગળું તેણે નાકે

લગાડી સુંઘવા માંડયું અને કેવો એક ઉત્તમ સોડમ આવતો હોય તેમ ઢોંગ કરવા લાગ્યો કે આહાહા, શું ઉત્તમ સોડમ છે, એવો મેં મારા જનમમાં અનુભવ્યો નથી. આ જોઈ બીજા એકે પણ પોતાનું આંગળું ખોસ્યું, અને તેને પણ વિછુએ ડંખ માર્યો. તે પેલા કામાટીનું ધતીંગ સમજી ગયો, એટલે તેણે પણ તેનાં જેવોજ ફારસ કીધો. એટલે ત્રીજાએ આંગળું ખોસ્યું અને એ પ્રમાણે ઘણાકોને વિછુએ કરડીને મધમધતા કરી મુકયા. પાછળથી જ્યારે ભેદ ખુલ્લો થયો ત્યારે માલમ પડયું કે આ તો નકટા જોગીની જમાત ભેગી થઈ ગઇ!

## બ્રાહ્મણને મળેલા સોનાના વિછુનો ખજાનો.

એક સન્યાસી જંગલમાંથી પસાર થતો હતો. તે વેળા તેની નજરે કાંઈ અગત્યના મુળીયાં જણાયાં. તે જગા ખોદી મુળીયાં કહાડી લેવાની કોશેશ કરતાં જમીનમાંથી ખજાનો હાથ લાગ્યો. સન્યાસીએ તો તે જોઇને ખજાનાનો તિરસ્કાર કરી પાછો દાટી દીધો, અને ત્યાંથી ચાલતી પકડી. આ સઘળી હીલચાલ એક કામાટી દુરથી જોતો ઉભો હતો. સન્યાસી ચાલી જતાં તે કામાટી ત્યાં આવ્યો અને પેલીજ જગા ખોદી તળે ઉપર કીધી. કેટલુંક ખોદતાં તેમાંથી એક ચરૂ જણાયો. પણ તે ઉઘાડી જોતાં તેમાં તમામ નાનાં મોટાં કદના વિછુઓ ભરેલા દીઠા. કામાટીભાઇ કાંઇ તેથી નાઉમેદ થયા નહી. થંડેપણે તે ચરૂ બંધ કરી ઉઠાવી ઘરે ચાલ્યા. ચરૂને બંધબસ્ત કરી પોતાની દુકાનના એક ખુણામાં પોતાની બેઠકની જોડે મુકી છાંડયો. તેમાંથી એક મોટા વિછુને બાહાર કહાડી તેને પુછડીએ બાંધી, દુકાનનાં છાપરાંની સીલીંગ સાથે લટકાવી દીધો. તેના ગ્રાહકો જ્યારે તેને આ અલ્પચારીનું કારણ પુછતા ત્યારે તે કહેતો કે વિછુઓ પણ કેવાં મોટાં કદના આવે છે તે જોવા માટે તેને મેં માત્ર લટકાવી દીધો છે. ઘણાક દિવસ એ પ્રમાણે પસાર થયા પછી એક ગરીબ બ્રાહ્મણ તેની દુકાને આવ્યો. તેણે પેલા લટકતા વિછુને જોઇને દુકાનદારને કહ્યું કે ભાઇ, આ સોનાના વિછુને

આ પ્રમાણે ખુલ્લો લટકાવવામાં તમે કાંઇ ડાહપણ કીધેલું જણાતું નથી, કેમકે એ રીતે એને ખુલ્લો રાખ્યાથી તે કોઇ દિવસે તફડમચી થઇ જવાનો ઘણો સંભવ છે. ડાહ્યો કોમાટી આ સાંભળી અજાયબ થયો નહી. અને પેલા બ્રાહ્મણને કહ્યું કે ભાઇ એને તમારે હાથે ઉતારીને આ ચરૂની અંદર નાંખી દેવો તો મહેરબાની. પેલા બ્રાહ્મણે મનમાં કાંઇપણ શંકા લાવ્યા વગર તે વિછુને છોડીને પેલા ચરૂની પેટીમાં નાખ્યો. તેમાં બીજા પણ જીવતા વિછુઓ હતા તે સઘળા તુરતજ સોનામાં બદલાઈ ગયા, અને તે પ્રમાણે ગરીબ દુકાનદાર કોમાટી ધનવાન બની ગયો.

## ચોરી થઈ તો મારી થઇ—પણ ભરમ બાહાર પાડવો નહી.

કોમાટીઓમાં એક ગુણ છે. પછી તેને સારો કહો કે માઠો, પણ પોતાનો ભરમ કોઇને જાણવા દેવો નહી. પોતાને ત્યાં ચોરીચકારી થઇ હોય ને ચોરો બધુ સફાચટ કરી ગયા હોય તો પણ તે જાહેરમાં આણવું નહી. એવો તેઓમાં એક રીવાજ છે. એક ધનવાન કોમાટીના ઘરમાં એકવાર ચોરોએ ખાતર પાડી તેનું સર્વસ્વ સફાચટ કરી નાખ્યું. સવારે તે જોઇ કોમાટી તો માથે હાથ દઇ રોવા બેઠો, પણ તેટલામાં કોટવાલ સાહેબ છડી સ્વારી સાથે તપાસ કરવા આવ્યા. આવતાં કોમાટીને પેહલોજ સવાલ કીધો. કે શું શું ચોરાયું તેની નોંધ આપો કે હમો તપાસ કરીએ. જા ભાઇ જા, કોમાટી બોલ્યો, મારા ઘરમાંથી કશું ગયું નથી. પણ બારણાની પાછલ પડી રહેલી એક સાવરણી ગુમ થઇ ગઈ છે. કોટવાલ સાહેબ તો આ સાંભળી ડઘાઇજ ગયા અને બોલવા લાગ્યા કે ગામ લોક બધા કહે છે કે ચોરો તમારૂં ઘર સફાચટ કરી ગયા છે અને તમે તો આમ બોલો છો એનો ભરમ શું? કોમાટીએ થંડે કલેજે જવાબ દીધો કે ગામ લોક મારી વાત શું જાણે? મારી વાત મને ખબર કે ગામ લોકને? પણ હું તો કહું છું કે ચોરો મારૂં ઘર ફાડીને ખાલી પસ્તાતા હશે કે હજુ કોઇ બીજા ધનવાનનું ઘર ફાડયું હતે તો લાભ થતે! પોતાનો ભેદ છુપાવવાને કેટલી હીમ્મત?

## દુધને બદલે પાણીએ ભરેલો હાંડો.

એક વેળાએ એક રાજાએ પોતાના મેહેલને માટે મોટાં કદનો એક રૂપેરી હાંડો ઘડાવી તૈયાર કીધો, પણ તેને એવો વેહેમ આપવામાં આવ્યો કે તે વાપરતાં પેહેલાં તેને રૈયત પાસે થોડું થોડું દુધ મંગાવી ભરવો જોઇએ; તેથી તેણે તે હાંડાને એક ખુણામાં રાખી બધાને હોકમ કીધો કે ચોક્કસ દિવસે દરેક જણે આવી થોડું થોડું દુધ અંદર રેડી જવું. તે મુજબ દરેક જણે વિચાર કીધો કે રાજાને ત્યાં શી ખોટ પડી છે કે આપણા પાસે દુધ માંગે છે? એટલે દરેક જણે વિચાર કીધો કે ગુપચુપ દુધને બદલે પ્યાલો ભરીને પાણી રેડી આવવું, કેમકે આટલું બધું દુધ અંદર રેડાશે તેમાં એક પ્યાલો પાણી કયાં માલમ પડવાનું છે? દરેક જણે એમજ ઠરાવ કીધો કે, પાણીજ રેડવું, અને તેનાથી એક બીજાને વાકેફ નહી કરતાં સર્વેએ તે ઠરાવ પોતપોતાનાં મનમાંજ કીધો. ઠરાવ પ્રમાણે દુધે હાંડો ભરવાનો દિવસ આવ્યો ત્યારે દરેક જણ ગુપચુપ આવી હાંડામાં પાણી રેડી ચાલતા થયા. જ્યારે સઘળા કોમાટીઓ દુધ રેડી રહ્યા, ત્યારે બીજી કોમના લોકો માટે હાંડો બાહાર કાઢી તેઓને પણ ફરમાવ્યુ કે હાંડામાં દુધ રેડી જવું. હાંડો બાહાર લાવી જુવે તો અંદર દુધને બદલે તમામજ પાણી! પાણી! રાજાનો તે। ગુસ્સાનો પાર નહીં રહ્યો. તેણે સઘળાઓને બોલાવી એમ કરવાનું કારણ જાણવા માંગ્યું. તેઓએ જોયું કે ફસ્યા તો ખરા; ત્યારે ઠાવકું મોંહ રાખી રાજાને ખુલાસો કર્યો કે અમે બધા એકેક પ્યાલો પાણી રેડી ગયા એમ જાણવાને કે હાંડામાં કેટલાં પ્યાલા સમાય છે, અને તે જોઈ હમો હાંડો ખુશાલ દુધે ભરી દઇશું. હમે હવે માપ લઇ ચુકયા છીએ એટલે હવે તે પ્રમાણે દુધ ભરી દઇશું. રાજા આ સાંભળી ખુશી થયો, અને બધાને જતા મુકયા.

## બેવકુફ રાજાનો બેવકુફ ન્યાય-તેની બરકતથી રાજા પોતે ફાંસીએ લટકયો!

એક ગામમાં એક ધનવાન કોમાટીનુ ઘર હતું તે વખતમાં સઘળા ઘરો બાંધવામાં ચુનાને બદલે માત્ર માટી વાપરવામાં આવતી હતી. તે ઘર

પણ તમામ માટી કામનુંજ હતું, અને પડું પડું થઈ રહેલું હોવાથી ઘરધણી તેનું સમારકામ ચલાવતો હતો. સમારકામ ચાલતું હતું તે દરમ્યાન એક રાતે એક ચોર ઘરમાં ચોરી કરવા આવ્યો. જે ઠેકાણે હજુ તો ભીંત નવીજ ચણાયલી હતી ત્યાંજ તેણે ખાતર પાડયું અને અંદર ઘુસવા જાય છે તેવામાં તેજ ભાગ કડુડુ ધુબ કરતો તુટી પડયો, અને તેની અસર એ થઇ કે ચોર તેની હેઠળ દબાઇ મુઓ. તેના જોડે એક બીજો સોબતી પણ હતો તે ત્યાંથી પલાયણ કરી ગયો અને તેણે રાજાને ફરિયાદ કરી કે ઘર એવું નબળું હતું કે મારો ભાગયો કમભાગ્યે મરણ પામ્યો છે. રાજા તદ્દન બેવકુફ હતો એટલે તેણે તે ઘરધણીને પકડી મંગાવ્યો, અને તેને કહ્યું કે દીવાલ એવી નબળી શા માટે રાખી કે જેથી આ માણુસ માર્યો ગયો છે. એમ બોલી ઘરધણીને

ફાંસી ચઢાવવાનો હોકમ કીધો. બેએક લુચ્ચાઓ ત્યાં હતા તેઓએ જોયુ કે બેવકુફ રાજાએ બેવકુફી ભરેલો ન્યાય કીધો છે, માટે તેનો કાંઇ તોડ કહાડવો જોઇએ. ઘરધણીને ફાંસીએ ચઢાવવાનો હોકમ સાંભળતાંજ એક જણ હાથબક્ષ કરી રાજા હજુર હાજર થયો અને બોલ્યો કે, નામવર રાજા, આ માણુસને ફાંસી દેશો નહી, કારણ તે પાછો જન્મ લેતાં આ શેહેરની રાજગાદી ઉપર આવનાર છે એમ તેનાં ભવિષ્યમાં લખાયલું છે, માટે તેને ફાંસી નહી દેતાં તેની જગાએ મને ફાંસી દેશો. બીજો પણ એક તેવોજ લુચ્ચો ઠગ ત્યાં હાજર હતો તે વળી ઘરધણીને બદલે પોતેજ ફાંસીએ ચઢવાની રાજાને કાકલુદી કરવા લાગ્યો, જેથી નવે જન્મે તેને પોતાને રાજગાદી મળી શકે. બેવકુફ રાજા આ સાંભળી ગુસ્સે થયા કે, આ મુજીઓ મારી ગાદી પચાવી જવા તૈયાર થયા છે તો શું હું તે તેઓને પચવા દઇશ કે? શિપાઇઓને હોકમ કીધો કે તે બંનેને ત્યાંથી ઉપાડી જાય, અને ઘરધણીને પણ છોડી દીધો અને પોતાની ગાદી પોતેજ પાછી મેળવવાને પોતેજ ફાંસીએ લટકી ગયો!

## દુબલી ગાયની પીડા કેમ કહાડી?

એક ધનવાન પણ કંજુસ કોમાટી એક શહેરમાં વસ્તા હતા. તે જ્યારે બખીલનો બખીલ હતો, ત્યારે ધણિયાણી પરોપકારી ખવાસ ધરાવતી હતી. પણ કોમાટીભાઇ કોઇ દિવસે એક દોકડો પણ કોઇને ધર્માદા કહાડી આપે તેવો ન હતો, એટલે તે બાબત દરરોજ બંને ધણીધણિયાણી વચ્ચે ખુબ મારામારી ચાલ્યા કરતી. એમ કરતાં સ્ત્રી એક દિવસે મરણકાંઠે પડી. હવે કોમાટીને ત્યાં એક ઘરડી ગાય હતી તે બાપડી એટલી દુબળી થઇ ગયલી હતી કે તેની પીડા કહાડવાના વિચારમાંજ તે હતો. એટલે તેણે ઠરાવ કીધો કે કોઇ બ્રાહ્મણને તે દાનમાં આપવી. દાનનું દાન કહેવાશે, વળી મરવા પડેલી સ્ત્રી રાજી થશે, અને પોતાની એક પિડા દૂર થશે. ધણીનો આ ઠરાવ સાંભળી ધણિયાણી બાપડી ખુશી થઇ કે આખરે પણ તેનો ખાવિંદ દાન કરવા શીખ્યો ખરો; પણ તે બાપડીને થોડીજ ખબર હતી કે, ગાયની સ્થિતિ કેવી હતી. ગૌદાન હિંદુઓમાં બહુ મોટું ગણાય છે એટલું

તે જાણતી હતી એટલે પ્રાણીજીના ગૌદાન કરવાના ઇરાદાથી તે બાપડી બહુજ પ્રસન્ન થઇ ગઈ. આ ખટપટ ચાલતી હતી તેટલામાં એક બ્રાહ્મણ ત્રાંબાનો વાડકો હાથમાં લઇ ભીક્ષા માંગવા આવ્યો. કોમાટીએ જોયું કે આ બીલ્લું ઠીક સપડાશે. એટલે પોતાની આગળ આવતાંજ તે કહેવા લાગ્યો, મહારાજ આજ મારે તમને ગૌદાન દેવું છે. બ્રાહ્મણભાઇ તો તે જાણી હર્ષઘેલા થઇ ગયા અને તે માટેની ધરમક્રિયાનું કામ કરવા લાગ્યા. તે થઈ રહેતાંજ પાણી છાંટી-મંત્ર જપ વગેરે કર્યાં અને દાન લેવાને આકાશ તરફ ડોળા ફાડીને ઉભા. તેમને થોડીજ ખબર હતી કે ગૌદાનમાં મળનારી ગાય તો એવી છે કે રસ્તે જતાંજ ફસડાઈ જઇ તેને પોતાનેજ ફસાવી દેશે. ગાયને બાહાર કાહાડી, બ્રાહ્મણને સુપ્રત કરી કે તેને હાંકી લઇ જાવો. બ્રાહ્મણભાઇ હાડહુસ કરતા સોએક કદમ ગાયને જેમ તેમ હંકારી ગયા; કે બાપડી ગાય તો ફસડાઇ પડી અને અંતે તે મરી ગઇ. મુએલી ગાય ખભે ઉપાડવા માટે શહેરના રાજાને અમુક દંડ ભરવો પડે છે. તે પ્રમાણે દંડ લેવાને શહેરનો કોટવાલ ત્યાં આવ્યો. બ્રાહ્મણે સાફ ના પાડી કે એ ગાય તો હું ગૌદાનમાં હમણાંજ ફલાણા કોમાટી પાસેથી લાવ્યો છું એટલે ખરી માલેકી તો તેની કહેવાય; માટે જે દંડ લેવો હોય તે તેના પાસેથી વસુલ કરવો. કોમાટીએ સાફ કાન ઉપર હાથ મુકયા કે એ ગાય તો હું દાનમાં આપી ચુકયો, એટલે મારી કહેવાય નહી, એટલે હું એ દંડ માટે કશી રીતે જોખમદાર નથી. બ્રાહ્મણ કરગરી કહેવા લાગ્યો કે ભાઇ મારી પાસે દંડ આપવાને એક દોકડો પણ નથી. નફટ કોમાટી હસીને બોલ્યો કે ફીકર નહી, આ હાથમાંનો ત્રાંબાનો વાડકો આપી દેવો એટલે બધી પંચાતી મટી જશે. બાપડા ગરીબ બ્રાહ્મણને તેમ કરવુંજ પડયું અને હાય અફસોસ કરતો ત્યાંથી ચાલતો થયો. કોમાટીએ ત્રણ ગટ લગાડી ગૌદાન દીધું, બૈરીને રાજી રાખી, અને તેને ઉપાડવાના ખરચમાંથી પણ છટકી ગયા.

## ચોર પકડવાને કોમાટીએ વાપરેલી યુક્તિ.

એક કોમાટી રાતની વેળાએ બીછાના ઉપર સુતો સુતો પોતાની સ્ત્રી

જે હમેલદાર હતી તેના જોડે વાત કરતો હતો. તેવામાં તેણે એક ચોરને છાપરાં ઉપર ચઢી બેઠેલો જોયો. એટલે તેનો ઘાટ ઘડવાનો તેણે તાગડો રચ્યો. પોતાની સ્ત્રીને તે પુછવા લાગ્યો કે પ્રિયા, તને છોકરી અવતરશે તે ગમશે કે છોકરો અવતરશે તે ગમશે ? બાયડી બોલી કે મને તો છોકરીજ ગમે છે. કોમાટી કહે કે ના ના, મને તો છોકરો ભાવે છે, અને છોકરાને હું રામા એવું નામ આપીશ. બન્ને વચ્ચે એ બાબતસર ઘણીક રકઝીક ચાલી રહી બન્ને સાથે મોટે સાદે બોલવા માંડયું કે ગમે તે થાય પણ હું તો છોકરોજ ઇચ્છું છું અને તેને રામા નામ આપી, ઓ રામા અહીં આવ એમ હાંક પાડીશ. આ કોમાટી પોતાના ગામનો મુખી હતો તેથી રામા નામનો એક શિપાઇ બાહાર સુતો હતો, તેણે એ આવાજ સાંભળ્યો, એટલે સમજ્યો કે તેનો શેઠ તેને બોલાવે છે કે શું ? એમ સમજી તેણે દરવાજો ઠોકયો અને તે ઉઘડતાંજ પુછવા લાગ્યો કે શું ગરબડ છે ? હજુ તો આ ગરબડ ચાલે છે તેવામાં આડોશીપાડોશી જાગી ઉઠી ત્યાં જમાવ થઈ ગયા, અને તે સઘળા આ ગરબડનું કારણ જાણવા તલપી રહ્યા. કોમાટી ધીરે રહીને બધાને ખુલાસો કરે છે કે, મારી સ્ત્રીને છોકરી અવતરશે કે છોકરો તેની માત્ર તકરાર અમારા બન્ને વચ્ચે ચાલતી હતી, દરમ્યાન તેણીએ ફોકટની ગરબડ મચાવી દીધી. મેં કાંઇ તેણીને મારી કે હાથ વટીક લગાડયો નથી. જો તેની સાબેતી જોઇતી હોય તો પેલા ઉપર બેઠેલા (ચોર તરફ આંગળી કરી) ત્રાહીત માણુસને પુછી કરી લેવી. આ ઉપરથી તે રાતના પહરોણાને નિચે ઉતારવામાં આવ્યો, અને બેડીઓ ઠોકી કોટવાલીમાં ઘસડી ગયા. આ પ્રમાણે છુપાયલા ચોરને પકડવાની ફતેહમંદ યુક્તિ માટે સૌ કોઇ તેને સાબાસી આપવા લાગ્યા.

## સાસરૂં ઘેર સળગાવી દેનાર જમાઇજી !

એક ગામડિયા જમાઇએ સાસરૂં ઘેર કેમ સળગાવી માર્યું તેની એક જાણુવાજોગ વાત નોંધે ચઢી છે. ઘણા પુરાણા કાળમાં એક જમાઇજી, બનીઠનીને મોટાં શહેરમાં આવેલાં પોતાનાં સાસરાના ઘેરમાં જમવા ગયા. તે

વેળા દીવાની બત્તી, કાકડા અને તરેહવાર જાતના લેમ્પો ઝાઝા હસ્તીમાં આવેલા નહતા, એટલું કે શેહેરમાં તો કોઇ કોઇ ઠેકાણે જોવામાં આવતા, પણ ગામડાંઓમાં તો તેની હસ્તીજ હજુ ન હતી. સાસરાના ઘરમાં આવી ઝળકતી અને પ્રકાશ આવતી બત્તીઓ જોઇને જમાઇજી ખુબ આશ્ચર્ય પામ્યા. પોતાની આશ્ચર્ય મટાડવાને તેમણે ઘરમાં ફરતા પોતાના એક સાળાના તોફાની દુકતાને તે ચળકતી ચાઇચાઇ શી છે તે પૂછ્યું. તેણે હસ્તે ચેહેરે જવાબ આપ્યો કે, તે તો સૂર્યનારાયણનાં નાનાં બચ્ચાં છે જેને દરિયાની પેલી બાજુએથી બાહુ મુસ્કેલીથી અહીં આણી રાખ્યા છે. અને ભારે સભાળથી તેમને રાખવામાં આવે છે. જમાઇજી બહુ ખુશ થયા અને બોલ્યા કે ખરેખર તેને હાથ કરવામાં જે મુસ્કેલી પડી હશે તેનો બદલો તો તે ઠીક વાળી આપે છે. પેલા નાના ચેકુસે થોડોજ વિચાર કરેલો કે આ જંગલી હેવાન સરખો તેનો સગો હું જે કહીશ તે બધું સાચુંજ માની લેશે, અને વળી તે બાપડાને થોડીજ ખબર કે તે સગાજી તો ગામડાંમાં ઝાલીનાં ઝુપડાંમાં રહેનારા છે અને ત્યાં લઇ જઇ કાંઈ અડપલાં કરશે તો તેનું શું પરિણામ આવશે તેનો થોડોજ વિચાર તેણે કરેલો. જમાઇજી તો એટલા ખુશ થયા કે આ સૂર્યનારાયણનાં એક બચ્ચાંને ગમે તે મહેનતે ત્યાંથી ઉપાડી જવાનો મનસુબો કીધો. આથી ઘરમાંનાં બધા માણસો જ્યારે જમીખાઇ પરવારીને સુઇ ગયાં ત્યારે ધીમેથી ભાઇ ઉઠયા એક દીવામાંથી સળગેલો કાકડો ખેંચી કહાડયો અને તુરત તે છાપરાંમાં બળતો ને બળતોજ છુપાવી દીધો. તેમના મનમાં કે સવારે ઘરે જઇશ ત્યારે આ સૂર્યનાં બચ્ચાંને ઉંચકી લઇ જઇશ. તે કમબખત કાકરો છાપરાંમાં ખોસી સુતો નહી તેટલામાં બુમાબુમ પડી રહી અને આગના ભભુકા ઉઠયા, તથા ઘરમાં કે મોહોલ્લામાં તો બુમેબુમ ચાલી રહી. જ્યારે દોડાદોડી ચાલી ત્યારે કેટલાકોએ જમાઇને પૂછ્યું કે તમે તો કાંઇ તોફાન મચાવ્યું નથી કે? જમાઇજી તો જાણે કાંઇ મનમાંજ નહી હોય તેમ બોલ્યા કે એમાં શી વાત છે? એ તો મેં સૂર્યનું એક બચ્ચું અહીંથી કહાડી લઇ છાપડાંમાં મુકી છ઼ડયું હતું, બાકી તો કશું નહી. સાસરા ઘરે તો જમાઇજીનાં છાજ્યાં લીધાં, અને જમાઇજીને નામે નાહી નાખીને રડી બેઠા.

## લેહજતદાર ખાણું ખાનારો શોખીન જમાઈ!

એક જમાઈજી હંમેશાં પોતાને ગામથી પરગામ જતાં વચમાં પોતાનું સાસરૂં ઘર આવતું ત્યાં હંમેશ ધામો નાંખતા. સાસરીયામાં તેમને માટે સારાં સારાં પકવાનો બનાવવામાં આવતાં, તે તેમને બહુ ભાવતાં. પણ જાતે તેવણુ હતા બહુ ગાફેલ અને ભાનભુલા; કાંઇ નવું તેમની જાણમાં કે ખાવામાં આવતું તેનું નામ તેવણુને કહેવામાં આવતું તે તેઓ ઘડીના છઠ્ઠા ભાગમાં ભૂલી જતા. એક દિવસે એમજ તેઓ પોતાને ગામથી બીજે ગામ ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં સાસરૂં ગામ આવ્યું ત્યાં ધામો નાંખવાનો વિચાર કીધો. તેમની સ્ત્રી પણ પીહેરે હતી, એટલે તેણીએ તેમને સારાં સારાં પકવાન કરી જમાડયા. સઘળાં પકવાનોમાં તેમને "ખાજાં,' બહુ પસંદ પડયાં, અને ઠરાવ કીધો કે ઘરે જઈ સ્ત્રી પાસે વારંવાર કરાવી તે ખાવાં. પોતાની યાદદાસ્તમાંથી નામ જતું ન રહે તે માટે તેઓ જ્યારે ત્યારે મોંઢાં ઉપર "ખાજાં-ખાજાં" બોલી જાણે ખાજાના નામની જપ કરતા ત્યાંથી નિકલ્યા. અરધેક રસ્તે જતાં એક ગામ આવ્યું ત્યાં છોકરાઓ કાંઇ રમત રમતા હતા, અને તે રમતમાં તેઓ "હથેરી પાશા" એવું નામ બોલતા જતા હતા. જમાઇજીના ભેજાંમાંથી "ખાજાં" શબ્દ ભુલાઇ ગયો. અને "હથેરી પાશા" શબ્દ આવી ગયો ખાજાંને બદલે હથેરી પાશા બોલતા ચાલ્યા. થોડે જતાં પોતાનું ઘેર આવ્યું. ઠરીઠામ થતાં તેઓએ ધણીઆણીને હુકમ કીધો કે, મને હથેરી પાશા બહુ ખાવા ભાવે છે, માટે તે બનાવી લાવ. બાઇડી બાપડી સમજી નહી કે, ધણીજી "હથેરી પાશા" "હથેરી પાશા" શું બકયા કરે છે? એટલે તેમણે કહ્યું કે પ્રિય, "હથેરી પાશા" જેવું તો મને કાંઇ બનાવતાં આવડતું નથી. ધણીજી આથી ખુબ ચીડવાયા, અને ધણીયાણીની ધૂળ પખોડી કહાડી કે, રાંડ શંખણી, હથેરી પાશા બનાવવાના અખાડા કરે છે, એમ કહી ખુબ બરફાટી કહાડી. એટલી હદ સુધી કે મોઢાં ઉપર તથા શરીરના બીજા ભાગ ઉપર પણ સજ્જડ સપાટા ઉઠી આવ્યા. એટલે ધણીયાણી બાપડી પોકારી ઉઠી કે બસ કરો. જુઓની આખા શરીરે "ખાજાં" જેવાં બચકાં ઉઠયાં છે, માટે હવે બસ કરો. બાઇડી ખાજાં

બોલ બોલી એટલે ધણીજીની શુધ ઉઘડી ગઇ, અને ઝટ બોલી ઉઠયા કે, હા, હા, હવે યાદ આવી. "હથેરીપાશા" નહી પણ "ખાજાં" હું એ બોલ તદન ભુલી ગયો હતો, મને ભાન આવ્યું. ધણીયાણીએ ખાસ્સાં મજાહનાં ઉધાં હાથનાં બલઇયાં લીધાં. અને ધણીજીને ખાજાં બનાવી પછી તે ખવાડી તેમનો જીવ તૃપ્ત કીધો.

## હું કાગળ વાંચીને રડતો નથી, પણ મારાં કમભાગ્યને રડું છું.

એક અભણ જમાઇજી એકવાર સાસરે સીધાવ્યા, ત્યાં તેઓએ પોતાનાં અભણપણાથી કેવો રકાસ કરાવ્યો અને કીધો તેની એક રમુજી વાત કહેવામાં આવે છે. એમ જણાવ્યામાં આવે છે કે, આ ભણેલાગણેલા જમાઇજી કાંઇ કારણસર સાસરે ગયા હશે. બનાવ એવો બન્યો કે, તેવણના સસરાજી અને સાળાજી બંન્ને કાંઇ ધંધાસર બીજે ગામ ગયા હના, પણ ત્યાંથી ધણો વખત થયો કાંઇ સમાચાર જાણવામાં ના આવ્યાથી ઘરમાં સર્વ સ્ત્રીઓ ઉદાસ થઇ ગઇ હતી. તેવામાં બન્યું એમ કે ટપાલનો હલકારો કાગલ લઈ આવ્યો. સાસુજીએ તે ઝડપથી લીધું, અને જમાઇને વાંચવા આપ્યું. જમાઇજીએ તો કાગળને નીચું ઉંચું કીધું, ઉપર ફેરવ્યું નીચે ફેરવ્યું, અને તે પછી જોઇને રડી પડયા, તેમને ગળગળતાં આંસુએ રડતા જોઇ ઘરમાંનાં સઘળાંઓ પણ મોટે મોટે રડવા માંડયાં. તેઓ બધાં સમજ્યાં કે, જે ગામમાં તેઓ ગયા છે ત્યાં કાંઇક રોગચાળો હોવાથી રખે તેઓના જાનને કાંઇ જોખમ પોહોંચ્યો હોય! આ પ્રમાણે ઘરના માણસોને રોતાં જોઇ આજુબાજુથી પાડપાડોશી પણ દોડી આવ્યાં અને પુછવા લાગ્યાં કે, કાંઈ માઠા સમાચાર આવ્યા છે કે કેમ? અંતે એક બીજાં પાડોશી આવ્યા તેણે તે જમાઈજીના હાથમાંથી કાગજ ખુંચાવી લઇ વાંચવા માંડયો, તો તેમાં તો બધાના ક્ષેમ કુશળતાના સમાચાર જોવામાં આવ્યા, અને પોતાનું કામ ખલાસ કરીને તેઓ આવવા નિકળી ચુકયા હતા. આ જાણી બધાં ખુશી થયાં અને જમાઈજીના નામનાં છાજીયાં લીધાં! જમાઇજીએ ખુલાસો કીધો કે, "હું કાગળ વાંચીને નહી, પણ મારાં કમભાગ્યને રડયો હતો.

# હસો–સાસુજી હસો !

એક બાપડા મૂર્ખના સરદાર જમાઇએ પોતાની સાસુને પાણીમાં ડુબાડીને કેમ મારી નાખી તેની વાત જાણવા જેવી છે. એક સખત તપો-ટાને દિવસે ખડે મધ્યાને એક વખત જમાઇજી ખેતરેથી પાછા ઘરે ફરતા હતા. ખેતરે કાપણી કરવા ગયા હતા, એટલે દાતરડું કમરે બાંધી દીધું હતું. દાતરડાની લોખંડની ખરપી, લાંબો વખત તપતા તેજમાં કામ કરી કરીને ખુબ તપી ગયલી હતી, અને તેની ગરમીથી તે બાપડાની કમ્મર તેનાથી ખુબ દાઝી ગઇ, અને તે એટલી હદ સુધી કે ચામડીને ખુબ લાગ્યાથી, ચચણાટ થયો અને તેના આવેશમાં તેણે બુમાબુમ કરી મુકી. દરમ્યાન એવો બનાવ બન્યો કે એક બીજો ભલો માણસ તેને સામો મલ્યો, અને તેણે પેલા મૂર્ખાને આવી રીતે બુમાબુમ કરવાનું કારણ પુછયું. તેણે પોતાને થતી બળતરાનો ખુલાસો કીધો, એટલે તે ભલો માણસ તેને પડોસમાં આવેલી નદી કીનારે લઇ ગયો, અને પેલું દાતરડું પાણીમાં ઝબકોળી કઢા-વ્યું. તે પછી પેલા મુર્ખાજીએ તે પાણીમાંથી કાઢયું ત્યારે તે થંડુંગાર થઇ ગયું હતું, એટલે ખુશી થયા અને તે પાછું કમરે બાંધ્યું. તે બાબતનો વિચાર કરતા ઘરે ગયા. ત્યાં આવતાંજ તેને તેની સ્રીએ ખબર આપી કે, તે સ્રીની માતા–મૂર્ખાની સાસુને–ખુબ તાવ ચઢયો હતો, અને તે જાણે ભુજાઇ જતી હોય તેમ ગરમ થઈ ગઇ હતી, અને તેની પિડાથી ભારે વેદના ભોગવતી હતી. સ્રીએ, પોતાના ધણીને સૂચવ્યું કે, આ વેદના કમી કરવાને કાંઇ ઉપાય કરવો જોઇએ. તેમણે પોતાનાં ગરમ થયલાં દાતરડાંને કેમ થંડું પાડવામાં આવ્યું તે બીના યાદ કરી, પેલી ડોશીના ઉપર પણ તેજ ઉપાય અજમાવવાની પોતાની સ્રીને ભલામણ કરી. ધણીયાણી પણ ઝાઝી ખબરદાર નહતી, એટલે તે હુશિયાર ધણીએ બતાવેલા ઉપાય સાથે સંમત થઈ, અને એમ કરી બંને જણ પેલી બાઇને નદી કીનારે ઉપાડી લઇ ગયાં, અને ત્યાં લઈ જઇ તે બાપડીને પાણીમાં લાંબો વખત ઝબકોળી કહાડી. ડોશી તો બાપડી ઢીલ્લા આંચકાથી અર્ધમુઇ થઇ ગઇ હતી, અને નદીમાં ઠંડા પાણીમાં લાંબો વખત ઝબકોળાયાથી તે બાપડી તદ્દન નસીસ થઇ

પડી, એટલે સુધી કે તેને ઉંપરાછાપરી આંકરાં આવી ગયાં અને દાંત્યાં કકડાવા લાગી, અને મરણતોલ થઇ પડી. જમાઇજી તો સમજ્યા કે સાસુજી તેના ઉપાયથી સાજી થઇ હસે છે, અને તે જોઇ પેલી બચારી મરણ કાંઠે પડેલી બાઇને કહેવા લાગ્યા કે, "હવે સાજાં તાજાં થઇ ગયાં એટલે હસો, સાસુજી હસો, હવે તમારો તાવબાવ નાહાસી ગયો છે, માટે ખુબ હસો ને ખુશી થાઓ." એમ કરતાં તે બાપડી તો ત્યાંજ થંડી થઈ ડોળા મીચી શ્વાસ છોડી દઇ લાંબી થઈ પડી. એટલે પછી જોઇ લેવો જમાઇજીનો ત્યાં ફેસ્તો!

## એક રતાંધળા જમાઇએ સાસરા ઘરમાં મચાવેલું રમખાણ.

એક નવાસવા પરણેલા જમાઇજી પેહેલવેહલાજ સાસરા ઘરમાં જમવા પધાર્યા. જમાઈજી જરા આંખે ચુંચા અને રતાંધળા હતા, એટલે દિવસે અજવાળાંમાં તો બધું જોઇ શકે પણ રાતે અંધારૂં થતાં કાંઇ દેખતા નહી. પરણતી વેળા જમાઇજીની આ ખોડ સાસરિયાંવાળાઓને ખબર નહી પડી એટલે ગુપચુપ પસાર થઈ ગયું, અને પરણી તો બેઠા. ઘરમાં ગયા તે વેળા લગાર અંધારૂં થવા આવ્યું હતું. એટલે સિધાને સિધા ચાલતા તે ઘરને લગતા અનાજ ભરવાના કોઠારમાં ઘુસી ગયા. જાતે શરમાળ હોવાથી કોઇને કાંઇ પુછતા ગાછતા નથી અને ચાલ્યું ત્યાં સુધી ચાલ્યા કીધા, એટલે કોઠારમાં પેસી ગયા; પણ ત્યાંથી બાહાર નિકળવાનો માર્ગજ નહી સુઝે, એટલે આમ તેમ અફળાયા ઝીકાયા કરે. એમ જોઈ તેમનો એક સાળો, બનેવીજી કોઠારમાં કયાં ભરાઇ ગયા એમ વિચાર કરતો તેમની મદદે આવ્યો, અને તેમને બાહાર કાઢયા. ખુબ ચાંઇ તો લાગ્યું, એટલે પોતાની હુશિયારી બતાવવા અને ભુલ છુપાવવા બોલ્યા કે, મારા ઘરમાં કોઠાર છે તે આની બરાબર છે કે કેમ તે તપાસવા હું અંદર ગયો હતો. ત્યાંથી બાહાર નિકળી જેમ તેમ ઠેકાણે પડયા. થોડેકવારે આમતેમ ફરતાં, ઘરમાં પાળેલો મેંઢો જે બહુ મસ્તીખોર હતો અને તેને તે વેળાએ એક થાંભલા સાથે બાંધેલો હતો, તેના જોડે અથડી પડયા, એટલે તે તો આમ તેમ

અફાળઝીકમાં પડયા. તે મેંઢાંને માત્ર શણગારને ખાતર તેનાં શિંગડાં અને કાનને લોખંડની કડીઓ પેહરાવેલી હતી, તેનો ખડખડાટ થવા લાગ્યો, એટલે જમાઇજીએ ભવિષ્યમાં સાવચેતી રાખવાનો ઠરાવ કીધો હતો. રાત્રે સઘળા જમવા બેઠા ત્યારે સાસુજી વાણી પીરસવા નીકલ્યાં. તે વેળા, પોતાના ઘણઘણ ઘોરી જમાઇને દેખાડવા ખાતર ખુબ ઘરેણા ગાંઠાનો ઠઠારો કીધેલો હતો. ઠણઠણાટ કરતાં તેઓ જમાઇજીનાં ભાણામાં ઘી પીરસવા આવ્યાં, ત્યારે ઘરેણા–ઘુંઘરી વગેરેનો ઝણકાર જમાઇજીના સાંભળવામાં આવ્યો. એટલે તેઓ સમજ્યા કે, કમબખત મેંઢો પાછો છુટી આવ્યો છે, એટલે સાવચેતીને ખાતર તેવણે તો સાસુજી ભાણાં ઉપર વાંકા વળેલાં તેનેજ મેંઢો સમજી, બંને હાથની મુઠીઓ વાળી સાસુજીના બંને પાસામાં ચઢાવી દીધી, જેમ કરતાં સાસુજીને નાક ઉપર પણ મુક્કા લાગ્યા, એટલે તેઓ તો પીરસવાનું પડતું નાખી નાહાસી ગયાં. હવે એ તો જેમ તેમ ખલાસ કીધું. રાત્રે હવે સુવાનો વખત થયો અને તેમને માટે નક્કી કીધેલા ઓરડામાં બંને ધણીધણીયાણી ગયાં. જતાં વાર ધણીએ પોતાની આ મુસીબતનું કારણ સહેજ પોતાનાં ધણીયાણીને સમજાવ્યું, અને તેણીને કહ્યું કે, રાતની વખતે મારે બાહાર જવું પડે તો હું સહેલથી જા આવ કરી શકું, તેટલા માટેં ખાટલાના પગ સાથે એક દોરડું બાંધી, બીજો છેડો વાડામાં એક થાંભલા જોડે બંધાવવો, કે જવું પડે તો તે ,દોરડાંનો આશ્રય લઇને જા આવ કરી શકાય. રાત્રે એક વેળા તે પ્રમાણે બાહાર નીકળવું પડયું, ત્યારે છેડો પકડી જમાઈ બાહાર ગયા તો ખરા, પણ આવતી વેળા કમબખત મેંઢાને પણ વાડામાં બાંધેલો હોવાથી તેણે ત્યાં બાંધેલું દોરડું મોઢામાં લઈ ચાવી કુચો કરી નાંખેલું: એટલે આવતી વેળા દોરડું તેમના હાથમાં આવી શકયું નહી. બાપડા જેમ તેમ ટંટોસી ટંટોસીને ચાલ્યા આવ્યા પણ ઘુસ્યા સાસુજીના ઓરડામાં. સાસુજી સમજ્યાં કે કોઇ ચોર ભરાયો છે કે શું ? એમ સમજી તેઓએ તો એટલો શોરબકોર કરી મુકયો કે, જમાઇજીને તો બરડે પાણી ઉતર્યું. પણ તેટલામાં બતી સળગાવવામાં આવી તો ચોરની જગાએ તો જમાઇજી બુઢાજીની માફક ત્યાં ધ્રુજતા ઉભેલા જણાયા. તેઓએ

તુરત કાંઇ ચાતુર્ય લગાવ્યું કે, રાત્રે મારો કસુર થવાથી હું ક્ષમા માંગવા આવ્યો હતો. આ જોઈ બધા શાંત તો થયાં, પણ ભિતરની વાત તો સાહેબજીજ જાણે!

## ઈશારતની વાતચીતથી દળણું દળનારો કેમ લખોપતિ થયો?

એક શહેરમાં દળણું દળીને કથાવટીએ ગુજરાન ચલાવતો એક દુખિયારો, રાજાની મહેરબાની મેળવી કાંઈ કામ મેળવવાની યુક્તિ કરતો હતો. એ માટે તે દરરોજ રાજાને મહેલમાંથી જતાં આવતાં તેના માર્ગ વચ્ચે ખડો થઇ રહેતો; પણ બાપડો નસીબનો એટલો બળીઓ કે રાજાનું ધ્યાન ખેંચાયજ નહી. અંતે એક સાંજે બાહારથી ફરીને રાજા પોતાના મહેલમાં દાખલ થતો હતો, તે વેળા પેલા બાપડાને એક ખુણામાં ઉભેલો જોયો. રાજાએ પણ તેને પીછાણ્યો કે તે બાપડો રોટી બનાવવાનાં એક કારખાનામાં ઘઉંનો લોટ–દળીને દહાડા પુરા કરતો હતો. તેને ત્યાં ઉભો રહેલો જોઇ દરબાર ભરાવાની વેળાએ તેને બોલાવ્યો તે પ્રમાણે તે હાજર થતાંજ ઇશારતમાંજ રાજાએ પૂછ્યુ કે "તું શું ધંધો કરે છે?" તેમ કરતાં તેણે પોતાના હાથની મુઠી વાળી ને ગોળગોળ ફેરવી. તેવીજ ઈશારતથી તેણે જવાબ આપ્યો અને તેમ કરતાં એક આંગળું પેટ ઉપર મુકી પેટ બતાવ્યું, પછી બધાં આંગળાં વાળી દઈ છેવટે બે આંગળાં બતાવી જણાવવા માંગ્યું કે માત્ર બે આના રોજ મેળવું છું. અને તેથી લગભગ ભુખે મરૂં છું. રાજા તો આ મુગી ઇસારાની વાત સમજી ગયો, પણ દરબારીઓ કંઇજ સમજી શકયા નહી; એટલે તેઓ વિમાસણ અને ગભરાટમાં પડયા કે આ કાંઈ છુપી ભેદભરી વાત બંને વચ્ચે ચાલી રહી છે, વળી આ માણસ ઉપર રાજાની મહેરબાની લાગે છે તો એમાં કાંઇપણ ભેદ હોવો જોઇએ. માટે એ માણસને સઘળાઓએ કાંઇ દાણદક્ષિણા આપી આપણી પક્ષમાં ખેંચી લેવો જોઇએ કે કોઈ પ્રકારે તે આપણું આથણું મોઠું નહી કરે. આમ વિચાર ચલાવી તેઓ બીજે દિવસે સઘળા ભેગા થઈ તેને ઘેરી ઉભા, અને રાજા જોડે આગલે દિવસે થયલી ગુપ્ત વાતનો

ખુલાસો પુછવા લાગ્યા. પેલો દળનારો પણ હતો પાકો. એટલે તેણે જોયું કે કે આ સઘળાઓને નીચોવવાનો ઠીક જોગ મળ્યો છે. એમ ધારી તેણે સમજાવ્યું કે રાજાએ મુઠી વાળી જે ઇશારત કરી તેનો ભાવાર્થ એજ કે, આ વાત બાહેર પાડવી નહીં, પછી ગોળ ગોળ ફેરવી તેનો ભાવાર્થ એ કે હું બધેબધ ફરી આવ્યો છું કે નહીં તે જણાવવું. પછી પોતે કરેલી ઇસારતનો ભાવાર્થ સમજાવતાં બોલ્યો કે મેં મારા પેટ ઉપર આંગળું મુકયું તે કબુલાત આપી કે સઘળી વાત છુપી રાખી, એ આંગળાની જે ઇશારત મેં કીધી તેનો ભાવાર્થ એજ કે મેં જે છુપી બાતમી મેળવી છે તે બે દિવસમાં ખુલ્લી કરીશ. આ સાંભળી સઘળા દરબારીઓ જે તદ્દન ધુતારા અને લોકોને ઠગનારા અને લુટનારા હતા તેઓ ગંભીર વિચારમાં પડયા કે, હવે આપણું આવી બન્યું છે; આ કમબખત બધો ભેદ ખુલ્લો કરી આપશે તો આપણે બધા સદાના રદ થઇ જશું, માટે આ માણુસને જરૂરજ દાણ દક્ષણા કરી તેને ચુપ રાખવો જોઇએ. તેઓએ અંતે પોતપોતાનામાં ઉઘરાણું કરી મોટી લાખોની રકમ જમા કરી તે પેલા દળનારાને આપી. આથી તે બાપડાનું દળદળજ ફીટી ગયું. તેણે તો ભપકામાં પાલખીમાં બેસી ફરવા માંડયું. રાજા તે મામલો જોઈ આશ્ચર્ય પામ્યો, અને એકવાર તેને મલીને સવાલ કીધો કે, આ સઘળો ફેરફાર કેમ થઈ ગયો? પેલાએ બનેલી સઘળી વાત કરી, એટલે રાજા ખુશી થયો; બધા દરબારીઓ માત્ર પ્રપંચીયા છે એમ ખાતરી કીધી અને પેલા દળણું દળનારને તેની હુશિયારી માટે રાજ્યમાં સારો ઓહ્દો આપ્યો.

## માંદા સસરાની ખબર લેવા ગયલો બહેરો જમાઇ!

એક જમાઇરાજ પોતાના માંદા થઈ ગયલા સસરાની મુલાકાતે જવા નિકળ્યા. તેઓ છેલ્લી મુલાકાત આપી આવ્યા પછી જમાઇજી કાને બહુ બહેરા થઈ ગયા હતા, એટલે પોતાની એ ખોડ સાસરિયામાં માલમ નહીં પડે એવા હેતુથી ત્યાં જઇને વાતચીત કેમ કરવી તેનો પ્રોગ્રામ નક્કી કીધો. તેણે ગોઠવ્યું કે હું જેવો જઈશ તેવો ડોશાને સવાલ કરીશ, કે તમે કેમ છો? અલબત ડોશાજી તેનો જવાબ તો એમજ આપશે કે 'ભાઈ જરા ઠીક છું,'

એટલે તેમ બોલશે કે તુરત તે સાંભળીને હું ખુશી થયો હોઉં, એવો દેખાવ કરીશ. પાછો સવાલ કરીશ કે 'તમે શું ઓષડ ખાઓ છો?' એટલે તે જે જવાબ આપશે તે સાંભળીને હું કહીશ કે એ ઓષડ તો ખરેખર રામબાણુજ છે. વળી છેલ્લો સવાલ કરીશ કે 'કયા વૈદનો ઓષડ લો છો?' એટલે તેનો જે જવાબ આપશે તે જોઇને હું બોલીશ કે, બેશક વૈદ બહુ હુશિયાર છે, અને ઠીક થયું કે તેને તમે શોધી કહાડયો. ખરેખર સસરા સાથે એજ સવાલ જવાબ થશે એમ તેણે માની લીધું, પણ વખતે તે કાંઈ બલતા જવાબ આપે તો તે વેળા શું થશે તેનો તો તેને ખ્યાલજ આવ્યો નહીં. એજ પોતાની માની લીધેલી વાતજ થશે એમ માનીને બેહરા ઠુંઠ જમાઇજી સસરાને મળવા ચાલ્યા. હુસક હુસક જમાઇજી સાસરે પધાર્યા, એટલે જમાઇજીની બહુ આગતા સ્વાગતા કરી માંદા સસરાની આગળ લઈ ગયા. ત્યાં જતાં વારજ જમાઇજીએ સસરાને સવાલ કીધો કે 'તમે કેમ છો?' સસરાજીએ તો જમાઈજીની વાતથી ઉલટોજ જવાબ આપ્યો કે, ભાઈ દિનપ્રતિદિન મારી તબીયત બગડતી જાય છે. જમાઇજીની બલા જાણે કે સસરાજી શું બકી ગયા? તેમણે તો માની લીધું કે ધારી રાખેલો જવાબ આપ્યો હશે એટલે તેઓએ ઉત્તર આપ્યો, કે 'એ સાંભળી હું ખુશી છું, સારા થતા જાઓ છો એ સાંભળી હું ખુશી છું.' આ જવાબથી તો સસરાજીને આડાંઉભાં થાય અને પેટમાં કુતરાં દોડે કે જમાઈજી શું બકે છે? જમાઇએ એ પછી સવાલ કીધો કે 'શું દવા લો છો?' સસરાજીનું તો પાકીને પલેયર થઇ ગયલું એટલે બોલ્યા કે "ધુળ ને ઢેફાં, ઇંટના કકડા લેઉં છું." જમાઈજીની જાણે બલા કે સસરાજી શું બોલ્યા એટલે તેમણે તો ગોઠવી રાખેલો જવાબ આપ્યો કે, "બેશક એજ દવા બહુ રામબાણુ છે, અને એ દવા તમારા દરદ ઉપર ગુણકારી છે." સસરાજી તો દાંતયાં કચકચાવે કે આ મુજી જમાઈ મારૂં આથણું મીઠું કરવા આવ્યો છે કે શું? છતાં ધીરજ રાખી શાંત રહ્યા. જમાઇજી તો બાપડા સમજ્યા કે સસરાજીએ, ગોઠવી રાખેલોજ જવાબ વાળ્યો હશે, એટલે ફરીવાર ગોઠવેલો છેલ્લો સવાલ પુછયો કે 'તમારો વૈદ કોણ છે?' સસરાજી ફફડી ચટકી રહેલા હતા એટલે બોલી ઉઠયા કે 'જમડો મારો વૈદ' છે.

બેહરા ઠુંઠ જમાઇજી સમજ્યા કે સસરાજીએ બરાબર ગોઠવી રાખેલોજ જવાબ આપ્યો હશે એટલે બોલ્યો કે, 'વૈદ તો ઠીક હુશિયાર શોધી કહાડયો છે, અને આ હુશિયાર ડાકટરની રામબાણ ઔષધીથી જરૂર તમો સાજા તાજા થઇ જશો.' ફૂફડી ચટકી રહેલા સસરાજીનું હવે પુરંજ પાકી ગયું અને એટલા ચીડવાઇ ગયા, કે મારો જમાઈ જાણી જોઇને મારી મશ્કેરી કરવા આવ્યો છે એમ સમજીને ઉશ્કેરાઇને જમાઇને એવી એક લાત ઝાડી કહાડી કે બહેરા જમાઇજી તો લપેરા ખાતા નીચે પડયા, એટલે બહેરા જમાઇ અને માંદા સસરાજીની આ હોશભરેલી મુલાકાતનું આવું છેવટ આવ્યું.

## નાળિયેરિના ઝાડ ઉપર ઘાસ ઉગે છે!

એક ચોરાંટિયો નાળિયેર તફડાવવાને એક વાડીમાં જઇ નાળિયેરી ઉપર ચઢયો. હજુ તો પોતાની તે ઇચ્છા પાર પડે તેટલામાં વાડીનો માલેક આવી ગરબડ કરવા લાગ્યો, એટલે પેલો ચોરાંટીયો પાછો નીચે ઉતર્યો. વાડીવાળાએ તો ખુબ બુમરાણ મચાવ્યું, એટલે સાહુકારે જોયું કે અહીં કાંઇ ગરબડ સરબડ કરવી જોઇએ, એટલે તે બોલ્યો કે ભાઈ, હું મારા ભુખે મરતાં વાછરડાંને માટે ઘાસ શોધવા ચઢયો હતો. વાડીવાળો ગુસ્સે થઇ પોકાર કરવા લાગ્યો કે, કમબખ્ત, નાળિયેરીના ઝાડ ઉપર તે કાંઇ ઘાસ ઉગતું હશે? તું કાંઈ બીજી દુષ્ટ નિષ્ટાથી ચઢયો હતો. ચોરે ધીરે રહી ઉત્તર આપ્યો કે હું ઉપર ચઢયો ત્યારે જાણ્યું કે એ ઝાડ ઉપર ઘાસ ઉગતું નહીં હશે એટલે હું નિચે ઉતરી પડયો, કેમકે કોઈ મને મૂર્ખો ધારી બેસશે એમ મને લાગ્યું.

## નીમ હકીમ અને કટલેહામ.

એક નીમહકીમે, હકીમ હોવાનું ડોળ ઘાલી એક દર્દીનો કેમ જીવ લીધો તેની રમુજી કેફીયત નોંધાયલી છે. કહે છે કે એક ગામમાં એક હુશિયાર વૈદ હતો તે મરી ગયો. તેની નોકરીમાં એક માણસ હતો તેને તે મરતી વખતે પોતાની દવાની ડેલી આપી ગયો. ભાઇ હતા તો તદ્દન ઢઢા છતાં, તેમણે હકીમું કરવા માંડયું. ડેલીમાં તરેહવાર ડબાડબીઓ દવાના ભરેલા હતા, પણ

અલ્લાહમિયાં જાણે કે. કઈ અમુક દવા કયા અમુક રોગ ઉપર આપવાની; કારણ ખરેખર હકીમજીની હૈયાતીમાં તો તેવણ તદ્દન મુઢ અને હકીમજીના કડછા માસ્તર હતા. એતેફાક એવો બન્યો કે ગામમાં એક માણસ માંદો પડયો; એટલે પેલા નીમહકીમને બોલાવ્યા. તે હકીમજી તો વળી પોતાના એક માણસને જોડે લઇ તે માંદાને તપાસવા ગયા, ત્યાં જઇ તેઓએ પેલી ઠેલીમાંથી નજાણતે એક ડબી કહાડી તેમાંથી એક પડીકી બનાવી તે દર્દીને પાણીમાં પાવા ફરમાવી. દવા તો શું અને શા દર્દની છે તે તો હકીમજીની બલાને પણ ખબર નહતી; પણ મરનાર હકીમજી વારંવાર તે ડબીમાંથી દવા આપતા હતા એટલે તેમણે પણ તેમાંથીજ તે દવા આપી. દવા તો ઝાડાની હતી, એટલે એક તો દર્દીને ઝાડા તો થતાજ હતા અને વળી ઝાડાની દવા એટલે બાપડા દર્દીને તો ઝાડાની રેલમછેલ થવા માંડી અને અંતે ગરબડગોટો થઈ ગયો; એટલે બાપડો દર્દી તો જમને દ્વારે પહોંચી ગયો. બાપડાના ઘરમાં રડારોળ થઇ રહી. કમનસીબે ઘરમાં મરદ કોઇ નહતો, માત્ર બેજ બાઇ હતી; એટલે તેણીઓએ હકીમજીને આગ્રહ કીધો કે, મુરદાંને સ્મશાને લઈ જવાને તેઓએ બન્નેને મદદ કરવી. બંને જણ કબુલ થયા અને ખાંધ મારી મુરદાંને સ્મશાને લઇ ચાલ્યા, દર્દીને ઝાડાનું તો એટલું જોર હતું કે મરણ પામેલાની ઠાઠડીમાં પણ રહ્યો સહ્યો છડછડાટ ઝાડો થઇ ગયો, અને તેની બધી રેલમછેલમ પેલા હકીમજીના મદદનીશ ઉપર થઇ ગઇ. એટલે તેમણે તો મનમાં ને મનમાં બધાંને ચોપરવાદી કરવા માંડી. પરિણામ એ આવ્યું કે બીજે એક ઠેકાણે તેમને હકીમજી તરીકે બોલાવવામાં આવ્યા. ગયા પછી હકીમજી અને તેમનો મદદનીશ માંહોમાંહે ગરબડ કરવા લાગ્યા કે અહીં કંઇ પણ ગરબડગોટો થાય તો હું કાંઇ ખાંધ મારવાનો નથી, અને કારણમાં જણાવવા લાગ્યો કે તે દિવસે હું બધો ખરડાઇ લપટાઇ ગયો હતો. ઘરના માણસોને આ ઉપરથી કાંઇક વહેમ પડયો. અને હકીમજીને હાંકી કહાડયા. નીમ હકીમનો તો ત્યાં ફેસલો થઇ રહ્યો; પણ તેરીબી ચુપ ને મેરીબી ચુપ એમ સમજીને તેઓએ ચુપચુપ ચાલવા માંડયું.

## કોઠારમાં ભરાયલો ચોર કેમ પકડાયો? ઘેરનો ગોધો આંખ ફોડે!

એક શેહેરમાં એક અઠંગ ચોર, લોકોને બહુ ત્રાહ ત્રાહ બોલાવતો હતો. ખુબી તો એ કે તેમ કરવા છતાં તે પોલીસના હાથમાં સપડાઇ શકતો નહીં. એક વેળા તે ફાવેલો ફાવેલો તરેહવાર પરાક્રમો કરી રહ્યો હતો, એટલે પોલીસે તો ખાઇપીને તેની પુઠ પકડી હતી તે વાતની તેને ખબર પડી ચુકી; એટલે તેણે ભરાવા છુપાવાની કોશેષ કરવા માંડી. ઘણીક વેળા તેમ છતાં પોલીસના હાથમાંથી તે છટકવા પામ્યો હતો. પણ જ્યારે નહીંજ ચાલ્યું ત્યારે એક દિવસે તે ઘરમાંજ અનાજના કોઠારમાં છુપાઇ રહ્યો. ઘરમાં માત્ર છ વરસના વયનો તેનો એક છોકરો હતો તેને તેણે તાકીદ કરી કે કોઈ પણ પુછતું આવે તો અજાણપણું બતાવવું, અને કાંઇ કહેવું નહીં. પોલીસને પકી બાતમી મળી કે સાહુકાર આજ તો ઘરમાંજ ધામો નાંખી પડેલો છે, એટલે પોલીસ છડી સવારી સાથે ઘર આગળ આવી પોહોંચી. ઘરમાં આમ તેમ ફાંફાં મારતાં તેનો કશો પત્તો મલ્યો નહીં એટલે તેઓએ પેલા બાળકને ફોસલાવી પૂછ્યું કે, બેટા તારા પપા ક્યાં ગયા છે? તે બાપડું બચ્ચું શું સમજે કે આ બધી ધાડ શા માટે છે? એટલે ને તો નિર્દોષપણે બોલ્યો કે, નહીં નહીં પપા, આ કોઠારમાં છેજ નહીં, ખાતરી ભરેલી રીતે તે એમાં નથી. પોલીસ સમજી ગઇ કે આ બાળકને આપણે કોઠારની વાત પુછી નથી અને તે કોઠારની વાત કરે છે, એટલે તેમાં કાંઇ ભરમ હોવો જોઇએ. આ અજાયબ જેવા જવાબથી ચોંકી પોલીસે તો કોઠાર ઉઘાડયો અને તેમાં તપાસ કરી તો અંદરથી તે તેઓ છેક તલિયામાં છુપાયલા હાથ લાગી ગયા. એટલે મુસ્કેતાટ કરી તેને પકડી લઇ ગયા.

## ઘરમાં ભરાયલા ચોરને પકડવાની એક યુક્તિ.

એક ગામડાંમાં એક વેપારી રહેતો હતો. આખો દિવસ પોતાનાં કામમાં કાઢયા પછી રાતની વેળાએ તે સુવા ગયો. ત્યાં જોવું શું કે એક પહરોણાજી ઘરના બારોતયા પાછળ છુપાઇ રહી ઘરધણીને સુઈ જવાની રાહ જોતા

હતા. ઘરધણી હતો પાકો; તેણે તેવણુને ફસાવીને પકડવાનું છટકું માંડ્યું, પણ જોયું કે એકલે હાથે કાંઇ બનવાનું નથી અને બુમરાણ કરીશ તો પહરોણાજી તે સાંભળી ભાગી જશે અને વળી વખતે મને મારી પણ જશે. એટલે તેણે એક યુક્તિ કીધી; બધા પોતાના પેટી પેટારા સાબુત બંધ થયા છે કે કેમ તેની તપાસ કરતો હોય તેમ તે આ મુકીને પેલી અને પેલી મુકીને આ, એમ પેટી પેટારા તપાસવા લાગ્યો. તપાસતાં તપાસતાં એક પેટારો ઉઘાડ્યો, અને જાણે તેમાંથી વિંછુ નીકળી આવ્યો હોય અને તેણે તેને ડંખ દીધો હોય તેમ બરાડો બરાડ પાડવા માંડી. પાડોસમાં જનાવરોનું વિખ ઉતારનાર એક માણસ રહેતો હતો તેને બુમ પાડી બોલાવ્યો. તે આવ્યો અને ઝેર ઉતારવાને તૈયારી કરવા લાગ્યો. ઘણીકવાર તેમ કીધા પછી તે જાદુગર તેને પુછવા લાગ્યો કે કેમ ભાઇ, ઝેર ઉતર્યું કે? હા, ભાઈ હા, તેણે ઉત્તર દીધો, એ ઝેર તો છેક નિચે ઉતરી ગયલું જણાય છે; પણ પેલા અજાણ્યા પહરોણા હજુ ભાલમાં ઘુસી બેસી રહ્યા છે તેવણ હજુ ઉતર્યા નથી. પેલા જાદુગરે જોયું તો ખરેખરજ ત્યાં એક રાતના નવરી વેળાના પહરોણા છુપાયલા હતા; તેમને સાદ મારી નીચે ઉતાર્યા અ બંને જણે મલી પકડયા અને મુસ્કેતાટ કરી પોલીસને સ્વાધીન કરી દીધા.

## અક્કલ વેચીને ચણા ખાધા!

એક શેહેરમાં એક વખતે એક ધનવાન સાહુકાર રહેતો હતો. તે છતે ધને એટલો લોભી હતો કે, એકવાર લોભીઆપણું કરતાં એક વેરાગીના સજ્જડ સપાટામાં આવી ગયો, અને ત્યારેજ તેને માલમ પડ્યું કે આ તો આપણે અક્કલ વેચી ચણા ખાધા, અને હવે ડાહપણ શીખ્યા કે, લોભ ત્યાં થોભ નહી. એમ બનાવ બન્યો કે એક ઠગ વેરાગી ગામમાં આવી લાગ્યો તે પોતાની જોડે એક પોપટને લાવ્યો હતો, તેને કાંઇ પણ સવાલ પૂછવામાં આવતાં તે પોપટ જવાબ આપતો કે 'બેશક.' બન્યું એમ કે એક દિવસે વેરાગી છુપાછુપ કાંઈ નાણું દાટી આવ્યો. તે જગા આગળ હંમેશાં લોકોની આવજાવ વધારે રહેતી હતી. થોડેક દિવસે તે વેરાગી પોતાના પોપટને

લઇને તે જગાએ જઇ ચઢયો, અને હાજર થયલા લોકો ખુલ્લું સમજે તેમ, પોતાના પોપટને સવાલ કીધો કે "બોલ બેટા, આ જગાએ કાંઇ ધન ખજાનો હાથ લાગશે?" પોપટ પોતાને શીખવવામાં આવેલો તે પ્રમાણે બોલ્યો, "બેશક-બેશક." આથી પેલા ઢોંગી વેરાગીએ બધા હાજર માણુસોનાં દેખતાં ત્યાં ખાડો ખોદયો અને પોતેજ દાટેલું ધન જાણે જમીનમાં કોઇ દાટી ગયું હોય તેમ કહાડી લીધું, અને તે લઇ ખુશખુશાલ થવા લાગ્યો. આ મામલો જોઇ પેલા ધનલોભી સાહુકાર લલચાયા કે, ગમે તે ભોગે પણુ તે પોપટને વેરાગી પાસેથી વેચાતો લઇ લેવો. ઘણી રકઝીક પછી પેલો વેરાગી મનગમતી કીંમતે પેલો પોપટ વેચવા તૈયાર થયો, અને જે નાણું મલ્યું તે લઇને ત્યાંથી એવો પલાયણુ કરી ગયો કે પત્તોજ નહી મળે. પેલો ધનલોભી સાહુકાર પોપટને લઈ ખુશી થતો ઘરે ગયો, અને પોતાની ખાતરી કરવાને પોપટને પુછવા લાગ્યો, કે "બોલ બેટા આ જગાએ કાંઇ ધન હાથ લાગશે?" પોપટે પોતાને શીખવી રાખેલો તેમ "બેશક, બેશક" એવો જવાબ આપ્યો કે, પેલો સાહુકાર તો ખુશી થતો ત્યાં ઝટ ખાડો ખોદવા મંડી પડયો, પણુ ત્યાંથી તો પથરા સિવાય બીજું કશું હાથ લાગ્યું નહી. નીરાશ નહી થતાં તેણે એજ પ્રમાણે પોપટને સવાલ કરી બે ત્રણુ જગાએ ખાડા ખોદયા અને ત્યાંથી પણુ ડગરાંજ હાથમાં આવ્યાં. એટલે ધનલોભી સાહુકાર સમજી ગયો કે વેરાગીના હાથ ઉપર આપણે સજ્જડ બની ગયા અને "અક્કલ વેચી ચણા ખાધા છે." પેલા વેરાગીની તેને ઘણી શોધ કીધી પણું તે હોય કયાંથી કે હાથ લાગે? એટલે માથું મોઢું ફોડી મુઆ બેઠા.

## ચોરને પકડવાની નવી યુક્તિ-દીવાના બની જવું!

એક શેહેરમાં એક રાત્રે એક ચોર ચોરી કરવા આવ્યો. એક ઘરમાં ભરાવાનો ઠીક લાગ મલ્યો. પણુ હજુ ઘરનાં માણુસોને જાગતાં જોઇ વાડામાં એક ઝાડની પાછળ છુપાઇ રહ્યો. બન્યું એમ કે ઘરધણી જમી પરવારીને વાડામાં હાથ ધોવા ગયો, અને સ્રી પાસે એક વાસણુમાં પાણી માંગ્યું.

તેવામાં તેની નજર પેલા રાતનાં પહરેણા ઉપર પડી, એટલે તેણે તેને નહ-સાડવાની તદબીર રચી. બાયડી પાણી લાવી કે તેણે કોગળા કરી તે સાહુકાર ઉપર પીચકારીઓ મારવા માંડી. એમ એક પછી એક ત્રણચાર વાસણ ભરીને પાણીની પીચકારીઓ છોડી. પણ જો કાંઇ હીલચાલ કરીશ તો પક-ડાઇ જવાશે એમ સમજી ચોર પણ મુંગો મુંગો ઉભો રહ્યો. છેવટે તેણે એક બે પીચકારી પોતાની સ્ત્રી ઉપર લગાવી. એ તો તેનો કશો ભેદ સમજ્યા વગર ગરબડ કરવા લાગી કે મારો ધણી ગાંડો થયો છે કે શું? એટલે તેણીએ તો ગરબડ કરવા માંડી અને આડોસી પાડોસીઓને બુમ પાડી રોખરૂં જગાડયું. તે કહેવા લાગી કે મારો ધણી ગાંડો થઇ ગયો છે તે મોઢું સાફ કરીને મારા ઉપર પીચકારી મારે છે. આ સાંભળી જઇ પેલો દીવાનાનો ઢોંગ કરતા ધણીજી જવાબ આપતાં બોલ્યા કે, પાંચ વરસનાં હશું ત્યારે મારાં લગન થયાં હતાં, તે પછી તેને અમુલ્ય દાગીના, કપડાં બપડાં પહેરાવ્યાં, તેની સઘળી ઇચ્છાઓ તૃપ્ત કીધી; એટલી બધી મારી કૃપા છતાં મેં એક પીચકારી મારી તો આટલી બધી તોફાન કરી રહી છે, પણ પેલા સામા ઉભેલા પહરેણા ઉપર નજર કરો તો જણાશે કે મેં કેટલું પાણી તેના ઉપર ફેંકયું, તે છતાં તે બાપડો એક શબ્દ વટીક બોલતો નથી; અને થંડે કલેજે ઉભો છે, તો મારા તરફથી તેને પુછી જોવો. બધાં એકઠા થયલા પાડોસીઓએ તે તરફ ફરીને જોયું તો જણાયું કે, મુરબ્બી ત્યાં તેરીબી ચુપ અને મેરીબી ચુપ કરી ઉભા હતા. સઘળાઓએ તેને ખરા રૂપમાં સમજી જઇ પકડયો, મુસ્કેતાટ કીધો અને પોલીસને હસ્તે સોંપ્યો.

## માંડીવાળ કે ફેરવી તોલ!

એક શેહેરમાં એક ધનવાન સાહુકારનો છોકરો બહુ અકરકુસ હતો, અને તરેહવાર ચિત્રવિચિત્ર પોશાકો પહેરી ખુબ ભપકામાં સાંઢની પેઠે ભટ-કતો ફરતો હતો. એક દિવસે એમ ફરતો હતો તેવામાં રાજાના મહેલ આગળ આવી લાગ્યો, રાજાની રાણી બારીએ બેસી શેહેરની રચના નીહાળતી હતી. તેણે આ અકડુને દીઠો. તે સમજયો કે રાણીજી મારો દેખાવ જોઇ મારા

ઉપર કુરબાન થયાં છે. એટલે તેણે આંખના કટાક્ષ માર્યાં. રાણીજી આથી બહુ ગુસ્સે થઈ ગયાં, અને બનેલા બનાવની વાત રાત્રે રાજા આગળ કરી અને રાજાને કહ્યું કે જો આવતી કાલે ગામના બધા સાહુકારોને ભેગા કરવામાં આવશે તો તેમાંથી હું તે છટેલને તુરત પીછાણી કહાડીશ. રાજાએ તે કબુલ કીધું, અને ગામમાં બટાકી ફેરવી ગામના બધા સાહુકારોને બીજે દિવસે ત્રણ વાગે દરબારમાં હાજર થવાનું તેડું કીધું. અને જે કોઇ તેમ હાજર નહી થાય તેને સખત સજા કરવા ફરમાવ્યું. આ હોકમ સાંભળી બધા સાહુકારોએ ભેગા થઇ આપસ આપસમ વિચાર ચલાવ્યો કે, રાજાજીને આમ આપણને બધાને ભેગા કરવાને શું કારણ મળ્યું છે? શું કોઇએ કોઇ રાજકુટુંબના માણસનું અપમાન કીધું છે કે કેમ? આ વિચાર ચાલતાં પેલો આંખમારૂ છટેલ જુવાનીઓ પકડાઇ આવ્યો. એટલે બધાએ જાણ્યું કે આ બાપડાનું આવી બન્યું છે ખરૂં. એટલે તેને બચાવી લેવાના ઉપાયો શોધ્યા. એક હાવકા માણસે એવો ઉપાય બતાવ્યો કે દરબારમાં ભેગા મળતાં તે પોરિયાએ, પોતાને જાણે તેજ રીતે આંખો મચકાવીને જોવાની કુદરતી ટેવજ હોય તેવો દેખાવ કરવો, અને બધા ભેગા થાય ત્યાં આખો વખત બન્ને આંખો મચકાવ્યાજ કરવી; અને જ્યારે રૂખસદ મળે ત્યારેજ તેણે તેમ કરવાનું બંધ કરવું. આ પ્રમાણેની ગોઠવણ કરી તેઓ છુટા પડયા. ઠરાવેલા વખતે બધા દરબાર કચેરીમાં ભેગા થયા. રાણીજીને ત્યાં બોલાવ્યાં અને તેઓએ પેલા આંખમારૂ પોરિયાને તુરત પીછાણ્યો; અને રાજાને આંગળી કરી દેખાડયો. રાજાજીએ તેને પોતા હજુર બોલાવી ખુબ કઠોરપણે સવાલ જવાબ કરવા માંડયા. છોકરાને ભણાવી રાખેલો હતો તે પ્રમાણે રાજા જોડે વાત કરતાં તે આખો વખત આંખોના પલકારા ચલાવ્યોજ જાય; અને જવાબ આપતી વખતે ચેહેરો પણ શાંત અને ગંભીર ધારણ કરી દીધો. રાજાએ જોયું કે છોકરાને તો આંખના પલકારા મારવાની કાંઇક કુદરતી ખોડ હોય એમ લાગે છે, એટલે બધા ભેગા થયલા સાહુકારો તરફ ફરી તેમણે પૂછયું કે આ છોકરો વાત કરતાં ચાલુ ને ચાલુ પલકારા માર્યા કરે છે એ શું કારણથી

છે? તેમાંના એક ડાહ્યા સાહુકારે જવાબ દીધો કે સાહેબ, કોઈ કોઈ વખતે એ બાપડાને એવો કાંઇક રોગ ઉભરી આવે છે, અને તે ત્રણ દિવસ લાગત ચાલુ રહે છે. રાજાજીનાં ધ્યાનમાં વાત ઝટ ઉતરી ગઇ, અને સમજ્યા કે આ બાપડાએ કાંઇ ખરાબ હેતુથી રાણીને નેઝારા મારેલા જણાતા નથી, પણ કુદરતીજ તેને તેમ આંખો ફડકાવવાની ટેવને લીધેજ એમ કરેલું હોવું જોઇએ. એટલે તેણે તે છોકરાને નિર્દોષ ઠરાવી છોડી દીધો; અને સાથે બધાઓને વિદાય થવા તાકીદ કરી. આ તદબીરથી પેલો છોકરો જે જાન ગુમાવવા જેવા ભયમાં આવી પડયો હતો તે સાવ છટકી જવા પામ્યો.

## એક ઢેડ ને દુસરા કસાઈ!

એક બાપડા રાંક ગામડિયાને એવી કલાંટ બાયડી મળી હતી કે જરા જરા વારમાં તે રાંડ છેડાઈ પડી તે બાપડાને દિવસમાં કમમાં કમ ત્રણચાર વાર ઝાટકતી. તેમ કરતાં નહી જોય વાસણ, નહી જોય ચમચ–કડછી, નહી જોય ચાની ચલાણું–કે નહી જોય ખાંડણી બટો. જે હાથમાં હોય કે હાથમાં આવે તે ઉપાડતીજ કે છુટું તે બાપડાના આંગ ઉપર ફેંકે, એટલે તે બાપડો મારનો માર ખાય અને વાસણ ભાંગીને ભુકો થઇ નુકશાન થાય તે જુદું. બાપડો એમ માર ખાતાં કંટાળી ગયાથી થોડાક દિવસ ધણિયાણીની રજા લઇ બીજે ગામ એક ઓળખીતાને ત્યાં જવાનો ઠરાવ કીધો. ત્યાં જવાની ગોઠવણ તો કીધી: પણ બાપડાને થોડીજ ખબર હતી કે તે ઓળખીતાની રાંડ વળી પોતાનીને બાજુ બેસાડે તેવી હતી. એટલે તેઓ બનીઠનીને પેલા મિત્રને ગામ સીધાર્યા. ત્યાં પોહોંચતાં મિત્રે હેત બતાવી, પોતાની ધણીયાણીને હોકમ કીધો કે આ મારા ઓળખાણવાળા છે એમની સારી સરભરા કરવી. તેવણ ગુપચુપ ઘરમાં ગયાં, અને કાંઇ કાચું પાકું તૈયાર કરી તેની રકાબી કહાડી લાવી પોતાના ધણીને આપી. તેમ જોઇ ધણીએ પોતાના ભલાં ધણિયાણીને ઠપકાના રૂપમાં નરમાશથી સમજાવ્યું કે પેહેલા પહરોણાને આપે કે પેહેલાં મને–ઘેરનાં માણસને. હજુ તો તેવણ આ શબ્દ બોલી નહીં રહ્યા કે, લાગલાં ધણીયાણી તો એટલાં છેડાયાં કે પેલી રકાબી જે હજુ તેણીના હાથમાંજ હતી તે એમ ને એમ

ભરેલી ધણીના દીલ ઉપર છુટી મારી. રકાબીના કકડા ભુકલા થઈ ગયા, અને એક કકડો ઉડીને પેલા બાપડા પહરોણાં આવેલા શખસના માથામાં લાગ્યો. બાપડો ઘરધણી પણ બાયડીની આ ચાલથી ખસ્યાણો પડયો; અને પેલો પહરોણો પણ મિત્રની સબુરી જોઇ છક થયો, અને સમજી ગયો કે અહીં પણ "એક ઢેડ ને દુસરા કસાઇ" જેવો મામલો છે, એટલે મુંગે મોઢે પોતાને ઘેર પાછોજ ફર્યો.

## ભેંસના સીંગ ભેંસને ભારી.

એક ટુંક કમાણીવાળો વેપારી જે નાના પાયા ઉપર ધંધો રોજગાર કરી સારી રીતે પોતાનું ગુજરાન ચલાવતો હતો, તેણે એકવાર એવી યુક્તિ કીધી કે ગામમાં જે સાહુકારો હતા તેમના પાસે થોડી થોડી રકમો ઓછીકી લઇ બધાનાં નાણાં ઘાલી જવાં. એ પ્રમાણે તેણે દશ જણ પાસે થોડા થોડા કરીને હજાર રૂપિયા કહડાવ્યા. આ ઉછીકી થાપણથી ધંધો ચલાવી તે લગાર પગભર થવા પામ્યો. તે પછી તેણે માંગનારાઓને ઉડાવવાને તદબીર રચવા માંડી. આમ તેમથી પોતાની બધી પુંજી જમાવ કરી તેણે તે છુપાવી દીધી અને ગામમાં બુમ ઉડાવી કે ઘરમાં લુટારૂઓ ભરાયા હતા તે બધું તેનું લુટી ગયા અને હવે કાંઇ રહ્યું નથી. તેનો એક માંગનારો બહુ પાકો હતો, તેણે વિચાર્યું કે ભાઇ સાહેબની આ માત્ર ખોટી બુમ છે, અને તે મોટે ભાગે માંગનારાઓને હાથ ધોવડાવવાની યુક્તિ માત્ર છે. તે વેપારી પાસે ગયો અને કહ્યું કે, જો મને મારૂં લેણું ભરપાઇ કરી ચુકતે કરી દે તો હું તને એક એવી યુક્તિ સુઝાડું કે કોઇ માંગનાર તેના પાસે માંગણી કરવાને આવેજ નહીં. તે વેપારીભાઇ પણ તેના માથેના હતા; એટલે ઢાવકું મોહડું કરી બોલ્યા કે પહેલેથી નહીં પણ પાછળથી તે તેનું દેવું અદા કરશે. તે માંગનારે તેને શીખાડયું કે જ્યારે માંગનારાઓ તેના પાસે લેવા આવે ત્યારે તેણે દીવાનાપણાનો ઢોંગ કરી કુતરૂં ભસે તેમ ભોં ભોં એવો અવાજ કરી કુદાકુદી કરી મેલવી. આ યુક્તિ પેલા ઠગારા વેપારીને ઠીક લાગી, અને માંગનારાઓ આવે કે તુરત તેણે દીવાના સરખા ચાળા કરી, બેં બેં ભોં ભોં કરી તેમને ખાવા દોડતો

હોય તેમ તેમના આંગ ઉપર ધસ્યો જતો; એટલે બધા સમજ્યા કે બાપડો પૈસા ગયાથી ખરેજ દીવાનો થઇ ગયો છે હો! હવે પેલા યુક્તિ સુઝાડનાર ધણીએ પોતાના નાણાની ઉઘરાણી કરી તો પેલાએ તો તેને પણ બેંબેં ભેંભેં કરીને ઉડાવ્યો, એટલે તેણે કહ્યું કે ભાઈ મેં તને યુક્તિ સુઝાડી તો તેનું ફળ મને પણ એવુંજ આપે છે કે? પેલો બોલ્યો કે તને તારા બાપદાદાને પણ બેં બેં ભોં ભોં, નીકળ ચાલ્યો જા. તેણે જોયું કે આ તો આપણા કર્તુક આપણને નડયા અને ભેંસના શીંગડા ભેંસને ભારી પડયાં, એમ સમજીને તે બાપડો પણ ત્યાંથી પોક મુકી ચાલતો થયો.

## દેવું અદા કરવાનો સહેલો રસ્તો.

એક ખેડુતે એક સાહુકાર પાસેથી એક હજાર રૂપિયા વ્યાજુકા કઢાવ્યા તો ખરા. પણ વાયદાથી તે પાછા ભરી શકાયા નહીં. એટલે વાયદા ઉપર વાયદા કરી તેને બાર મહીના સુધી ઉડાવ્યો. પછી એક મહીનાનો વાયદો કીધો. તે પુરો થતાં અઠવાડિયાનો વાયદો કીધો. તે પુરો થતાં બીજા દિવસનો વાયદો કીધો. છેલ્લા વાયદાએ માંગનાર નાંણું મેળવવાની આશામાં ને આશામાં તેને ઘેર પહોંચી ગયો. સાહુકાર આવે છે એમ જોતાંજ તે ખેડુત તુરત પોતાના ખેતરે દોડયો, અને વાડે વાડ આમલીના બીનું વાવેતર કરવા મંડી ગયો. સાહુકાર પણ તેની પાછળ લાગ્યો; અને તેને પકડી પાડી આજના વાયદાની યાદ આપી. ખેડુત બોલ્યો, મારો વાયદો હુ ચુકયો નથી; પણ દેવું અદા કરવાના ઉપાયોમાંજ હું ગુંચાયો છું. આ હમણાંજ હું બી વાવું છું અને તેનો પહેલો પાક થતાં તારૂં કરજ હું ભરી દઇશ. આ ટુંકો વાયદો સાંભળી માંગનાર નીરાશ બની હસવા લાગ્યો, જે જોઇ ખેડુત જાણે તેનું વધારે પાકવતો હોય તેમ બોલ્યો, ભાઇ તું માંગનાર છે, તું હમણાં તો હસ; પણ ખરૂં માનજે કે દેવું અદા કરવાનો આ ખરો માર્ગ મેં અખત્યાર કરેલો છે, અને તે અમલમાં આવતાંજ દેવામાંથી છુટો થઇશ તે તું સાબુત માની લેજે. માંગનાર, વધુ નીરાશ થઇ બોલ્યો કે, હા બાઇ હા, ઠીક ઉપાય શોધ્યો છે, "બાપ મરેંગે જબ બેલ બાટેંગે" અબ ખલાસ એમ બોલી બાપડો ચાલ્યો ગયો.

## પ્રમાણિક ચોર! અને રાજાનો દરબારી.

એક શેહેરમાં એક અઠન ચોર વસ્તો હતો. તે ચોરી કરવાની અનેક યુક્તિઓ વાપરી ભલે ભલે ઠેકાણે ચોરીઓ કરતો હતો. તેણે એક વેળા વિચાર કીધો કે કોઇ ધર્મગુરુ પાસે જઈ હવે કાંઇ પાપનું પ્રાયશ્ચિત કરવું. ધર્મગુરુએ તેને સમજાવ્યો કે તેણે ચોરી ચકારી કરવાની છોડી દેવી; પણ પેલા સાહુકારને તો તે ધર્મગુરુની સલાહ રુચી નહીં. એમ જાણી તે ચોરે એટલું તો કબુલ કીધું કે જુઠું બોલવાની ટેવ છોડી દીધી. તેજ દિવસે રાત્રે તે ચોરે ખુદ રાજાના મહેલમાં ધુસી, ચોરી કરવાનો ઠરાવ કીધો, અને જે કાંઇ કીમતી અવેજ મલે તે ઉપર હાથ મારવાનો ઠરાવ કીધો. હવે બનાવ એવો બન્યો કે રાજા પોતેજ છુપો વેષ લઇ મહેલની આજુબાજુ ચર્ચા જોતો ફરતો હતો. તેમ કરતાં તે પેલા ચોરને મલી ગયો. રાજાએ તેને સવાલ કીધો કે 'કેમ ભાઇ, આટલી મોડી રાત્રે કયાં નીકળ્યા અને શું કામે બહાર પડયા છો?' ચોરે સાચું બોલવાની પ્રતિજ્ઞા લીધેલી એટલે તે ધ્યાનમાં રાખી બોલ્યો કે, 'હું આજે રાજાના મેહેલમાં ચોરી કરવા માટે ધુસવાનો ઇરાદો રાખું છું.' રાજાએ પણ ઠાવકું મોઢું કરી તેને પૂછ્યું કે હું પણ તારી સાથે આવું તો ચાલશે કે? ચોરે તે કબુલ રાખ્યું. બંને ત્યાંથી ચાલ્યા. ચોર મેહેલમાં ધુસ્યો અને રાજાને તપાસ રાખવા પોહોરેગીર તરીકે બાહાર ઉભો રાખ્યો. અંદર જતાં, રાજાની ટેબલ ઉપર ત્રણ અમુલ્ય માણેક પડેલાં દીઠાં, એટલે બીજાં કશાં ઉપર તડાંપ નહીં મારતાં તેજ ઉપાડવાનો ઠરાવ કીધો. પણ વેહેંચી લેવામાં વાંધો પડશે એમ ધારી એક માણેક ત્યાં રહેવા દીધું, અને બે માણેક લઇને બાહેર પડયો. તે લઈ રાજા જ્યાં ઉભો હતો ત્યાં જઈ લાગ્યો, અને એક માણેક તેને આપ્યું અને એક પોતે લઇ લીધું. રાજાને તેના બોલવા ઉપર શક ગયો, એટલે બંને જણ છુટા પડયા. રાજા તો મેહેલમાં ગયો, અને પેલો ચોર પોતાને રસ્તે ગયો. મેહેલમાં જતાંજ તેને ચોરના બોલવા ઉપર શક ગયલો હોવાથી ટેબલ ઉપર શોધ ચલાવી તો માલમ પડયું કે ચોરે કહેલું સાચું હતું, કેમકે એક માણેક ખરેખર ટેબલ ઉપર પડેલું તેણે જોયું. બીજી સવારે તેણે પોતાના વજીરને બોલાવી ફરિયાદ કરી કે રાતની વેળાએ તેના મેહલમાં ચોરો

ઘુસેલા માલમ પડે છે, માટે શું શું ચોરાયું છે તેની તપાસ કરવી. ટેબલ તપાસતાં એક માણેક વજીરના હાથમાં આવ્યું એટલે તે ઉપાડી તેણે પોતાના ખીસ્સામાં સેરવી દીધું, અને રાજાને રિપોર્ટ કીધો કે ટેબલ ઉપર પડેલાં ત્રણે માણેક ગુમાઈ ગયલાં લાગે છે. આ બોલવું સાંભળી રાજાને લાગ્યું કે ચોર સાચુંજ બોલ્યો હતો અને આપણું નીમક ખાનાર વજીરજ ખોટું બોલે છે. તેના ખીસામાંથી તે માણેક તેણે કઢાવ્યું અને તે લબ્બાડ વજીરને રૂસવા કરીને રૂખસદ આપી અને પેલા ચોરને બોલાવી તેના સત્યવાદીપણા માટે તેને ઇનામ આપી અમલદાર કીધો.

## મધનાં એક ટીપાંએ મચાવેલું તોફાન.

એક મિયાંભાઇ એક દિવસે બજારમાં મધ લેવા ગયા, અને એક વાણિયા દુકાનદાર પાસેથી મધ ખરિદયું. મધની આપ લે કરતાં મધનું એક ટીપું ભોંય ઉપર પડયું એટલે કુદરતી તેના ઉપર માખી બેઠી. માખી ઉપર ઘલોડી તુટી પડી. તેમ જોઇ દુકાનદારની પાળેલી બીલાડી ઘલોડી પકડવા ધાઇ. તે જોઈ બિલાડી ઉપર તે મુસલમાનનો કુતરો તુટી પડયો, અનેતે મામલો જોઇ દુકાનદારે તે કુતરાને મારીને ઠાર કીધો. આટલેથીજ નહીં પટતાં આ રમખાણે હુલ્લડનું રૂપ પકડયું. મુસલમાને ઉશ્કેરાઇને દુકાનદારને બરફાટી કાઢયો, અને તેમ જોઇ બધા દુકાનદારો ભેગા થઈ જઇ મુસલમાન ઉપર તુટી પડયા. મિયાંભાઇ કાંઈ ખાંડયા જાય! ખબર પડતાંજ ગામના તમામ મિયાંભાઇ ત્યાં એકઠા થઈ ગયા, અને હિંદુ—મુસલમાનો વચ્ચે જબરૂ યુદ્ધ જામી ગયું. આખું ગામ બે તડ—હિદુ—મુસલમાન—માં વહેંચાઇ ગયું અને તેમ સામસામી મોટી લડાઇ—મારામારી ચાલી, જેમાં ઘણાક જાનોની પણ ખુહારી થઇ. ઘણી મહેનતે શાંતિ ફેલાઇ. એટલે બીજા અજાણ્યા લોકોએ આ બધી ગરબડનું કારણ જાણવા માંગ્યું તો માલમ પડયું કે એક મધના ટીપાંએ આ સઘળું તોફાન જગાડયું હતું. એટલે લોકો આવા નજીવા કારણ માટે આવું ભારી તોફાન કરવા માટે બંને પક્ષને ઠપકો આપવા લાગ્યા.

## એક બ્રહ્મચારીનાં અડપલાંથી બોટ ઉંધી વળી.

એક શેહેરમાં એક ઉંડી નદી વેહતી હતી. એક ધોરી રાજમાર્ગમાં તે એવી રીતે આડી આવી હતી કે, એક નાકેથી બીજે નાકે જવા માટે તે

નદી પસાર કરવી પડતી અને તે માટે તેમાં એક ફેરીબોટ હમેશાં ફરતી રહેતી. એજ પ્રમાણે એકવાર એક ફેરીબોટ ચીકાર ભરાઇને એક નાકેથી ઉપડવાની તૈયારીમાં હતી. તેમાં ઝાડુના ભાથરા સાથે એક ઝાડુ વેચનારી હતી, એક ગારૂડી પેટીમાં સાપો ભરીને પાર જવા બેઠો હતો, અને એક વાંદરાનો નાચ કરનાર ગારોડી પોતાનાં વાંદરા સાથે બેઠેલો હતો. તે ઉપરાંત તેમાં બીજા પણ કેટલાક ઉતારૂઓ હતા. એટલામાં એક બ્રહ્મચારી આવી લાગ્યો અને બોટવાળાને કાલાવાલા કરવા લાગ્યો કે મને પણ લઇ જવો. ઉતારૂઓએ તેને નહી દાખલ કરવાને ઘણા કાલાવાલા કીધા, પણ લોભી બોટવાળાએ દોઢોડીયાંની લાલચે તેને પણ અંદર લઇ લીધો. બ્રહ્મચારીઓ ઘણા તીખલી હોય છે એટલે ઉતારૂઓએ તેને નહી દાખલ કરવાને આનાકાની કરી હતી. બ્રહ્મચારી બોટમાં કાંઇ અડપલાં નહી કરી શકે તે માટે બોટવાળાએ તેના હાથ અને પગ બાંધી લીધા. આવી સાવચેતી સાથે બોટ સડસડાટ ચાલી, પણ થોડેક ગઇ કે બ્રહ્મચારીને અડપલાં કરવાનું મન થયું. તેણે ધીમેથી ઝાડુના ભાથરામાંથી બે ચાર પીછડાં દાંતે ખેંચી કહાડયાં, અને તે પીછડાં લઇ દાંતેદાંતેજ પેલા વાંદરાને તેની ગાંડ ઉપર ઘોચ્યાં. આથી વાંદરાજીએ તો કુદાકુદ અને નાહાસભાગ કરવા માંડી, અને તેમ કરતાં પેલા સાપની પેટી ઉપર કુદકા ભુસ્કા મારવા લાગ્યો. આ કુદકાથી સાપની પેટી ઉઘડી ગઇ એટલે પેટીમાં ખુશાલ ઉંઘ કહાડતા સર્પજીએ વિકાળ સ્વરૂપ ધારણ કરી ડોકું ઉંચું નીચું કરવા માંડયું. આ જોઇ ઉતારૂઓમાં ભારે ગભરાટ મચી રહ્યો અને સઘળા બોટમાં એકજ બાજુએ ભરાવા લાગ્યા, એટલે બોટે સમતોલપણું ખોહી દીધું અને એકદમ પાણીમાં ડુબી ગઇ, અને સઘળા ઉતારૂઓ પાણીમાં પડયા અને ઘડીમાં ભારે હાહાકાર મચી રહ્યો. સઘળાઓને સલામત બચાવવામાં આવ્યા, પણ દરેકના મોઢામાંથી એકજ શબ્દ નીકળવા લાગ્યો કે, "એક બ્રહ્મચારી એકસો તીખલી વાંદરાઓની બરાબર છે" તે ખરીજ વાત છે.

## કુતરો સરસ કે ગધેડો ?

એક ગામમાં એક ધોબીને ત્યાં રખેવાળી માટે કુતરો અને બોજો

ઉપાડવા માટે ગધેડો એમ બે જનાવર પાળેલાં હતાં. એક રાત્રે ધોબી ઉંઘમાં પડેલો હતો તેનો લાભ લઇ કેટલાક ચોરો ઘરમાં ભરાયા. કુતરો જેની ફરજ હતી કે, આ ચોરોને દેખીને ભસી ભુકીને પોતાના શેઠને જગાડવો જોઇતો હતો, તે આ મામલો જોયા છતાં ચુપજ બેઠો. ગધેડો આ જોઇ રીસે ભરાયો અને કુતરાને તેની ફરજમાં ચુકવા માટે ઠપકો આપવા લાગ્યો. કુતરાએ તેને જવાબ વાળ્યો કે ભાઈ ગધેડા, શું વાત કહું તને, કે હું તો નીમકહલાલીથી આપણા શેઠની નોકરી બજાવી થાકયો છું, પણ આપણને તેણે શું બદલો આપ્યો છે, અને આપણી શી કદર કરી છે? માટે આ વખતે તો તેવા નગુણા શેઠને પારકે હાથે તેનાં નગુણાપણાનો બદલો વાળવા દે. ગધેડાજીને તે જવાબથી સંતોષ થયો નહી. એટલે તેણે તો ભુકી ભુકીને ગોંધીયારૂં કરી મુકયું અને શેઠને જગાડયો. શેઠ ઉઠે તેટલામાં તો ચોરો એવા છુપાઇ ગયા કે કદી હાથમાં પણ ન આવે; કે બીલકુલ તેમની હાજરીજ નહી જણાય. એટલે ધોબીજી તો ગધેડા ઉપર ખુબ ગુસ્સે થયા અને આવો નકામો ગભરાટ કરી તેને ઉંઘમાંથી જગાડવા માટે ઠપકો આપવા લાગ્યો, અને સામો બાપડાને બેચાર ડફણા પણ લગાવી કહાડયાં અને પાછો સુઈ ગયો. ચોરોએ આ ઠીક તક જોઇ ઘેરમાં ધુસી જેટલું કાંઇ હાથ લાગ્યું તે લઇ ચાલતી પકડી. આ મામલો જોઈ કુતરાનું ચઢી વાગતું થયું, અને તે ગધેડા આગળ જઇ તેને કહેવા લાગ્યો કે કેમ ભાઇ, તારી નેકીનો બદલો તને મળ્યો? તું નીમકહલાલી કરવા આટલો બધો ડંફાસ મારતો હતો તેનો નતીજો કેવો મળ્યો? જો તેં ગુપચુપ બેસી રહી તેના કામમાં માથું માર્યું ન હોત તો આ માર ખાવો પડત નહીં! ગધેડો પણ સમજી ગયો કે કુતરાની વાત પણ કેટલીક સાચી તો છે, પણ શેઠની ખાતરી થશે એટલે તે પોતાનાં આ કામ માટે પુરેપુરો પસ્તાવો કીધા વગર રહેશે નહી.

## બે ગામડિયા ગમારની વાર્તા.

એક ગામમાં બે ગામડિયા ગમારો રહેતા હતા. બાપડા જો કોઈ દિવસે ભોગ ચોઘડિએ શેહેરમાં જઇ લાગે તો ત્યાં તરેહવાર નવી નવાઇઓ

દેખી તેઓ અજાયબ થઇ જતા. તેઓ બંને એક દિવસ શેહેરમાં મંદિરમાં નવી મૂર્તિ ગોઠવવાની ક્રિયા ચાલતી હતી તે જોવા ગયા. બંનેમાં જે વડો હતો તે તો લગાર પણ હુશિયાર હતો, પણ નાનો હતો તે તો તદ્દનજ બેવકુફ, બોચિયા જેવો હતો. મંદિરમાં પેસતાં મૂર્તિને અંઘોળ કરાવી સાફ-સુફ કરવામાં આવતી હતી તે જોઇ નાનાએ વિસ્મય પામી સવાલ કીધો કે, શું આ મૂર્તિને દેવ તરીકે લેખવામાં આવે છે? એ તો કાંઇજ નહી પણ પત્થરનો કકડો છે! મંદિરના એક પુજારીએ આ વચન સાંભળતાંજ ગુસ્સે થઈ તે બાપડા બોચિયાના આંગ ઉપર ધસી જઈ મૂર્તિને આવાં હલકાં વિશેષણ વાપરવા માટે ખુબ ફટકાવી કહાડયો, અને સમજાવ્યું કે બુઅખ આ દેવતાને આવા હલકાં વિશેષણ શા માટે વાપરે છે? પેલો બાપડો ગામડિયો તો ગભરાટમાં પડયો અને પગે લાગીને માફી ઉપર માફી માંગવા લાગ્યો. અને બોલાયલા શબ્દો માટે પશ્ચાતાપ કરવા લાગ્યો, અને ફરીવાર જાણુ-અજાણ એવા શબ્દો નહી બોલવા માટે પ્રતિજ્ઞા ઉપર પ્રતિજ્ઞા લેવા લાગ્યો. હવે ત્યાંથી નીકળેલા બંને જણા ખાણું લેવાને એક વીશીમાં ગયા, અને ખાવાનું માંગ્યું. વીશી હતી વળી છેક ઉતરતા પ્રકારની એટલે ખાવાનું આવ્યું, તેમાં પીરસવામાં આવેલા ભાતમાં ઘણાક પત્થર રેતી વગેરે જોવામાં આવ્યું. તે જોઇ તેમાંના મોટાએ વીશીવાલાને બોલાવી તે તરફ તેનું ધ્યાન ખેંચવા માંડયું. નાનો જે આ સઘળો વખત ગુપચુપ બેસીને શું થાય છે તે જોતો હતો, તે તે સાંભળી ચીરડાઇ ઉભો થયો અને પેલા મોટા સોબતીને એકાદ બે ઝપાટા લગાવી કહાડી બોલવા લાગ્યો કે મૂર્ખા, સવારે શું બન્યું તે તું એટલાવારમાં કેમ ભૂલી ગયો? જાણતો નથી કે એવા અપશબ્દો માટે સવારે મંદિરમાં મારા શા હાલ થયા તે? ભાતમાં રહેલી આ વસ્તુઓને પત્થરા કેમ કરીને કહે છે? તારી ચામડી ઉખેડી નાંખશે, માટે તારૂં મગજ ઠેકાણે રાખ. મંદિરમાં મોટા દેવ હતા ત્યારે અહીં આ દેવનાં નાનાં બાળકો હશે? અને તેને તું પત્થરા અને કાંકરા કેમ બોલે છે? આ બંને ગમારોની વાત સાંભળી વીશીવાળાને તથા બીજાઓને પણ ખુબ હસવું આવ્યું.

## એક કજીયાના બે પક્ષકારોનો એકજ સાક્ષી !

એક ગામમાં એક વેળાએ એવો બનાવ બન્યો કે તે ગામના પટેલને ત્યાં પાળેલું ટટ્ટુ ગામના એક અઠંગ લુટારાના જોવામાં આવ્યું. તેણે વિચાર કીધો કે આ ટટ્ટુ ગમે તેમ કરી તફડમંચી કરી જવું. લાગ જોઇને એક દિવસે તે ટટ્ટુ તે લુટારૂ ઉપાડી ગયો અને તે ઓળખાય નહી તે માટે તેના આગળના પાછળના પુછડાના વગેરે વાળ કાપી કુપી નાના કરી તેને બેડોળ બનાવી મુકયું. છતાં પણ પટેલે તો બહુ ખોળ કરી ઘોડું ઓળખી કહાડયું, અને રાજા હજુર ફરિયાદ લઇ ગયો. રાજાએ તેના કોઇ સાક્ષી ગુવાહી છે કે નહી એવો સવાલ કીધો, એટલે તેણે હા પાડી. તેણે બજારના એક દુકાનદારને તેડીને પેલું ટટ્ટુ તેના આગળ ઉભું રાખી તેને સવાલ કીધો કે, આ ટટ્ટુનો ખરો માલેક કોણ છે તે તું કહે. જ્યારે પેલા ઠગારાને તેના કોઇ સાક્ષી ગુવાહી માટે પુછ્યું ત્યારે તેણે પણ પોતાના સાક્ષી તરીકે તે દુકાન-દારનુંજ નામ આપ્યું. દુકાનદારે જોયું કે આપણે તો બંને તરફથી આંટીમાં પડયા ! કોની તરફ જુબાની આપવી તે સુઝે નહી. જો સાચું બોલે છે તો પેલો ઠગારો તો ગામનો એવો પ્રસિદ્ધ લુટારો ખુની કે તે તેને કેમે કરી જતો મુકે નહી; જો તેની તરફેણમાં અને પટેલની વિરૂધમાં જુબાની આપે છે તો પટેલનું ગામમાં ચલણ એટલું કે તેને ગામમાં ઠરપડીને રહેવા દે નહી. આથી તેણે લંબાણ વિચાર કરી, એવી જુબાની ગોઠવી કહાડી કે ગણો તો તે પટેલની તરફેણમાં અને ગણો તો પેલા ઠગારાની તરફેણમાં પણ જાય; અને જુબાની લેનાર ચતુર હોય તો તુરત ચેતી જાય કે તેણે જુબાની કોની પક્ષમાં આપી છે. એટલે રાજાના સવાલના જવાબમાં તે બોલ્યો કે, સાહેબ આ ટટ્ટુ બેવડા દેખાવનું છે, આગળ (એટલે આગલો ભાગ) જોવો તો તે પટેલનું લાગે છે, પણ પાછળથી (પાછલો) ભાગ તે આ પ્રતિવાદીના જેવું લાગે છે. રાજા બહુ ચંચળ હતો એટલે તેણે વિચાર્યું કે આ જવાબમાં બે અર્થ છે, તે એમ કે ચોરીની અગાઉ તે આ પટેલનું હતું પણ ચોરાયા પછી તે પ્રતિવાદીના કબજામાં ગયું છે. અને પાછલા

ભાગમાં ફેરફાર થઈ ગયો છે. તેણે સાક્ષીના અલ્પપણુ અને તેના ચતુરાઈ ભરેલા જવાબથી તેને સાબાશી આપી, ટટ્ટુ પટેલને સ્વાધીન કીધું, અને પેલા પ્રતિવાદીને તેના જુઠાણા માટે યોગ્ય સજા કીધી.

## રસોઇઓ ન્યાયાધીશ કેમ બન્યો?—"તેજીને ટુકારો."

એક શેહેરમાં એક ધનવાન વેપારી રહેતો હતો, જે હીરા, મોતી, ઝરઝવેરાત વગેરેનો વેપાર મોટા પાયા ઉપર કરતો હતો. એક વખત તેને ઊંચાં મોતીઓની જરૂર પડી એટલે એક દિવસે ઘણાક મોટા મોતીના વેપારીઓ તેને ત્યાં ભેગા થયા, જેઓ પોતાની જોડે તરેહવાર જાતનાં મોતીઓ તેની પસંદગી માટે લાવ્યા હતા. તે વેળા ત્યાં એક મોતીની માળા જોઈ સર્વ કોઇ તેની તારીફ કરતા હતા, તે જોઈ એક નોકર છોકરાનું પણ મન તે મોતી તરફ પુષ્કળ ખેંચાયું. તે જોઇ શેઠે તે છોકરાને લગાર ગુસ્સામાંજ સવાલ કીધો કે તને શું થયું છે પોર્યા, તારી અક્કલ શુન મારી ગઇ છે કે શું ? છોકરાએ જવાબ દીધો સાહેબ, મારી આંખ્યો ન ધારેલી રીતે પેલાં ચકચકિત થતાં મોતીઓ ઉપર પડી ગઇ, અને તેથીજ તેના ચમકાટમાં મારા હાથ આડા ખેંચાઈ ગયા. શેઠે કહ્યું, તું મોતીઓને શું કરવાનો છે? વિદ્વાન પંડિતો કે લડાઇના શુરા સિપાહ બચ્ચાઓને તેના જોડે સ્નાનસૂતક હોય છે, પણ તારા સરખા નોકર છોકરાને મોતીઓ સાથે શું રમત કરવાની હોય તે હું સમજી શકતો નથી. પંડિતો અને સિપાહ બચ્ચાઓને તે માત્ર ભેટ કરવામાં આવે છે. પેલા છોકરાને આથી ખુબ ચટકો લાગ્યો, અને તે મનમાં વિચારવા લાગ્યો કે હું પણ વિધા સંપાદન કરી પંડિત બનું; તેથી તેણે મન લગાડી ખુબ અભ્યાસ કીધો; એટલી હદ સુધી હુશિયાર થયો કે એક પરદેશી રાજાની દરબારમાં વગ લગાડી ન્યાયાધીશ પણ બન્યો, "તેજીને ટુકારો બસ" છે તે આનું નામ.

## જે પહેલો બોલે તે ઘી ખરિદવા જાય!

એક વખતે ચાર ભુખ્ખા સુક્કા બુઢ્ઢા જુજુઓ ખાણીપીણી કરવાને બાહાર મુસાફરીએ નિકળ્યા. કોઇ એક ચોક્કસ ગામડે જવાનો તેઓએ

ઠરાવ કીધો હતો. એમ કરતાં હજુ તો તે ગામ કેટલેક છેટે હતું તેટલાં તેમને સજ્જડ ભૂખ લાગી. તેથી તેઓએ એક સારી જગ્યા જોઇ ત્યાં મુકામ કીધો, અને ત્યાં કાંઈ ખાણું પકાવવાની તૈયારી કરવા માંડી. ખાણું તૈયાર કરતાં માલમ પડયું કે બધો મરી–મશાલો વગેરે તૈયાર હતાં, પણ મુખ્ય ચીજ જે ઘી તેજ નહી હતું, અને ઘી વગર તો ખાણું પકાવી શકાયજ નહી. ચારે જણ વિમાસણમાં બેઠા કે હવે કરવું કેમ? એવું ઠર્યું કે આપણામાં એક જણે પાસેનાં ગામમાં જઇ થોડુંક ઘી વેચાતું લાવવું અને તેટલાં બીજાઓએ પકાવવાની તૈયારી ચલાવવી. આ ગોઠવણ થવા છતાં ચારમાંથી એકે પણ ઘી લેવા જવાનું માથે લીધું નહી. ત્યારે તેઓએ ઠરાવ કીધો કે ચારમાંથી જે કોઇ પેહેલાં ચુપકીદી તોડે તેણે ગામમાં જઇ ઘી લાવવું. આ ઠરાવ પ્રમાણે ચારે જણ ગુપચુપ બેસી રહ્યા, અને ચારે જણે એવી હઠીલાઈ પકડી કે કોઇ મોઢેથી એક શબ્દ વટિક કાઢવો નહી. ચારે મૂર્ખાઓ આ પ્રમાણે એકબીજાનું મોહોં જોતા બેઠા હતા, તેવામાં એક સિપાઇદાદા ફરતા ફરતા ત્યાં આવી પોહોંચ્યા. તે આ ચારે જણની આવી વલણ જોઈ વિચારમાં પડયો કે આ તે શું ચમત્કાર છે? તેણે એ પ્રમાણે ચુપ બેસી રહેવાનું કારણ પૂછ્યું, પણ તેનો જવાબજ કોણ આપે? કારણ જે બોલે તેણે ઘી લેવા જવું પડે એટલે ચારે જણ મુંગામંત્ર થઇને બેસી રહ્યા. સિપાઈ આ સઘળાનું કારણ કાંઇ સમજી શકયો નહી, અને ઉલટો તેને શક પડયો, એટલે તેણે તો ચારે જણને મુશ્કેટાટ કરી, બીરબલ આગળ ખડા કીધા. સિપાઇએ બધો ખોલાસો કીધો, એટલે બીરબલ તે વિચિત્ર ગમ્મત જોઇ ખૂબ હસ્યો. તેમની ચુપકીદી તોડવાને તેણે અનેક પ્રશ્નો કરી જોયા પણ ફોકટ. ચારમાંથી કોઇએ પણ પોતાની જીભથી હીલા-વીજ નહી અને તેથી તે બીરબલને અતિશય હાસ્ય ઉપજ્યું. અંતે તેણે હોકમ કીધો કે એ ચારે બુબખોને ખોલીમાં લઇ જઇને ખૂબ ઠોકવા અને બોલાવવા. આ કરડો હોકમ સાંભળી ચારમાં એક જણ લગાર હીંમતવાળો હતો તે ગભરાયો કે ફોકટના સોટા પડશે તો હલકા થઇ જઈશું. એટલે તે તુરત બૂમ પાડી ઉઠયો કે બોલો બોલો જબાન ખોલો અને મારમાંથી બચો.

તેણે આ બૂમ મારી એટલે પેલા બાકી રહેલા ત્રણ જણે દરબાર ગજાવી મૂકી કે, આપણી સરત પ્રમાણે જે પેહેલો બોલે તે ઘી ખરિદવા જાય. એમ કહી પેલા બાપડાને પાસેનાં ગામમાં ઘી લેવા મોકલ્યો. પછી તેઓએ પોતાની કફિયત બોલાસાવાર કહી સંભળાવી. એટલે બીરબલ પણ તે સાંભળી તે મૂર્ખાઓની વાતથી ખૂબ હસ્યો અને બધાને રૂખસદ આપી દીધી.

## સબમેં બડા કોણ? પૈસા.

એકવાર શાહની દરબારમાં સબસે બડા કોણ? એ બાબતની તકરાર નીકળી અને કોઇ જૂદા જૂદા અભિપ્રાયો આપવા લાગ્યા. દરબારમાં કવિરાજ ગંગ બીરાજ્યા હતા, તેમને રાજાએ અભિપ્રાય પૂછવા માંડયો. તેઓએ એવો અભિપ્રાય આપ્યો કે સબમે બડા પૈસા હય, તેના વગર મા, બાપ, બાઇ બહેન, બાયડી, સાસુ સૌ છોડી ચાલતાં થાય છે. એજ બાબતમાં તુલસીદાસ કહી ગયા છે કે જેની ગાંઠે ખડીંગ ખડીંગ રૂપૈયા વાગતા હોય તો સગાં વાહાલાં સર્વ થોડાં થોડાં થઇ જાય છે અને જાણે તેનું મોત પણ લઇ લેવા માંગે છે. કબીર કહે છે કે પાસે પૈસા હોય તો હાથીની અંબાડી તથા ડંકનો બપકો પણ પૈસા નહી હોયં તો પાંઉમાં બેડી એવોજ આ જગતનો નિયમ છે. એ બાબતમાં એ ત્રણે કવિરાજે કવેતો બનાવ્યાં છે તેનો નમૂનો નિચે મુજબ આપીશું.

### કવિરાજ ગંગ

પૈસેબીન પુતકુ કપુત કહે—પૈસેબીન બાપ કહે બેટા દુ:ખદાઇ હે,<br>
પૈસે બીન બંધુ પ્રાણ જાન લે—પૈસેબીન બહન કહે કીસકા તું ભાઇ હે?<br>
પૈસેબીન તીર્યા છોડ ઉડ ચલી હે—પૈસેબીન સાસ કહે કીસકા તું જવાઇ હે!<br>
કવિ ગંગ કહે સુન શાહ અકબર—આજ કે જમાનેમેં પૈસેકી બડાઇ હે.

### તુલસીદાસ શું કહે છે?

બાપ કહે મેરા પુત સપુત—આદર દેવે બોલાવે મૈયાં;<br>
કાકો કહે મારો નેક ભત્રીજો—બહન કહે કદ આવેગો ભૈયાં?<br>
તીરયા કહે ઘર આવેગો વાલમ—તો ગરકુ લગતા લોંગી બલૈયાં<br>
તુલસી સબી એ તે ગુણ ગાવે—કે જીસકે ગાંઠ રૂપૈયા-રૂપૈયા?

સમાપ્ત.

